# મહેન્દ્ર—મુક્તા

કિંવા

# પ્રેમજ્વાળા.

( અતિ રસિક નવલકથા )

પ્રયોજક અને પ્રકાશક

ઠક્કર લવજી માડણ સાતોદ્દડવાળા.

All thoughts, all passions, all delights,
Whatever stirs this mortal frame
All are but ministers of Love,
And feed his scared flame
Coleridge

આવૃત્તિ બીજી — સંવત ૧૯૮૧

પ્રત ૨૫૦૦ — સને ૧૯૨૫

મૂલ્ય રૂ ૨-૮-૦

મુદ્રક—જાદવજી પીતાંબર ઠક્કર
ઠે૦ લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે એન સેલર પ્રેસ,
૭૭–૭૯ ચોપાટી રોડ મુબઈ નં–૭

પ્રકાશક—કેસરી બ્રધર્સ: ઠક્કર લવજી માડણ
ઠે૦ કાલબાદેવી રોડ, ઠક્કર બ્રધર્સ ટોપીવાલાની ઉપર
ઘર નં. ૩૭૧–૭૩ મુબઈ નં–૨

# અર્પણ પત્રિકા.

પરમ પૂજ્ય વૈકુંઠવાસી તીર્થ સ્વરૂપ પિતાશ્રીના ચરણમા
ગ્રામ્ય જીવનને નંદનવન સમ માની કૃષિકારનો અત્યુત્તમ
ધંધો સ્વીકારી, બહોળા કુટુંબ માટે આપે જે શ્રમ
ઉઠાવ્યો છે, મારા શ્રેય માટે આપે જે નિશદિન
ચિંતવન કર્યું છે, જુની રીતીના પણ સાચા અને
વિશાળ ધર્માચારમા અડગ રહી સાદુ અને
સંતોષી જીવન ગુજારી મારાપર આપે જે
ઉપકાર કર્યો છે, તે મહદ્ ઋણ ચુકવવા
હુ અસમર્થ છુ, પણ તે વાત્સલ્ય
પ્રેમના યત્કિંચિત્ સ્મારક તરીકે
મારી અલ્પમતિ અનુસાર
લખાયેલુ આ પુસ્તક હાલ
તો આપના અમર
આત્માને અર્પણ
કરી સંતોષ
પામુ છુ

**લી૦ ચરણનો દાસાનુદાસ ચરણ રજ**
**લવજી માંડણના**
**સાષ્ટાંગ દંડવત**

## વૈકુંઠવાસિ પરમપૂજ્ય શિરછત્ર પિતાશ્રી
## માંડણ વેલજી પ્રત્યે પુત્રોદ્દગાર.

(સવૈયા)

**મ** દનમોહન નટવર પ્રભુનાગર, જય મોરલીધર રાધેશ્યામ,
**ર** મ્ય મનોહર મગળ મૂર્તિ, દ્વિકર જોડી કરૂ પ્રણામ
**હુ** ન્નર અન્ય તજી દુનિયાના, કૃષિકારનુ કીધુ કામ;
**મ** મ પુજ્ય શિરછત્ર પિતાને, પ્રિતેથી હુ કરૂ પ્રણામ
**પિ** તૃઋણુ એ મહદ્દ ઋણુ છે, આ ઋણુમાથી નવ છુટાય,
**તા** ત તણા ઉપકાર કદાપિ, કો કાળે ના ગણી શકાય
**માં** ડણ મારા પુજ્ય તાતજી, ધર્મનીતિના કરતા કામ,
**ડ** ર રાખી અતરયામીનો, પ્રપચનુ નવ જાણ્યુ નામ
**ન** હોતો વાસો શહેરી જીવનનો, સાતોદ્દડ નિજ પ્યારૂ ગામ,
**વે** રાઈ માતાનુ પૂજન કરીને, કુળા કુળ દીપાવ્યુ નામ
**લ** ખ્યા લેખ મિથ્યા નવ થાયે, ઓગણીસે અઠોતેર સાલ,
**જી** વન મનુષ્ય યાત્રા પુરી થઇ, છોડી આ જગની જજાળ

ફાલ્ગુન સુદી ચોથ ગુરૂએ, વૈકુઠ માંહે કીધો વાસ,
લવજી આ ગ્રથ અર્પે તેને, હુ તેની રજનો છુ દાસ.



સ્વર્ગવાસી માડણ વેલજી સાતોદડવાળા

જન્મ સં. ૧૯૦૮ — અવસાન સં. ૧૯૭૮

ફાગુન સુદ ૪ ગુરુવાર

# લેખકના બે બોલ.

નહિ કો અમર રહેવાનું, ખરે એક દિન વારો છે,
અમે તો અલ્પના મહેમાન, અમારો પંથ ન્યારો છે

જેને દુનિયા કહે ન્યારો, ખરે તે પ્રાણ અમારો છે,
નહિ કો દોસ્ત કે દુશ્મન, અમારા એ વિચારો છે

મળે જો ભાખરી સુકી, કરી પકવાન તોયે શું ?
સુવાને સ્થાન કે વેરાન, કદી સ્મશાન તોયે શું ?

ખોટી છે જગતની માયા, માયાનો મોહ નકામો છે,
જવાનું એક દિન સૌને પ્રભુ ધામે વિસામો છે

કેળવણી વધતીજ જાય છે, જ્ઞાનીઓનો તોટો નથી લક્ષ્મીવાનોની હદ નથી હુન્નરની પરિસીમા નથી આમ કરો, તેમ કરો વિગેરે અનેક ધ્વનિથી વિશ્વ ગાજી ઉઠયું છે, છતાં પરાપૂર્વથી ચાલતી આવેલી નીતિ રીતી કયાં ઉડી ગઇ તે તો કોઇ કહો ? પેપરો વધ્યાં, માસીકોની હદ ન રહી, ગઝલ, કવ્વાલી ગલીએ ગલીએ ગવાણી, છતાં આ જ્ઞાનના ધોધવાળું સ્થળ તો કોઇ બતાવો ? જમીનમાંથી રસ કસ ઉડી ગયો, વર્ષાદ દર સાલ રીસામણાં કરી બેઠો, કુલીનતા નીચ ઘરમાં ચાલી જાય, જ્ઞાની હીણાય, અધર્મીના પોબાર પડે, મૂર્ખ મલકાય, ધર્મી ડડાય, શીયળવતી દુ:ખી થાય, કુલટા હીરા મોતીના હાર સજે—આ બધું શું થવા બેઠું છે તે તો કોઇ કહો ? ત્રીશ વર્ષે દાંત જાય, ચાળીસે સ્વધામ પહોંચાય, વડવાઓના કુળાચાર તથા સાદાઇ સદાની અદ્રશ્ય થાય—એનું કારણ તો કોઇ કહો ?

બ્રાહ્મણોમાંથી બ્રહ્મતેજ ઉડી ગયું ! ક્ષત્રિમાંથી વીરતા ગઇ, વૈશ્યમાંથી વાણીજ્ય ગયું, અને શુદ્રમાંથી વીર નરો પાકવા માંડયા—આ પર જરા તો વિચાર કરો આ તે દુનિયા આગળ વધે છે કે પાછળ હઠે છે ?

શુ નેત્રના નીર મોએ ચડતાં નથી ? વાંચક તુ રાજા હો ! શ્રીમાન
રી હો ! વકતા હો ! વકીલ હો ! લેખક હો ! જ્ઞાની હો !
વિદ્વાન હો ! કે હુન્નરનો ઉસ્તાદ હો તુ જે હો તે, તને મુબારક છે
તારી લેશ માત્ર મને પરવા નથી, તુ પણ કોઇની પરવા રાખતો ના
પરવા સત્યનીજ રાખજે તેજ તારૂ હિત કરશે ઉન્નતિના શિખર
પર તેજ તને ચડાવશે તેજ આ લોકમા તથા પરલોકમા તારૂ શ્રેય
કરશે બાકી બીજાની પરવા કરવી તે તો ખાલી હવાઇ ધુમાડાના
બાચકા છે માટે પરવા એક સચીદાનદ શ્યામનીજ કરજે હુ તથા
તુ બન્ને આ સસારના પ્રવાસી મુસાફરો છીયે, આજે, કાલે, કે
પાંચ પચીસ વર્ષે આપણે જે રસ્તે આવ્યા, તેજ રસ્તે જઇશુ
માટે સુકૃત્યનુજ ભાથુ બાંધજે, આખર તારો અને મારો પથ એકજ છે

આ પુસ્તકનો અભિપ્રાય બાંધવામા ઉતાવળો ના થઇશ આજે
ખરાબ લાગે છે, તેજ કાલે સુદર જણાશે આજના બોલ પર કાલે
ચેકો મરાશે સમય સમયનુ કામ કર્યેજ જશે, એ વાત લક્ષમાં
રાખી–આ મહેન્દ્ર મુકતા–પુસ્તક વાચી વિચાર કરજે સારૂ લાગે તે
ગ્રહણ કરજે, હસ માફક પાણીને તજી, દૂધગ્રાહી થજે, ભુલનો
ભોકતા હુ જ છુ, આમ સમજી આ પુસ્તકમાં બનેલા બનાવ ધારી
ધારીને વાંચ, વાંચીને વિચાર ખરાબ લાગે તેને તરછોડ એજ બે
બોલ પ્રકાશીત કરી હાલ તો અહીંથીજ વિરમુ છુ

શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

લી૦— કેશરી પ્રધર્સ
ઠા. લવજી મોહણ ટોપીવાલા

# પ્રસ્તાવના.

उपन्यासस्तु वाङ्मुखम् ।

अमरकोश

પ્રસ્તુત 'મહેન્દ્ર–મુક્તા કિંવા પ્રેમજ્વાળા' નામક નવલકથાની પ્રથમ આવૃત્તિ સંવત ૧૯૭૮ના શ્રાવણ માસમાં પ્રસિદ્ધ કરી વાર્તા વિલાસી લલિત સાહિત્ય પ્રિય સજ્જનોની સેવામાં સાદર સમર્પણ કરી હતી, તથા એ સજ્જનો તરફથી મળેલા કલ્પનાતીત આવકારને લીધે જ આટલા ટુંક સમયમાં પુષ્કળ સુધારા વધારા અને પ્રાસંગિક ચિત્રો સહિત આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવે છે જો કે પ્રથમાવૃત્તિની સઘળી પ્રતો ઘણા વખતથી ખપી ગઇ હતી તથા વાચકો અને વેપારીઓની આ પુસ્તક માટેની માગણી નિરંતર ચાલુ હતી છતાં વિશ્વસ સારનુ ન્હાનુ કિંવા મ્હોટું પ્રત્યેક કાર્ય તેના નિયત સમય પૂર્વે સંપૂર્ણ થતુ નથી એ અબાધિત સનાતન સિદ્ધાંત આ સામાન્ય કાર્યને પણ લાગુ પડે છે

નવલકથાનું સાહિત્ય આજકાલ હરેક દેશમાં મુખ્ય સ્થાન ભોગવે છે લોકરૂચિ પણ નવલકથાઓ તેમજ વાર્તાઓ વાંચવા તરફ અધિક આકર્ષાય છે એમ હરકોઇ મુક્ત કંઠે સ્વીકારે છે નવલકથા કિંવા વાર્તા દ્વારા વાચકોને આનંદ સાથે જ્ઞાન સહેલાઇથી આપી શકાય છે અને તેટલા માટેજ કહેવામા આવ્યુ છે કે —

It is certain and the higher class of novelists never fail to recognise and claim that the functions of a novel are more numerous, higher and more sacred than the more pandering to the taste of the novel—reading public......that reality in flesh and blood under the guise of fiction can supply the ordinary reader with subtler moulds

and finer castes for the formation of his inner self than abstract discussions and this is especially so with a people who must be made and not simply left to read '

આ વાક્યો ઉપરથી નવલકથાઓનુ સ્થાન સાહિત્યમા કેવુ મહત્વનું છે એ સહેલાઇથી સમજી શકાય તેમ છે

આ નવલ કથા કલ્પિત લખેલી હોઇ એમાં કેટલાક બોધક વિષયો અને ચિત્રચારિત્ર્યનુ યથાબુદ્ધિ આલેખન કરવામાં આવ્યુ છે

નવલકથાનો નાયક મહેન્દ્રકુમાર સયમી, સત્યાગ્રહી, વીર પુરૂષ છે. એ વીરનર શત્રુઓના પ્રપચોનો ભોગ થઇ પડવા છતાં પોતાના નિશ્ચય ઉપર દૃઢ રહે છે તથા માયારુપિણી ચદ્રપ્રભા તેના પ્રેમની પ્રાપ્તિ માટે પુષ્કળ પ્રયત્નો કરતી હોવા છતાં મહેન્દ્ર સન્માર્ગ ઉપર સ્થિર રહી એ માયામા વિલપ્ત થતો નથી એ ઉપરથીજ એની ચિત્ત વૃત્તિનું મહત્વ સમજી શકાય છે

કેવળ ખુશામદીઆ, સ્વાર્થપરાયણ, દીર્ઘદૃષ્ટિહીન અધિકારીઓને રાજયનુ તત્ર સોંપી દઇ રાજા અતપુરમાં આંખો મીચી પડી રહે છે, તેની પ્રજાને કેટલુ બધુ દુખ વેઠવુ પડે છે, તેના રાજ્યના કર્માચારીઓ પોતાની સત્તાનો દુરુપયોગ કરી નિર્દોષો ઉપર કેવો આંધળો જુલ્મ ગુજારે છે, છેવટે કર્મચારીઓનાં પાપોના પ્રાયશ્ચિત્તનો પ્રસગ ઉપસ્થિત થતાં તેમની કેવી દયાજનક દુર્દશા થાય છે તેનો ચિતાર આ નવલકથાનાં પાત્રો રાજસિહ, ગુલાબરાય વગેરે રજૂ કરે છે

નવલકથાની નાયિકા મુક્તાનુ ચારિત્ર્ય હરેક પ્રતિવ્રતા પ્રમદાને માટે અને સદ્ગુણી સુશીલા માટે અનુકરણીય છે કિશોર અવસ્થાનો મહેન્દ્રકુમાર સાથેનો નિર્દોષ બાળસ્નેહ વયોવૃદ્ધિની સાથે સાથે કાળધર્મ અનુસાર પ્રણયનુ દૈવીરૂપ ધારણ કરે છે રાજવિભવ, ઐશ્વર્ય, ધન સપત્તિ વગેરેને ઠોકરે ઉડાવી મુક્તા મહેન્દ્રની અનુરાગિણી થઈ રહે છે તથા અતે એ દૈવી પ્રેમની જે જય જયતિ થાય છે તે જોઈ સ્વાભાવિક રીતે જ વાંચકના નેત્રોમાથી હર્ષાશ્રુઓ ઉભરાઇ જવાનો સભવ છે.

નવલકથાની રસિકતાને વધારવાના હેતુથી જે બે ચાર પાપ ચરિત્રોની અવતારણા કરવામા આવી છે તેથી વિશુદ્ધ ચરિત્રના પાત્રોની કસોટી થાય છે અને અંતે ધર્મે જય તથા પાપે ક્ષય એ સત્ય સિદ્ધાંત સફળ થાય છે

હુ ગ્રંથકાર કિંવા વિદ્વાન હોવાનો દાવો કરતો નથી તેમજ આ કાંઈ મ્હારો વ્યવસાય પણ નથી, છતાં અવકાશને વખતે આત્મતૃપ્તિ કિંવા મનના સંતોષ માટે જે પ્રયાસ કરવામાં આવે છે તેનુ આ પ્રથમ સ્વરૂપ છે મ્હારા બીજા પ્રયાસો પણ યથાસમયે અનુકૂળતા મળીતા જનસમાજ સમક્ષ રજૂ કરવાની મ્હારી તીવ્ર ઇચ્છા છે પછી તો ઇશ્વરેચ્છા બળવાન્ છે

આ નવલકથાની પહેલી આવૃત્તિ અત્યંત ત્વરાથી છાપવામા આવેલી હોવાથી તેમજ હુ વ્યવસાયમાં રોકાયલો હોવાથી તેમાં ઘણા મુદ્રણ દોષ રહી ગયા હતા એ દોષો સંશોધિત કરવા ઉપરાંત આ આ આવૃત્તિમા કેટલુંક નવુ લખાણ ઉમેરવામાં આવ્યુ છે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે ભૂલ વગરના માણસને દેવ જ કહી શકાય એવુ દેવત્વ મ્હારા જેવા પામર પુરુષમા નહિ હોવાથી રહેલી ભૂલો માટે ક્ષમા યાચવામાં આવે છે

આ આવૃત્તિના ચિત્રો ગુજરાતના વિખ્યાત ચિત્રકાર રા રાવળના અનુયાયી અથવા તો શિષ્ય રા કનુ દેસાઇએ ટૂકા વખતમા તૈયાર કરી આપ્યા છે એ માટે તેમને ધન્યવાદ આપવામા આવે છે

સુવિખ્યાત નવલકથાકાર રા વ્રજલાલ જાદવજી ઠક્કરે કેટલીક ઉપયોગી માર્ગદર્શક સૂચનાઓ આપી છે તથા કે એન સેલર પ્રેસના વ્યવસ્થાપક રા જાદવજી પીતાંબર ઠક્કરે ઘણી કાળજીથી આ કામ છાપી આપ્યુ છે તેથી એ બન્ને સજ્જન સ્નેહીઓનો હુ આભાર માની વિરમુ છુ

મુબઇ
તા૦ ૭-૫-૧૯૨૫

વિનીત સેવક,
ઠક્કર લવજી માડણ સાતોદડવાળા

# વિષયાનુક્રમણિકા.

૧૨૨૮૭

# વેરાઈ માતાનો અદ્ભુત ચમત્કાર !

જે જેની ચાહના કરે છે, તેજ તેને મળે છે શ્રદ્ધા સમાન વિશ્વમાં કોઈ અજબ શકિત છેજ નહિ શ્રદ્ધાથીજ કુદરતના અકળીત કાર્યો આપોઆપ થયાજ કરે છે શ્રદ્ધાથીજ મનુષ્ય વિજય પામે છે શ્રદ્ધાથીજ મનુષ્ય આકાશ પાતાળ એક કરી શકે છે જેનામા શ્રદ્ધા નથી, તે મનુષ્ય જીવવા લાયકજ નથી શ્રદ્ધાથીજ નૅપોલીયન આખા યુરોપને હફાવી શકયો, તેમજ અધ પૃથુરાજ એક બાણે શાહબુદ્દીનનો નાશ કરી શકયો

આધુનિક સમયના યુવક વર્ગમાંથી ઘણે ભાગે શ્રદ્ધાનો લોપ થતો જાય છે વડીલોના કુળાચાર કે દેવમદિરો પ્રત્યે અંધ શ્રદ્ધાળુ થઇ ભતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી સ્થિતિમાં સપડાતો જાય છે પણ શ્રદ્ધા શુ કામ કરે છે ? તે નીચેની સત્ય ઘટમાળ ઉપરથી આપોઆપ જણાશે.

કાઠીયાવાડમાં ભાદર નદીને કાંઠે સાતોદડ નામે ગામ છે. ગામ નાનુ છે, ગરાસીઆઓની વસ્તી વિશેષ છે, આ ગામ પર એજન્સીની હકુમત છે ગામમાં સાતોદડી નદી વહે છે તેના સુદર તટપર વેરાઇ માતાનું પવિત્ર સ્થાનક છે માજીનો પરચો હાજરા હજુર છે શુદ્ધ હ્રદયની આરાધનાથી કરેલી માન્યતા અફળ જતીજ નથી કેટલાયે મનુષ્યો માજીની માન્યતાના પ્રભાવે મનવાન્છિત ફળ પામ્યા છે

મારા પિતાશ્રી વેરાઇ માતાના ચુસ્ત અનુયાયી હતા બાળપણથીજ તેઓ તેમની આરાધના કરતા ખાતાં, પીતાં, હરતા, ફરતા ગમે તે સમયે તેમનાં મુખમાંથી માજીના પવિત્ર નામનીજ ધૂન નીકળતી

સાઠ વર્ષ પર્યંત તેઓએ ખેતીનું કામ કર્યું છેલ્લા દશ વર્ષ થયા તેઓ મુબઇમાં આવ્યા, અને મૃત્યુ પર્યંત તેઓએ અહીંજ વાસો કર્યો

તેમના બીજા ચાર બન્ધુઓ સાતોદડમાંજ હતા મૃત્યુ સમયે તેમને પોતાના ડાયાલાલ બન્ધુને મળવાની જીજ્ઞાસા થઇ તેમની આ ભાવના તૃપ્ત કરવા અમે તરતજ અમારા પુજ્ય ડાયાકાકાને તેડાવ્યા બન્ને બન્ધુઓનો પ્રેમ અસીમ હતો તેમના આવાગમન પછી મારા પુજ્ય પિતાશ્રી ચોવીશ કલાકમાં રામચરણ પામ્યા, અને તેમની પછી ચોવીસ કલાકે પ્રાતઃકાળમાંજ મારા કાકા પણ પંચતત્વને પામ્યા

આ સ્થળે મારા લખવાનો એજ ભાવાર્થ કે મારા પિતાશ્રીએ પોતાનો પ્રાણ પોતાના બન્ધુને મળવા ખાતર ટકાવી રાખ્યો તે પુજ્ય વેરાઇ માતાની આરાધનાનુજ પરિણામ છે અદ્યાપિ પર્યંત માજીના પવિત્ર સ્થાન પરથી કોઇ ચોર, લુટારો અથવા દુષ્ટ પાપી તે રસ્તેથી પસાર થઇ શકતો જ નથી, અને માતાના સ્થાનવાળો દરવાજો હજુ પણ સદાકાળ ખુલ્લોજ રહે છે

આ દૃષ્ટાંતથી અંધ શ્રદ્ધાળુ મનુષ્ય ગમે તે તર્ક વિતર્ક કરે પણ શ્રદ્ધાળુ ભાવિક મનુષ્યે ચોખ્ખુ સમજવુ જોઇએ કે શ્રદ્ધા એજ મનુષ્યોનો સાચો દેવ છે આ દૃષ્ટાંતથી અંધ શ્રદ્ધાળુ મનુષ્યો પોતાના પૂર્વજોને પગલે ચાલી ધર્મ પ્રત્યે અડગ રહે એવી શ્રી અંતરયામી પ્રત્યે પ્રાર્થના છે

**લી.—લવજી માંડણ સાતોદડવાળા.**

# દુનીયાંમાં વખણાતી ચીજો.

પાટણના પટોળા, સુરતની ઘારી, અમદાવાદનો મશરૂ અને ખભાતની સુતરફેણી તથા નેશનલનુ સો ટચનુ સોનુ જેમ વખણાય છે તેવીજ રીતે ઠક્કર બ્રધર્સની ટોપીઓ વખણાય છે

બરમાના હાથી વખણાય છે તેવીજ રીતે જગપ્રસિદ્ધ ઠક્કર બ્રધર્સની ટોપીઓ સૌને મોઢે વખણાય છે

મૈસુરમા સોનાની ખાણુ છે તેવુજ ઠક્કર બ્રધર્સને ત્યા ટોપીઓનુ જગી સગ્રહસ્થાન છે

કાશ્મીરની ખુબસુરતી વખણાય છે તેવીજ રીતે ઠક્કર બ્રધર્સની ટોપીઓ શીરની ખુબસુરતી વધારે છે

ઉનાવાના ગરમ પાણીમા નાહવાથી રોગ જાય છે તેવીજ રીતે ઠક્કર બ્રધર્સની ટોપીઓ પહેરનારાઓનુ દારીદ્રયપણુ મટાડી નવુ જીવન અર્પે છે

હવાફેરથી તદુરસ્તી વધે છે તેવીજ રીતે ઠક્કર બ્રધર્સની ટોપીઓ પહેરનારાઓ શીરની શોભાથી મસ્ત બને છે

કાલબાદેવી રાજરોડ છે, ઠક્કર બ્રધર્સની દુકાન રાજરસ્તાને શોભાવે છે

શહેનશાહ જ્યોર્જની પધરામણી વખતે જેવો લોકોનો દરોડો પડયો હતો તેવીજ રીતે દર શનિ, રવી અને બુધવારે ઠક્કર બ્રધર્સને ત્યા ટોપીઓ ખરીદનારાઓનો જબરો દરોડો પડે છે.

સધ્યાકાળના રગો જોવામા જેવી મોજ મળે છે તેવીજ રીતે ઠક્કર બ્રધર્સની ટોપીઓનુ સગ્રહસ્થાન જોવામા મોજ મળે છે

ગમે તે જગા ઉપર તમારા ખીસામાં હાથ નાખી સીક્કો કાઢશો તો તમને ખાત્રી થશે કે જે સીક્કા ઉપર શહેનશાહ જ્યોર્જની છાપ હશે તેવીજ રીતે ગમે તેના માથા ઉપરની ટોપી તપાસશો તો ઠક્કર બ્રધર્સના મારકાની ટોપીઓજ બ્યુટીફુલ માલમ પડશે

ઠક્કર બ્રધર્સ એટલે ટોપી અને ટોપી એટલે ઠક્કર બ્રધર્સ એમ જગેજગ બોલાય છે

દર શનિ, રવી અને બુધવારે ગમે તે કીંમતની ટોપી ખરીદનારને કીંમતી બેટો તદ્દન મફત મળે છે

તમો મુઝાશો નહી પણ આવીને જોશો કે તુરત ખુશી થશો કારણ કે તમારે જેવી જોઇતી હોય તેવી જાત જાતની ટોપીઓનો ગંજાવર સ્ટોક તમારી સેવામા હાજર છે

જાત જાતની ઝવેરી, અનેક જાતની બેંગલોર અને હંગેરીઅન ટોપીઓ વીગેરે વીગેરે મળવાનુ ભરોસાદાર અને લોકપ્રિય ઠેકાણુ.

## ઠક્કર બ્રધર્સ, કાલબાદેવી રોડ,

## અલસીના પાટીયા પાસે

જ્યા હાલમા ટોપીઓના ભાવમાં બેહદ ઘટાડો કરવામાં આવ્યો છે તે તમો પોતે રૂબરૂ તપાસ કરી ખાતરી કરશો.



# ઠક્કર બ્રધર્સ

તરેહવાર ટોપીઓના પ્રખ્યાત વેપારી

## ( સોલ પ્રોપ્રાયટર–માવજી માંડણ ઠક્કર )

ઠે૦ કાલબાદેવી રોડ, ટ્રામના પાટા ઉપર, મુંબઈ ૨.

ॐ तत्सत्परमात्मनेनमः ।

# મહેન્દ્ર-મુક્તા કિંવા પ્રેમજ્વાળા

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकमानाय नमः शान्ताय तेजसे ॥

દિશા, કાળ આદિથી માપરહિત, અનંત (છેડા વનાના), ચૈતન્ય માત્ર મૂર્ત્તિ તથા આત્માના અનુભવના જ એક સાધરૂપ શાંત તેજને હું નમસ્કાર કરૂં છું.

"કિનારો પ્રેમ સાગરનો નથી કોઈ પ્રાણીએ દીઠો,
ન જાણે કોઈ કે એ સ્વાદ, છે ખારો અગર મીઠો ।
કદિ ડહ્યાં કદિ ઘેલાં, ફરે છે પ્રેમ પંખીડાં,
ધરે છે બાહ્ય શાન્તિ પણ છુપાઈ અંતરે પીડા"

## પ્રકરણ ૧ લુ.

### સરિતાના તટ ઉપર

સંધ્યાકાળનો સમય હતો સૂર્યદેવ અસ્ત થવાની તૈયારીમા હતા આ વખતે નિર્મળા નદીનો કિનારો અત્યુત્તમ કુદરતની છાયાનુ ભાન કરાવતો હતો કિનારાપર પથ્થરની શિલાઓ પડેલી હતી, એમાની એક ઉપર યુવક તથા એક કુમારિકા બેઠા હતા લીલી હરિયાળી ભૂમિથી ચોપાસનો દેખાવ સુદર જણાતો હતો સામે કિનારે ન્હાના મ્હોટા વૃક્ષોની હાર દેખાતી હતી કોઈ કોઈ વખતે આજુબાજુ ની સભળાતી બીહામણા હિંસક પ્રાણીઓની ચીસો ગમે તેના કઠોર નિર્મમ હૃદયને પણ ધ્રુજાવે એવી હતી

ચદ્ર જેવુ નિર્મળ તેજસ્વી વદનમંડળ, પ્રતિભા અને દૂરદર્શિતાનો પરિચય કરાવનાર રમ્ય નયનયુગલ રૂપાની ઘટડી જેવો દિલના તારને નચાવી મુકે એવો કંઠસ્વર વગેરેથી એ બાળા ઘણી રમણીય અને મનોહારિણી લાગતી હતી તેનુ નામ મુક્તા હતુ તેની ઉમ્મર પદર વર્ષની હતી યુવક મહાન પ્રભાવશાળી હોવા છતા ગાઢ વિચારમા લીન બની ગયેલો હોવાથી તેનુ વદન કમળ કરમાયા જેવુ દીસતુ હતુ તેનુ વય વીસેક વર્ષનુ હોય એમ તેના મુખારવિદ ઉપરથી જણાતુ હતુ તેનુ નામ મહેન્દ્ર હતુ

બાળિકાનુ નામાભિધાન મુક્તા હોઈ વીણાના રણકાર જેવા મધુર સ્વરે તેણે કહ્યુ —"મહેન્દ્ર, જુઓ જુઓ! નદી કિનારો આ સમયે કેવો રમણીય જણાય છે!"

નવયુવક મહેન્દ્રે કહ્યુ —"કુદરતની અકળ લીલાનો પાર પામવા મનુષ્યજાતિ ક્યાં સમર્થ છે?"

મુક્તા—મહેન્દ્ર! સામેના સ્વચ્છ જળાશયમા માછલી જળથી શા માટે વિખુટી પડતી નથી?

મહેન્દ્ર—વિખુટી પડે તો તેનો જીવ જાય

મુક્તા—તેનુ કાઇ કારણ ?

મહેન્દ્ર—મુક્તા ! ત્હારા ભાવયુક્ત શબ્દો મારા હૃદયને ઉંડી અસર કરનારા છે પ્રેમના અપૂર્વ આધિપત્યથીજ આ વિશ્વનો સઘળો કારોભાર ચાલી રહ્યો છે જળ ઉપર માછલી, સરોવરપર હસ, ચદ્ર ઉપર ચકોર પક્ષી અને દીપક ઉપર પતગ શા માટે પટકાય છે ? તેનુ કારણ તુ શુ જાણતી નથી ?

મુક્તા—મહેન્દ્ર ! જાણુ છુ પણ . . ... ...

મહેન્દ્ર—કેમ અટકી ?

મુક્તા—રાજકુમાર ! આ સમયે વિશેષ કાળ માટે રોકાવામા સાર નથી ચાલો, આપણે આપણા નિવાસસ્થાન તરફ રવાના થઇએ પિતાશ્રી પણ શિકારપરથી આવી ચુકયા હશે કાલે પુન આ સ્થળે આવ્યા પછી જે હકીકત કહેવાની છે તે હુ તમને કહીશ

આમ કહી એ નિર્દોષ બાળા મહેન્દ્ર સાથે ઘર તરફ રવાના થઇ

ઘેર જતા જ તેમણે દોલતસિહને બહાર બગીચામા કોચપર બેઠેલા જોયા બન્નએ વિનયથી તેમને પ્રણામ કર્યા દોલતસિહે બન્નેના મસ્તકપર હાથ મૂકી પુષ્કળ પ્રેમથી પૂછયુ -

"મ્હારા પ્રિય સતાનો ! તમે ખુશીમ છોને ?"

"પિતાશ્રી, અમોને અહી શુ દુ ખ છે ? તમારા પુણ્ય પ્રતાપથી અમે સુખી છીએ દુ ખ કોને કહે છે તે અમે બિલકુલ જાણતા નથી" આટલુ કહી દોલતસિહ સાથે મહેન્દ્ર તથા મુક્તા ભોજન લેવા બેઠા પછી સહુ નિદ્રાદેવીને આધીન થયા મુક્તાને સ્વપ્નુ આવ્યુ કે, 'તે તથા મહેન્દ્ર જાણે નદી કિનારાપર બેઠેલા હોઈ અરસ્પરસ પ્રણયના વિનોદાલાપમા મશગુલ બની ગયા છે એટલામા કોઈ રાજકુમાર ત્યા આવી પહોચ્યો મહેન્દ્રને તથા તે રાજકુમારને તકરાર થઇ અરેરે ! મુક્તાના સ્વરૂપમા રાજકુમાર લુબ્ધ બની ગયો તથા તેણે તેની સાથે લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરી ઘેર આવી મુક્તાના

પિતાશ્રીને તેણે ભભેર્યા પિતાશ્રી પણ તેની વાતચીતથી લોભાઇ મુક્તાને તેની સાથે પરણાવવા સંમત થયા તેમણે મહેન્દ્રને પોતાના આશ્રયમાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી બાગીરનેહી મહેન્દ્ર જાણે કે મુક્તાને સદાને માટે છોડી ચાલ્યો ગયો '

મુક્તા સ્વપ્નમાં બોલવા લાગી કે, "ના જશો, ના જશો ' મહેન્દ્ર ' ના જશો મને સદાને માટે છોડી ના જશો હું તમારા કારમા વિયોગમાં અહીં શી રીતે દિવસ ગુજારીશ ? મારા અંતરની વાત હવે હું કોની પાસે કરીશ ? મહેન્દ્ર ! ઉભા રહો, હું પણ હવે તમારી સાથે આવું છું " એટલું બોલી મુક્તા નિદ્રામાંથી ઝબકી જાગી ઉઠી જોયું તો કોઇ જોવામાં આવ્યું નહિ તે મનમાં બીવા લાગી તેને કાંઇ ગમ્યું નહિ અસ્વસ્થ તથા ભયથી વ્યાકુળ બની ગયેલા ચિત્તે મહેન્દ્ર પાસે જઇ તેને જગાડી પોતાના સ્વપ્નની સઘળી વાતથી તેણે તેને માહિતગાર કીધો

મહેન્દ્ર—મુક્તા ' તું તો ગાંડી છે સ્વપ્ના તે શું સાચા પડતા હશે ?

મુક્તા—હાસ્તો ' એમાં ખોટું શું છે ? મારો આત્મા કબુલ કરે છે કે મારૂં સ્વપ્ન કદાપિ ખોટું ઠરશે નહિ પણ હું અત્યારે તમારી પાસ એક વાતનો ખુલાસો કરવા ઇચ્છું છું

મહેન્દ્ર—મુક્તા ! આ સમય વાત કરવાનો નથી આ વખતે જો પિતાશ્રી જાગી ઉઠે તો તેમના હૃદયમાં આપણા બન્નેના માટે ખોટો વહેમ અવશ્ય ભરાય અત્યારે શાન્તિથી સુઇ જા ! કાલે, તું જે પુછીશ તેનો જવાબ આપીશ

મુક્તા તરતજ ત્યાંથી પાછી ફરી બીજે દીવસે સાંજના હરરોજના નિયમ પ્રમાણે દોલતસિંહની રજા લઇ મહેન્દ્ર તથા મુક્તા સરિતાના તટપર ફરવા જવા તૈયાર થયા રસ્તામાં આવેલા બગીચામાંથી મુક્તાએ થોડા સુગંધિત પુષ્પ ચુંટી લીધા પછી બન્ને જણા મનોહર સરિત તટ પર જઇ એક પાષાણશિલા પર બેઠા

મુક્તા ચુંટેલા પુષ્પોની માળા ગુંથવા લાગી

મહેન્દ્રે કહ્યુ -"મુક્તા ! ગઇ રાતના સ્વપ્નથી આજે તુ અતિશય ઉદાસ જણાય છે તારે એ વાતનો શોક શા માટે કરવો જોઇએ ? સ્વપ્ન તો ભ્રમિત ચિત્તની ખોટી કલ્પના છે. હવે કહે જોઇએ કે કાલે તુ મને શી વાત પૂછવાની હતી ?"

મુક્તા—મહેન્દ્ર ! હુ જે વાત કહેવા ઇચ્છુ છુ તે ધ્યાન દઇને સાંભળો અનેક વખતે તમોને એ વાત જણાવવાની મ્હને ઇચ્છા થઇ હતી, પણ શરમની મારી હુ આજ સૂધી કાઇ કહી શકી નહોતી આજે મારૂ જીગર ખુલ્લુ કરી હુ તે વાત જણાવુ છુ હુ તમારી પાસે એક વચન માગુ છુ મને આશા છે કે મારા વચનનો તમે અનાદર કરશો નહિ મને ખાત્રી છે કે મારી આશાને તમે નિરાશાના રૂપમા નહિજ ફેરવી નાખો

મહેન્દ્ર—મુક્તા ! આ શુ બોલે છે ? તારૂ વચન તો શુ પણ ત્હારા કેવળ એક શબ્દ માટે હુ મારૂ સર્વસ્વ સમર્પણ કરી દેવા તૈયાર છુ બોલ, શુ વચન માગે છે ? તારી મારા પ્રત્યે જે લાગણી છે, જે પ્રેમ છે, જે મમતા છે તેથી તુ જે વચન માગીશ તે પ્રાણાતે પણ હુ અવશ્ય પાળીશ

મુક્તા—મહેન્દ્ર ! મને શકા છે કે કદાચ મારા વચનનો તમે અનાદર કરશો અને મારી આશા નિરાશાના રૂપમા ફેરવી નાખશો.

મહેન્દ્ર—મુક્તા ! આ તુ શુ બોલે છે ? શુ મારા પર તને ભરોસો નથી ? મારા શરીરની પ્રત્યેક નસમા તારૂ નામ પ્રસરી રહ્યુ છે હુ સોગન ખાઇને કહુ છુ કે તારા વચનનો અનાદર નહિજ કરૂ

મુક્તા—ત્યારે સાભળો ! જુઓ, હુ આ પુષ્પમાળા તમારે માટેજ ગુથુ છુ હુ પ્રભુને સાક્ષી રાખી તમનેજ વરી ચુકી છુ મારૂ હવે પછીનુ જીવન હુ તમનેજ અર્પણ કરૂ છુ

મહેન્દ્ર—મુક્તા ! આ તુ શુ બોલે છે ? સ્વય વરા થવાનો તને અધિકાર નથી એમા તો તારા પિતાશ્રીનોજ અધિકાર છે મારી સાથે તારો સબધ જોડાય એ સર્વથા અશક્ય છે, કારણ કે બાલ્યાવસ્થાથી જ તારા પિતાશ્રીએ

મને ઉછેરી મોટા કર્યો છે અરે ! જે દોલતસિંહે મને નિરાધારને આશ્રય આપી ઉછેરી મોટો કર્યો, જેમણે પિતાશ્રીની ગરજ સારી અનેક લાડ લડાવ્યાં તેમની રજા સિવાય હું તારાથી લગ્નના સંબંધથી જોડાઈ શકું તેમ નથી

મુક્તા—મહેન્દ્ર ! તમે આ શું કહો છો ? તમારૂં વચન યાદ કરો દુનિયામાં કોઇની સત્તા પ્રેમપર ચાલતી નથી પ્રેમ સદા સ્વતંત્ર છે છતાં પણ યથાપ્રસંગે હું મારા પિતાશ્રીની રજા મેળવી લઇશ મેં આજે પ્રતિજ્ઞા કરી છે કે તમારા સિવાય આ દુનિયાના સઘળા પુરૂષ મારે ભ્રાત તથા તાત સમાન છે તમે પણ મ્હારા સિવાય બીજી કોઇ બાળાને નહિ ચ્હાવાની પતિજ્ઞા કરો

મહેન્દ્ર—મુક્તા ! પ્રથમ હું જે કહું તે તું ધ્યાનથી સાંભળ હું આજે ઘણા દિવસથી તને પ્રેમભાવથી ચ્હાઉં છું તારી તસ્વીર મારા જીગરમાં અંકિત થઇ ગઇ છે તારી પાસે પ્રેમની માગણી કરવા હું ઘણા દિવસથી તલપી રહ્યો હતો, પણ આજે તારા જ મુખથી એ વાતનો ખુલાસો થયો છે હું પણ આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે આ વિશ્વસંસારમાં તારા સિવાયની સઘળી સ્ત્રીઓ મને ભગિની સમાન છે, પણ મુક્તા ! મને ધાસ્તી છે કે આ વાતમાં તારા પિતાશ્રી ભાગ્યેજ સંમતિ આપશે કદાચ હું તેમના ગુસ્સાનો ભોગ થઈ પડીશ અને તારે પણ તેથી કષ્ટ ભોગવવું પડશે

મુક્તા—ન ગભરાઓ મહેન્દ્ર ! ન ગભરાઓ. દુનિયામાં પ્રાણથી પણ પ્રેમની કિમ્મત વધારે હોય છે જો આપણો આ સંબંધ જોઈ પિતાશ્રી નારાજ થશે તો આપણે આ સ્થાન છોડી બીજે જઇ વસીશું અને અંત સમયે પણ બન્ને એક ચિતામાં સાથે બળી સ્વર્ગમાં સંચરીશું

મહેન્દ્ર—મુક્તા ! મારી પણ એવીજ ઇચ્છા છે હું ઘણા વખતથી આ તારા પ્રેમ ભરેલા બોલનો મર્મ સમજી શકતો હતો, પણ દોલતસિંહની બીકથી હું તને યથાર્થ ખુલાસો કરી શકતો નહોતો આજે એ બીક મારા હૃદયમાંથી સદાને માટે દૂર થઇ છે

મુક્તાએ પુષ્પની માળા ગુથી લીધી હતી તે તેણે મહેન્દ્રના કંઠમાં આરોપી બન્ને એક બીજા તરફ પ્રેમદૃષ્ટિથી જોઇ રહ્યા હતા, એટલામા પાછળથી એક અવાજ સભળાયો કે, 'ખબરદાર ! ખબરદાર ! એ પુષ્પની માળા એને નહિ પહેરાવાય એ પુષ્પની માળા પહેરનાર તો કોઇ બીજો જ ભાગ્યશાળી પુરૂષ છે' આ વાત સાભળતા મુક્તા ચમકી બોલી ઉઠી કે, "મહેન્દ્ર ! જુઓ, મારૂ સ્વપ્ન ખરૂ પડયુ ! જુઓ, સામેથી કોઇ રાજકુમાર આ તરફ આવતો જણાય છે"

એટલામા તો રાજસિંહ તથા ગુલાબરાય છેક નજીક આવી પહેચ્યા અને મોટા અવાજથી બોલી ઉઠ્યા કે "અરે ઓ નાદાન છોકરા ! આ તુ શુ કરે છે ? તુ કોનો શિકાર લેવાની હિંમત કરે છે ? તુ જાણે છે કે દોલતસિંહે પોતાની પુત્રી મને પરણાવવાનુ વચન આપ્યુ છે થોડા સમય પછી આ બાળા મારા મહેલમા રાજરાણી થઇ મારી સાથે સોનાના સિંહાસન પર રાજરાજેશ્વરી રૂપે બિરાજશે જો આ વાતની દોલતસિંહને ખબર પડશે તો તારી કેવી દશા થશે તે તુ જાણે છે ? સિંહના શિકારપર ત્રાપ મારી તુ જાણી જોઇ શા માટે મૃત્યુના દૂતને નિમંત્રણ કરે છે ? શુ કરૂ કે તુ નાદાન છે, નહિ તો હમણાજ તને બતાવી આપત કે સિંહનો શિકાર લેવા જતા કેવુ ફળ ભોગવવુ પડે છે !"

મહેન્દ્ર—રાજકુમાર ! માનમા રહો તમે મોટા રાજ્યના રાજકુમાર છો તેમજ દોલતસિંહ પણ તમારૂ સારી રીતે માન રાખે છે, તેથી અત્યારે હુ તમારા અપમાન ભરેલા શબ્દો સહન કરી રહ્યો છુ પણ હવે જો એક શબ્દ બોલવાની તસ્દી લેશો તો માન નહિ રહે

રાજસિંહ—નાદાન છોકરા ! આ સમયે તુ કોની સાથે વાત કરે છે તેનુ તને કઇ ભાન છે ? અત્યારે તે મારૂ અપમાન કર્યુ છે, પણ તેનુ ફળ હવે તને શુ મળે છે તે જોઇ લેજે"

એટલુ કહી રાજસિંહ તથા ગુલાબરાય ત્યાથી રવાના થયા તેઓ દોલતસિંહ પાસે જતા હોય તેમ જણાયુ આ વખતે મુક્તાની આખમા આસુ ભરાઇ આવ્યા તે બોલી ઉઠી કે, ' જુઓ મહેન્દ્ર ! મે કહ્યુ હતુ તે સાચુ જ

પડયું ! મારા સ્વપ્નનો એકેએક બોલ સાચોજ ઠર્યો છે જરૂર તે નીચ રાજ-કુમાર આજે મારા પિતાશ્રીને ભભેરશે અને આપણા બન્નેના સુખના રસ્તાની વચ્ચે દુઃખના કાંટા બિછાવશે હવે આપણે પણ જલદી અહીંથી ઘેર જવું જોઈએ, નહિ તો પિતાશ્રી વધારે વહેમાશે ”

પછી બને ત્યાંથી ઘર તરફ રવાના થયા

ઘેર આવી જુએ છે તો રાજકુમાર તથા ગુલાબરાય દોલતસિંહ પાસે બગીચામાં બેઠા હતા અને તેમની વચ્ચે ખાનગી વાતચીત ચાલતી હતી

ગુલાબરાય—દોલતસિંહજી ! હવે આમ કયાં સુધી ચાલશે ? તમે મહેન્દ્રને આશ્રય આપ્યો છે એ ઘણું ખોટું કામ કર્યું છે આજે તેણે રાજસિંહનું ભયંકર અપમાન કર્યું છે પણ તમારી શરમને ખાતર અમે તેને જીવતો જવા દીધો છે સાથ બીજી પણ વાત જણાવું છું કે, તમારી પુત્રી મુક્તા પણ તેને ચ્હાતી હોય એમ જણાય છે આજે નદીના કિનારે તેઓને પ્રેમાલાપ કરતા અમોએ અમારી નજરે જોયા છે જરૂર એ નાદાન છોકરો આપણી આબરૂને કલંક લગાડશે એક મોટા રાજ્યના રાજકુમાર તમારા જેવા ગરીબની છોકરીની માગણી કરે, તે તમારા અહોભાગ્ય ગણાય. માટે જેમ બને તેમ તે છોકરાને જલદી અહીંથી રજા આપી દ્યો અને મુક્તાના લગ્ન રાજકુમાર રાજસિંહ સાથે જેમ બને તેમ તરત કરી આપો તેમાંજ તમારો લાભ છે

દોલતસિંહ—ગુલાબરાય ! હું પણ એજ વિચારમાં છું મહેન્દ્રને અહીંથી જલદી વિદાય કરી દેવામાં આવશે આજેજ રાતના હું તેનો છેલ્લો નિકાલ કરી નાખીશ આપે આટલો વખત સહન કર્યું છે તો હજી થોડા દિવસ ધીરજ ધરવી જોઈએ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે રાજસિંહ સાથે હું મારી પુત્રીનાં લગ્ન કરી આપીશ અત્યારે આપ ખુશીથી સ્વરાજ્ય તરફ પધારો આવતી કાલે જરૂર હું આપને ખુલાસો આપીશ.

આ વાત સાંભળી રાજસિંહ તથા ગુલાબરાય વિદાય લઈ ત્યાંથી ચાલતા થયા

દોલતસિંહ અત્યારે અનેક તર્કવિતર્કમા ગોથા ખાતો હતો તે વિચાર કરતો હતો કે 'મહેન્દ્રને કેવી રીતે અહીંથી રજા આપવી ? મુક્તાને કેવી રીતે રાજસિંહ સાથે લગ્ન કરવા સમજાવવી ? તેનુ દિલ રાજસિંહ તરફ તિરસ્કારની નજરથી જોયા કરે છે તેનુ કારણ શુ હશે ?' આના વિચારમાં ને વિચારમાં તે બગીચામા નિદ્રાદેવીને આધીન થયો આજે તેણે ભોજન પણ લીધુ નહોતુ

મહેન્દ્ર તથા મુક્તા પણ અત્યારે વિચારવાયુના સપાટામા ગોથા ખાતાં હતા કે 'કોણ જાણે આજે શી આફત આવશે ? હમણા પિતાશ્રી આવી કાંઇ ઠપકો આપશે તો ? વળી મધરાત વીતી જવા છતા તે આવ્યા નહિ' આમ વિચાર કરતા બન્ને નિદ્રાદેવીને આધીન થયા

પ્રાત કાળે બન્ને વહેલા ઉઠયા દોલતસિંહ હજી ઉઠયો નહોતો મુક્તા તરતજ બગીચામા આવી અને બોલી કે, "બાપુ ! ઉઠો, દિવસ ઘણો ચડયો છે આજે આપની તબિયત સારી નથી કે ?"

દોલતસિંહજી તરતજ બેઠો થયો અને બોલ્યો કે "મુક્તા ! તુ ઘરમાં જા હુ હમણા આવુ છુ"

મુક્તા તરતજ ચાલી ગઇ અને મહેન્દ્રને જણાવ્યુ કે, "આજે પિતાશ્રી આપણાપર ગુસ્સે હોય તેમ જણાય છે જરૂર આજે આપણુ કંઇ અનિષ્ટ થવાનુ હોય તેમ લાગે છે"

મહેન્દ્ર કંઇ બોલવા જતો હતો એટલામા દોલતસિંહ આવી પહોચ્યો અને બોલ્યો કે, "મહેન્દ્ર ! આજે તારૂ મારે ખાનગી કામ છે થોડી વાર પછી તુ મારા ખાનગી ઓરડામા આવજે"

આટલુ કહી દોલતસિંહ પોતાના ખાનગી ઓરડામા ગયો મહેન્દ્ર પણ તરતજ દોલતસિંહની પાછળ ચાલ્યો

દોલતસિંહ પોતાના ખાનગી ગૃહમાં હાથપર માથુ ટેકવી વિચાર કરતો બેઠો હતો મહેન્દ્ર ત્યાં આવી પહોચ્યો અને દોલતસિંહને નમન કરી તેની સમક્ષ ઉભો રહ્યો. તેને જોતાજ દોલતસિંહ બોલી ઉઠયો કે, "મહેન્દ્ર ! સાંભળ હું

ઘણો વખત થયા જોતો આવું છું કે તારી ચાલચલણ દિવસે દિવસે બગડતી જાય છે તને મે નાનપણથી પાળી પોષી મોટો કર્યો છે તારી અઢાર વર્ષની ઉમ્મર થવા આવી છતા તે કોઇ પણ ઉદ્યમ કરવા ઇચ્છા ન જણાવી હવે તુ નાનો નથી તારે અમારે આશ્રયે પડી રહી પારકે પૈસે તહેવાર માનવો તે ઘટિત નથી ”

મહેન્દ્ર—પિતાશ્રી ! હુ સારી રીતે સમજુ છુ કે આપેજ મને પાળી પોષી મોટો કર્યો છે અરે ! એટલુ જ નહિ પણ પોતાના માતપિતા જેટના લાડ લડાવે એટલા લાડથી ઉછેર્યો છે આપે કદાપિ મને દુખી થવા દીધો નથી

દોલતસિહ—મહેન્દ્ર ! એ બધુ ઠીક છે હવે તારે અમારે આશ્રયે એક દિવસ પણ રહેવુ ન જોઇએ તારે હવે આ સ્થાન છોડી બીજે જઈ કોઈ રાજ્યમા નોકરી શોધવી જોઇએ

મહેન્દ્ર—ભલે પિતાશ્રી ! આપની એવી ઇચ્છા છે તો હુ તેમજ કરીશ હવે હુ થોડા વખતમા બીજો આશ્રય શોધી લઈશ અગર તો આ દેશ છોડી બીજા દેશમાં ચાલ્યો જઇશ, પરંતુ પિતાશ્રી ! આજે આપ મારાપર ગુસ્સે થયા હો તેમ જણાય છે ! આ બાળકનો કઇ ગુન્હો થયો છે કે શુ ?

દોલતસિહ—હુ વધારે વાત સાભળવા માગતો નથી હુ તને હુકમ કરુ છુ કે તારે કાલે સાજ સુધીમા આ સ્થાન છોડી ચાલ્યા જવુ

મહેન્દ્ર ઉપર જાણે આ સમયે વિજળી તુટી પડી હોય એવો તેના હૃદયને અસહ્ય આઘાત થયો તે દોલતસિહને વિનયપૂર્વક કહેવા લાગ્યો—“પિતાશ્રી ! જો આપની એવીજ ઇચ્છા છે તો કાલે સાજના તો શુ પણ આજેજ હુ આપનુ ઘર છોડી ચાલ્યો જઇશ આ દુનિયામા આપના સિવાય મારૂ કોઇ નથી મારા ખરા માતપિતા કોણ છે તે પણ હુ જાણતો નથી આપના ઘર સિવાય મે કોઇનુ પણ ઘર જોયુ નથી પણ હવે મારૂ ભાગ્ય જયા લઈ જશે ત્યા હુ જઇશ હુ આપનો પાળક પુત્ર છુ મારાપર આવો રોષ કરવાનુ કાંઈ કારણ ? મે એવો આપનો શો અપરાધ કર્યો છે કે મને નિરાધારને આપ તરછોડો છો ? આપને ખોટુ લાગે તેવુ કાઇ કર્મ મે કર્યું નથી ”

દોલતસિંહ—જો મહેન્દ્ર ! એ ગુન્હાનું કારણ સાંભળવા માગતો હોય તો સાંભળ. મેં તને ઉછેરી મોટો કર્યો તે વખતે હું એમ નહોતો ધારતો કે તું મારી આબરૂને કલંક લગાડીશ ! હું એમ નહોતો ધારતો કે તું મારીજ પુત્રી સાથે ગેરવર્તણુંક ચલાવીશ.

મહેન્દ્ર—પિતાશ્રી ! હું સોગન ખાઇને કહું છું કે આપની પુત્રીની ઇચ્છા વિરૂદ્ધ મેં એક પણ પગનું ભર્યું નથી તેમજ આપનું પણ વચન કદાપિ ઉથાપ્યું નથી. પિતાશ્રી ! આપ રાજસિંહના કહેવાથી મારાપર રોષે ભરાઇ મ્હને નિરાધાર બનાવો છો, તો ભલે જેવી આપની ઇચ્છા. હું આપનું વચન મારા મસ્તક ઉપર ચઢાવું છું.

દોલતસિંહ—બસ કર. તારી વધારે લવારી સાંભળવા હું ઇચ્છતો નથી. તને હું હુકમ કરૂં છું કે તારે જેમ બને તેમ સત્વર અહીંથી રવાના થવું.

આટલું કહી દોલતસિંહ મહેન્દ્ર પાસેથી ચાલ્યા ગયા.

નિરાધાર મહેન્દ્ર મનમાં વિચાર કરવા લાગ્યો—"પ્રભુ ! આ સમયે મારે કોનો આશ્રય લેવો ? ખરેખર, આ દુનિયા કેવળ સ્વાર્થની જ સગી છે. શું બાળસ્નેહી મુક્તાને છોડી હું અહીંથી ચાલ્યો જાઉં ? શું હૃદયવલ્લભાને છોડી સદાને માટે અહીંથી વિદાય થાઉં ? વિશ્વના માલિક ! હવે મારે જવું કયાં ? દોલતસિંહ ! મને નિરાધારને રજા આપતાં આપના દિલમાં જરા પણ દયા ન આવી ? શાની દયા આવે ? જેના દિલમાં સ્વાર્થનો કીડો ભરાઇ બેઠેલો છે તેને દયા શાની આવે ? ચાલ જીવ, હવે જા. તારા ભાગ્યની દોરી તને ખેંચી જાય ત્યાં જા. હા, પણ એક વખત અરે છેલ્લી વખત, હું પ્રાણેશ્વરી મુક્તાના દર્શન કરતો જાઉં."

આટલું બોલી મહેન્દ્ર બહાર બગીચામાં આવ્યો.

મુક્તા તો ઘણા સમયથી બગીચામાં ઉભી હતી. તેણે મહેન્દ્રને સામેથી આવતો જોયો. તેનું મુખ ઉદાસ જોવામાં આવ્યું. જરૂર પિતાશ્રીએ આજે તેને કંઈ ઠપકો દીધો હોય એમ મુક્તાને લાગ્યું. મહેન્દ્ર નજીક આવી મુક્તાની સમક્ષ નીચું જોઇ ઉભો રહ્યો. તેની આંખમાંથી અશ્રુજળની વૃષ્ટિ થતી હતી.

મુક્તા—મહેન્દ્ર! તમે શા માટે રૂદન કરો છો? શું પિતાશ્રીએ તમને કંઇ ઠપકો આપ્યો છે?

મહેન્દ્ર—મુક્તા! આજે તને છેલ્લા પ્રણામ છે. તારા પિતાશ્રીએ મને અહીંથી જલ્દી ચાલ્યા જવાનો હુકમ કર્યો છે. હવે અહીં એક ક્ષણ પણ રોકાવું મ્હારે માટે ઉચિત નથી. વિદાય થતા પહેલા તારી રજા લેવાની આશાથી હું તારી પાસે આવ્યો છું.

મુક્તા—મહેન્દ્ર! ના ગભરાઓ. પિતાશ્રીએ ગુસ્સામાં આવી જઇ તમોને કંઇ કહ્યું હશે, પણ તમે તેથી ખોટું લગાડશો નહિ. હું મારા પિતાશ્રીને પગે પડી, કાલાવાલા કરી સમજાવીશ અને થયેલા હુકમને રદ કરાવીશ.

મહેન્દ્ર—મુક્તા! તારૂં સઘળું કહેવું આ સમયે નકામું છે. દોલતસિંહ કોઇ પણ રીતે આ વખતે સમજી શકે તેમ નથી. તું ગમે તેટલા કાલાવાલા કરીશ તો પણ કાંઇ વળનાર નથી. ખાલી મારા માટે તારે પણ હયરાન થવું પડશે. હવે તું મારી આશા છોડી દે—મને ભૂલી જા. જો ઇશ્વરની ઇચ્છા હશે તો ફરી કોઇ સમયે મળીશું.

મુક્તા—શું છોડી દઉં? જવા દઉં? ભુલી જાઉં? ના ના, મહેન્દ્ર જ્યાં સુધી આ મારા શરીરમાં લોહીનું એક પણ ટીપું છે, બોલવાની શક્તિ છે ત્યાં સુધી—આ જીંદગીના છેલ્લા શ્વાસ સુધી તમોને નહિ ભુલું. ચાલો મહેન્દ્ર! ચાલો. આપણે બન્ને આ સ્થાન છોડી ચાલ્યા જઇએ. આ વતન છોડી બીજે સ્થળે જઇ રહીએ. જ્યાં આપણા બન્નેના પ્રેમની કોઇ પણ ઈર્ષા ન કરે, જ્યાં દેવલોક વસતા હોય, જ્યાં પ્રેમના ઝરણ ઝરતા હોય, જ્યાંના લોકો દયાળુ હોય ત્યાં જઇ આપણે સુખી થઇએ. ચાલો, મહેન્દ્ર! ચાલો, આપણે સત્વર અહીંથી રવાના થઇએ.

મહેન્દ્ર—મુક્તા! મારી સાથે આવવાનું તારૂં કામ નથી. હું જંગલે જંગલ રખડી મારી જીંદગી પૂરી કરીશ. તને હું ખના ડુંગરમાં ભટકાવવા ક્યાં લઇ જાઉં? મ્હને ભુલી જા. હવે હું જાઉં છું. હઠ કરીશ નહિ. જો જો, સામેથી એ નીચ રાજસિંહ આવતો જણાય છે!



મુન્ના–મહેન્દ્ર ! ન ગભરાઓ પિતાશ્રીએ ગુસ્સામા આવી જઈ તમોને કાંઈ કહ્યું હશે, પણ તેથી ખોટુ લગાડશો નહિ

પૃષ્ઠ–૧૨

રાજસિંહનું નામ સાંભળતાંજ મુક્તાની આંખમાંથી આંસુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. મસ્તક પણ ફરવા લાગ્યું. તે બોલી, "મહેન્દ્ર! મને છોડી ના જશો. મને નિરાધારને ના રઝળાવશો. હું તમારા વિયોગે ક્ષણ પણ નહિ રહી શકું. હું તમારે શરણે છું. એ નીચ રાજસિંહ મારી ઇજ્જતને એબ લગાડશે. મને તે સતાવશે. એટલા માટે કહું છું કે તમે મને મૂકી નિર્દય બની ચાલ્યા ન જશો."

આટલું બોલતાં તો તેનું શરીર પણ તેના કાબુમાં ન રહ્યું. તે બેભાન થઈ જમીન પર ઢળી પડી. મહેન્દ્ર તરતજ જમીનપર બેસી ગયો. તેણે મુક્તાનું મસ્તક પોતાના ખોળામાં લીધું. એટલામાં રાજસિંહ તથા ગુલાબરાય આવી પહોંચ્યા. મહેન્દ્રના ખોળામાં મુક્તાને જોઈ રાજસિંહ ગર્જના કરી મ્યાનમાંથી તલવાર કાઢી બોલ્યો, "નાદાન છોકરા! આજે તારૂં આવી બન્યું છે. સિપાઈઓ! શું જોઈ રહ્યા છો? આ ગુમાની બાળકને ધક્કો મારી આપણા રાજ્યમાં લઈ ચાલો."

અત્યાર સુધી ચુપ બેઠેલો મહેન્દ્ર તરતજ બેઠો થયો. મુક્તા પણ શુદ્ધિમાં આવી હતી. રાજસિંહ તરફ જોઈ મહેન્દ્ર બોલ્યો "રાજકુમાર! હદમાં રહો. તમારા મુખમાંથી નીકળતા વિષમય શબ્દને અટકાવો. નહિ તો જીહ્વા મુખમાંથી ખેંચાઈ જશે. એક પણ શબ્દ બોલ્યા સિવાય તમે અહીંથી ચાલ્યા જાઓ. દુખીને વધારે દુઃખ ન આપો."

આ વાતથી રાજસિંહ એકદમ ઉશ્કેરાઈ ગયો. તરતજ તેણે પોતાના માણસોને હુકમ કર્યો કે, "મહેન્દ્રને એકદમ પકડી લ્યો. હાથમાં લોખંડની બેડીઓ નાખો."

હુકમ થતાં સિપાહીઓ ચોપાસ ફરી વળ્યા અને તેમણે મહેન્દ્રને પકડી લીધો.

હથિયાર વિનાનો મહેન્દ્ર શું કરે? થોડી ખેંચતાણ કરી અંતે તે શત્રુના બંધનમાં બંધાઈ ચુક્યો. સિપાહીઓ તેને ધક્કા મારી આગળ લઈ ચાલ્યા. ગુલાબરાય તથા રાજસિંહ તેની પાછળ ચાલતા થયા.

મુક્તા ગાઢ નિશ્વાસ મૂકી મુર્છા ખાઈ ત્યાં ઢળી પડી.



## પ્રકરણ ૨ જુ

## પાપીઓની પ્રપંચજાળ

**यथा चतुर्भि कनक परीक्ष्यते निघर्षणच्छेदन तापताडनै**
**तथा चतुर्भि पुरुष परीक्ष्यते श्रुतेन शीलेन कुलेन कर्मणा।**

જેમ કસોટી પર ઘસવાથી, કાપવાથી તથા અગ્નિમા તપાવવાથી તેમજ હથોડાવતી ટીપવાથી,—ચાર પ્રકારે સોનાની પરીક્ષા થાય છે-તેવીજ રીતે શાસ્ત્રાભ્યાસથી, સ્વભાવથી, કુળ અને કર્મ ઉપરથી-ચાર પ્રકારે પુરૂષની પણ પરીક્ષા થાય છે

ચાણક્ય.

"ગુણ કર્મને આચારથી, માનવજીવન પરખાય છે,
કુળ, ધર્મ શાસ્ત્રાભ્યાસથી, નરની પરીક્ષા થાય છે
ગભીર, ગુણિયલ નાનરતા, જગતમા વખણાય છે,
આડમરી, અભિમાનીઓ, બહુ વિશ્વમા નિદાય છે"

મણિપુરના મહારાજા નરેન્દ્રનાથ અત્યારે પોતાના વિલાસભુવનમા બેઠેલા હતા પાસે એક સુદરી બેઠેલી હતી તે નરેન્દ્રનાથની ધર્મપત્ની હતી

નરેન્દ્રનાથે કહ્યુ—"દેવિ ! હવે આપણે શુ કરીશુ ? કુમાર લગ્ન કરવાની ના પાડે છે ઘણા દેશના માગા આવે છે, પણ નિરૂપાયે સઘળા માગા પાછા ફેરવવા પડે છે હુ સમજી શકતો નથી કે, રાજકુમાર લગ્ન કરવાની શા માટે ના પાડે છે ? આજે તે શિકાર પરથી આવે ત્યારે તુજ તેને પૂછી જોજે હવે તો જેમ બને તેમ કુમારના લગ્ન જલદી કરવા જોઇએ, નહિ તો બીજા રાજ્યમા આપણી હાસી થશે કે કુમાર મોટા થવા છતા તેના લગ્ન શા માટે નહિ થતા હોય ?"

રાણી —તેને કોઈ કુંવરી પસંદ નહિ આવતી હોય નહિ તો તે લગ્નની શા માટે ના પાડે ? લગ્ન કરવાની કોને ઉમેદ ન હોય ?

એટલામાં ત્યાં ગોરદેવતા પધાર્યા તેમને જોઈ રાણી અંદર ગયા ગોર આસનપર બેસવાની સાથેજ બોલી ઉઠયા "મહારાજ ! આજે હું આપની પાસે એક વાત જણાવવા આવેલો છું, જો આપની ઈચ્છા હોય તો જણાવું "

નરેન્દ્ર—ખુશીથી જણાવો રાજગોર ! આપને અત્રે લેશ માત્ર સંકોચ રાખવાની જરૂર નથી

મહારાજા નરેન્દ્રનાથ ઘણાં ખરાં કાર્યોમાં રાજગોરની સલાહ લેતા હતા.

રાજગોરે કહ્યું – 'મહારાજ ! રાજપરિવારની કીર્તિ વધારવા માટે આપણે હવે રાજકુમારના લગ્ન જલદી કરી નાખવા જોઈએ '

નરેન્દ્ર—ગોર ! શું કરીએ ? કુમાર લગ્ન કરવાની સાફ ના પાડે છે, તેથી મોટા રાજવંશીઓના માગાં પણ મારે પાછાં કાઢવા પડયાં છે કદાચ કુમારને વધારે દબાવી લગ્ન માટે રાજી કરવા જઈએ તો તે કંટાળીને દૂર દેશમાં ચાલ્યો જાય અને એમ થાય તો પાછળી અમારી દુર્દશા થાય

ગોર – મહારાજ ! એ માટે આપ બેફિકર રહો ગઈ કાલે સવારેજ કુમાર મારે ત્યાં આવેલા હતા તેમણે પોતાની ઈચ્છા મને જણાવી છે અને તેથીજ મ્હારે હમણાં અહીં આવવું પડયું છે

નરેન્દ્ર—શું કુમારે લગ્ન કરવાની ઇચ્છા જણાવી છે ?

ગોર—જી હા, કુમારે પોતાના લગ્ન કરવાની મરજી મારી પાસે જણાવી છે, પરંતુ કુમારને શંકા છે કે આપ એ વાતનો કદાચ અસ્વીકાર કરશો. કુમારશ્રીએ પોતાની ઇચ્છા પ્રમાણે લગ્ન કરવાની ઇચ્છા દર્શાવી છે તેમજ પોતાને મન માનતી કન્યા સાથેજ લગ્ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે

નરેન્દ્ર—પણ એની મનમાનતી કન્યા કોણ છે ?

ગોર—દોલતસિંહની કન્યા !

આ વાત સાંભળતાજ મહારાજની આંખો લાલ થઈ ભવાં સંકુચિત થયાં ગુસ્સામાં આવી જઈ ગોરને ઉદ્દેશી તેમણે કહ્યું —"રાજગોર ! આ વાત તમે મને કરી છે તે ઠીક છે પણ કદાચ બીજા કોઈએ કરી હોત તો હું અવશ્ય તેને શિક્ષા કરત. કયાં મણિપુરનો રાજવંશ અને કયાં સામાન્ય દોલતસિંહ ! કયાં સિંહ અને કયાં શિયાળ ! મને અજાયબી થાય છે, કે તમારા જેવા સમજુ રાજગોરે આ વાતપર કેમ લક્ષ્ય આપ્યું !"

રાજગોર પ્રથમથીજ નરેન્દ્રનાથનો સ્વભાવ જાણતા હતા તેમણે વિચાર્યું હતું કે, "આ વાતથી મહારાજ ગુસ્સે તો થશે પરંતુ કુમારે મને કહ્યું હતું તેથી મારો જણાવ્યા સિવાય છુટકો નહોતો હજુ બે બોલ કહી સમજાવું માને તો ઠીક આમાં તો આપણું પણ કામ થાય તેમ છે કુમાર તરફથી મારૂં ઇનામ મળવાની આશા છે" આમ વિચારી તેમણે નરેન્દ્રને કહ્યું "મહારાજ ! આપનું કહેવું ખરૂં છે કે દોલતસિંહ આપના રાજ્ય પાસે કાંઈ ગણત્રીમાં નથી, છતાં પણ આપે એક બે વિષય તરફ ધ્યાન આપવા જેવું છે જો આપની ઇચ્છા હોય તો તેનો ખુલાસો કરૂં "

ક્રોધાવેશને દબાવી મહારાજ બોલ્યા —'ગોર ! તમારે જે હકીકત જણાવવી હોય તે જણાવો "

ગોર—સર્વ કોઈ જાણે છે કે દોલતસિંહ હાલ ઘણી દરિદ્ર અવસ્થામાં છે, છતાં પણ આપ જાણો છો કે તે ચિતોડગઢના રાજવંશનો છે ! અત્યારે તે કંગાલ હાલતમાં છે, છતાં તે રાજવંશી તો ખરો ને ?

નરેન્દ્ર—તેથી શું થઈ ગયું ? એની સાથેના સંબંધથી મારે કેટલા રાજ્ય પાસે નીચું જોવું પડે ? મેં વડા મોટા રાજ્યના માગાં પણ સ્વીકાર્યા નથી હવે એક અદના દોલતસિંહની પુત્રી સાથે મ્હારા કુમારના લગ્ન થાય તો મારે નીચું જોવા જેવું ખરૂં ને ? આ સંબંધ બાંધવાની મારી લેશ પણ મરજી નથી.

ગોર—મહારાજ ! જો દોલતસિંહ ચિતોડના રાજવંશનો છે તો પછી આ વાતમાં આપને શરમાવા જેવું કાંઈ નથી છતાં એક બીજી વાત પર પણ

આપે લક્ષ્ય આપવાનું છે આપ આ સબંધની ના પાડશો એટલે કુમાર બીજી રાજકુંવરી સાથે લગ્ન કરવાની ના પાડશે આથી રાજવંશનો લોપ થવાનો સંભવ છે આ દુખદાયક બનાવ બને એ ઇચ્છવા યોગ્ય નથી વળી રાજકુમારે દોલતસિંહની પુત્રી સિવાય બીજી કોઈ પણ કુમારિકા સાથે લગ્ન નહિ કરવાની મારી પાસે પ્રતિજ્ઞા કરી છે

મહારાજ આ વચન સાભળી ઉંડા વિચારમા પડયા રાજગોરની દરેક વાતપર તેમણે તર્કવિતર્ક કર્યો થોડીવાર પછી તેમણે ઉત્તર આપ્યો – ' રાજગોર! આ વિષયમાં હાલ તો હુ કાંઇ પણ ખુલાસો કરી શકતો નથી. મને ચોક્કસ લાગે છે કે આ ન્યાયી રાજ્યને તથા મારા આ ઉચ્ચ કુળને કુમાર કલંક લગાડશે ”

એટલામા મહેન્દ્રને લઇ રાજસિંહ ઉપર આવ્યો કુમારને જોઇ મહારાજાએ પૂછ્યું –" રાજસિંહ! નીચે શી ગરબડ છે ? "

રાજસિંહ—પિતાશ્રી! શુ કહુ ? આપ જેવા સમર્થ રાજા હોવા છતા જેઓ પગના જોડા ઉપાડવાને પણ લાયક નથી તેવા માણસો તરફથી મારે ભયંકર અપમાન સહન કરવું પડે છે

આમ કહી રાજકુમાર નીચુ જોઇ ઉભો રહ્યો।

ગોર—કુમાર! શુ છે? આટલા ગુસ્સામા કેમ છો? કોણે આપનુ અપમાન કર્યું? સઘળી હકીકત આપના પિતાશ્રીને જણાવો એટલે તેઓશ્રી યથોચિત વ્યવસ્થા કરશે

રાજસિંહ—હુ શુ કહું? મને કહેતા ઘણી શર્મ આવે છે બધી બીના તમે ગુલાબરાયને પૂછો

એટલામા ગુલાબરાય મહેન્દ્રને લઇ ઉપર આવ્યો.

નરેન્દ્રે પૂછ્યુ —" કેમ ગુલાબરાય! આ બધુ શુ છે ? "

---

ઠક્કર બધર્સ ટોપીના શાહ વેપારી તરીકે હિંદુસ્થાનમાં મશહુર છે

ગુલાબરાય—શું કહું મહારાજ ! હું તથા કુમાર ફરવા ગયા હતા—અમે નદીને કિનારે બેઠા હતા તેવામાં આ ગર્વિષ્ટ ઉદ્ધત બાળક આવી ચઢયો. અમે જે વાત કરતા હતા તે સાંભળી આ નાદાન છોકરાએ ક્રોધમાં આવી જઇ કુમારનો ઘણો તિરસ્કાર કર્યો. કુમારે તેને કહ્યું, 'અમારી વાતમાં તું વચ્ચે બોલનાર કોણ છે ? ચાલ્યો જા અહીંથી, નહિ તો હયરાન થશે.' એટલામાં બાળક એકદમ ઉશ્કેરાઇ ગયો અને મ્યાનમાંથી તલવાર બહાર કાઢી તે કુમારનો સંહાર કરવા જતો હતો, પણ મેં તરતજ સમયસૂચકતાથી તેનો હાથ પકડી લીધો. આ બનાવ જોઇ સિપાહીઓ પણ આવી પહોંચ્યા. તેમની મદદથી આ ગુમાની છોકરાને પકડી આપની સમક્ષ હાજર કર્યો કે.

નરેન્દ્ર—તમે શી વાત કરતા હતા કે જેને લીધે આ બાળકને ઉશ્કેરાવાનું કારણ મળ્યું ?

ગુલાબરાય—અમે દોલતસિંહની પુત્રી વિષે વાત કરતા હતા. મહારાજ ! આ ગુમાની બાળક બ્હારના દેખાવ પરથી આપને ગરીબ લાગતો હશે, પણ અંદરથી એ ઝેરી સાપ છે.

નરેન્દ્ર—વારૂ, કાલે તેનો ઇન્સાફ થશે. અત્યારે તેને કોટડીમાં પુરી રાખો.

આટલું કહી મહારાજા ચાલ્યા ગયા. મહેન્દ્ર આ સમયે કાંઇ બોલ્યો નહોતો. તે તો ગુલાબરાય તરફ જોઇ રહ્યો હતો. તેની ખોટી વાતો, ગરીબી દર્શાવતા સ્વાર્થી હાવભાવ વગેરે જોતાં તેણે વિચાર્યું, "આવા જ માણસો વિશ્વમાં વસતા હશે ? !"

મહારાજના ગયા પછી રાજસિંહે સિપાહીઓને કાંઇ ખાનગી વાત કરી જેથી સિપાહીઓ તરતજ મહેન્દ્રને લઇ ચાલતા થયા. ગુલાબરાય તથા રાજસિંહ પણ પોતાનું ધાર્યું સિદ્ધ થવાથી મનમાં મલકાતા હતા. તેમણે વિચાર્યું, " પિતાશ્રીએ તો મહેન્દ્રને કોટડીમાં પુરવા હુકમ કર્યો છે પણ મેં સિપાહીઓને

સમજાવેલા છે તે પ્રમાણે તેઓ તેને ભયકરમા ભયકર જગલમાં આવેલી જેલમાં કેદ કરશે અને પરિણામે તે મરણને શરણ થશે"

સિપાહીઓ રાજસિહના કહેવા પ્રમાણે ઘણે દૂર જગલમાં આવેલી જેલમાં મહેન્દ્રને લઇ ગયા આ જેલખાતુ ભયાનક લાગતુ હતુ ત્યા મનુષ્યની આવજા નહોતી આ જેલમાં મહેન્દ્રને કેદ કરી સિપાહીઓ રવાના થયા જેલમા આવતાની સાથે મહેન્દ્રના મનમાં અનેક વિચાર ઉપજ્યા તેણે વિચાર્યું, "આ બધાં કારસ્થાન નીચ ગુલાબરાય તથા રાજસિહના છે મહારાજ દયાળુ જણાતા હતા છતા પણ તેમણે મને આવા કરપીણ જીવલેણ જેલખાનામાં પુરવાનો શા માટે હુકમ કર્યો હશે?"

મહેન્દ્રની આખે અધકાર છવાયો જેલખાનામા પણ ભયકર અધકાર જણાતો હતો દિવસે પણ એક બીજા પાસે ઉભા હોય તો જોઇ શકાય તેમ નહોતુ ફરી તે મનમા વિચાર કરવા લાગ્યો કે, "હવે જીદગીનો અત અહીંજ આવશે આ દુનિયામા પ્રથમ આશ્રય મે દોલતસિહનો લીધો હતો, હવે બીજો આશરો આ જેલનો લઉ છુ"

મહારાજ નરેન્દ્રનાથ ધર્મિષ્ટ તથા દયાળુ હોવા છતા તેઓ સ્વભાવે ગર્વિષ્ટ હતા, કોઇ વિષયની તેઓ પૂરતા ધ્યાનથી તપાસ કરતા નહોતા

જ્યારે મહેન્દ્રને અધકારમય ભયાનક કારાગૃહમા પુરવામા આવ્યો ત્યારે પ્રથમ તો તે કઇ જોઇ શકયો નહિ પછી તેને થોડી વારે જણાયુ કે એ જેલખાતુ જમીનથી ઘણુ નીચુ હતુ તેમા પ્રકાશ માટે ફક્ત એક જાળીયુ નાંખેલુ હતુ તે સિવાય કોઇ પણ જગ્યાએથી વાયુનો સચાર થઇ શકે તેમ નહોતો મહેન્દ્ર દૃષ્ટિ વિકાસી ચોપાસ જોવા લાગ્યો એવામા ચામાચીડીયાના અવાજ સભળાયા ચોતરફ ઉંદરો જોવામા આવ્યા મહેન્દ્ર શાન્તિ લેવા નીચે જમીન પર બેસી ગયો બેસતાંજ તેના હાથમા હાડકાના કકડા આવ્યા. તે હાથમાં લઇ જોવા લાગ્યો તેની ખાત્રી થઇ કે એ કોઇ હતભાગી મનુષ્યના જ હાડકાં હતા આ જેલમાં અનેક માણસોનો નાશ થયો હોય એમ તેને લાગ્યુ.

---

જેલખાનુ એવી રીતે બાધવામા આવ્યુ હતુ કે એક સાથે હજાર માણુસો બૂમ પાડે તો પણુ એક શબ્દ સાભળી શકાય તેમ નહોતુ તેમા અતિશય દુર્ગધ આવતી હતી નરકની ખાણુમા કેમ જાણે મહેન્દ્રને ફેકી દીધો હોય તેમ તેને જણાયુ થોડીવાર તો તે જમીન પર બેઠો પછી તે ચોતરફ તપાસ કરવા લાગ્યો એવામા સામેનાજ ખુણામાં એક હાડપિજર તેને દેખાયુ મહેન્દ્ર તે જોતાજ ભયભીત થયો ભયકર બીક તેના હૃદયમા ભાસવા લાગી અત્યાર સુધી નાસી જવાનો તેના હૃદયમાં લેશ માત્ર વિચાર નહોતો, પણુ હવે તેણે કોઈ પણુ રીતે જેલખાનામાંથી નાશી જવાનો દૃઢ નિશ્ચય કર્યો તે આસ્તે આસ્તે દરવાજાની નજીક ગયો અને દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો ઘણુ બળ અજમાવી જોયુ, પરતુ અતે નિરાશ થઇ દરવાજા ઉપર બળપૂર્વક લાત મારવા લાગ્યો તેનુ કાઇ વળ્યુ નહિ નિરાશ થઇ તે પાછો ત્યાજ જમીન પર બેસી ગયો અને ભીંતો પર હાથ ફેરવવા લાગ્યો ભીતો ઘણી મજબૂત હતી અતે મહેન્દ્રે ઉપર ચઢવાનો નિશ્ચય કર્યો, પરતુ કોઇ રસ્તે મુક્ત થવાની તેની આશા સફળ થઈ નહિ અતે હરેક રીતે નિરાશ થઇ તે કપાળ પર હાથ પછાડતો વિચાર કરવા લાગ્યો તેની મતિ મુઝાઇ ગઈ અત્યાર સુધી તે મહારાજ નરેન્દ્રનાથને દયાળુ સમજતો હતો, પરતુ હવે તેને એમ સમજાયુ કે નરેન્દ્રનાથ જેવો કોઇ દુષ્ટ અને દયાહીન પ્રજાપીડિત રાજા ભાગ્યેજ દુનિયામા અસ્તિત્વ ધરાવતો હશે! અરે! નિરપરાધીને કેદખાનામા નાખનાર નરેન્દ્રનાથને લાખો વાર ધિક્કાર છે!

રાત્રિ પડી ભયકર જેલખાનામાનો અધકાર વિશેષ ગાઢ થયો. મહેન્દ્રને એમજ લાગ્યુ કે આ સસારમા તેનુ હવે કોઇ નથી સઘળી મનુષ્યજાતિ નાશ પામી છે સકળ સૃષ્ટિ નિસ્તેજ થઇ છે તેને એમજ જણાયુ કે, આ જેલખાનામા ભૂત, પિશાચોની પણુ વસતિ હોવી જોઇએ એટલામા તેણે પોતાની આસપાસ ભૂતો નાચતા જોયા આ જોઇ મહેન્દ્રના દિલમાં ઘણુા ભયનો સચાર થયો તેના હૃદયના ધબકારાની ગતિ તીવ્ર થઈ ગઇ તે જમીન પર

આડો થઈ સૂઈ રહી નેત્રો બંધ કરવા જતો હતો એટલામાં જેલમાંથી સામેના ખુણાનો ભાગ ખુલ્લો થતો જણાયો અંદર પવન તથા પ્રકાશનો સંચાર થયો તેને અંધકારમાં અજવાળુ જણાયું કોઈ પણ આકૃતિ અંદર આવી હોય એમ તેણે જોયું આ બનાવ જોતાજ મહેન્દ્રના હાંજાજ ગગડી ગયાં તેણે વિચાર્યું, "શું તે મારો નાશ કરવા અંદર આવેલ હશે ?" એટલામાં તો ત્યાં એક યોગિની આવી ઉભી રહી મહેન્દ્ર એકી નજરથી તેના સામું જોઈ રહ્યો તે કાંઈ બોલવા જતો હતો, પણ તેના ઓષ્ઠ ભયથી સીવાઈ ગયા હતા તે કાંઈ બોલી શક્યો નહિ અંતે મહા મહેનતે સાહસ એકઠું કરી તેણે પૂછ્યું – "આપ કોણ છો ?"

આ પ્રશ્ન સાંભળી રમણી નાક પર આંગળી મૂકી બોલી કે–"ચુપ! એક પણ શબ્દ બોલશો નહિ હવે જો ફરી બોલશો તો અહીંથી છુટવાનો દરવાજો બંધ થશે કાંઈ પણ બોલ્યા સિવાય મારી પાછળ ચાલ્યા આવશો તો હું અહીંથી તમારો ઉદ્ધાર કરીશ "

મહેન્દ્ર—આહ! શું અહીંથી આપ મારો ઉદ્ધાર કરશો ? શું આપ સ્વર્ગના દેવી છો ? શું તમે મને મુક્ત કરવા સ્વર્ગમાંથી ઉતરી આવ્યાં છો ? કહો કહો, ઓ દેવિ! તમોને અહીં કોણે મોકલ્યા છે ? દયાની દેવી ! બોલો

યોગિની—જુઓ, હું ફરીથી કહું છું કે, હમણાં તમે મ્હને એક પણ પ્રશ્ન નહિ પૂછતા છુટવાનો પ્રયત્ન કરો તમને દુઃખી જોઈ મને દયા આવે છે, પણ આ સ્થળે આપણે નિશ્ચિતતાથી વાતચિત કરી શકીએ તેમ નથી

મહેન્દ્ર—પરંતુ આપ કોણ છો તે કૃપા કરીને .. .. .

યોગિની—વળી પાછો એનો એજ પ્રશ્ન ?! મેં તમને પ્રથમથીજ જણાવ્યું છે કે જો એક પણ પ્રશ્ન પૂછશો તો છૂટવાનો દરવાજો બંધ થઈ જશે

આટલું કહી યોગિની પાછી જવા લાગી

---

મહેન્દ્ર પસ્તાવા લાગ્યો કે, "મે જાણી જોઈને મૂર્ખાઇ કરી દેવી મારો છુટકારો કરવા આવી હતી તેણે પ્રથમથી જ મને બોલવાની ના કહી હતી, છતા મે પૂછવાની હઠ પકડી જેથી તે ગુસ્સે થઈ ચાલી ગઈ" તે તેની પાછળ જોઇ રહ્યો એટલામા યોગિની પોતાનો વિચાર બદલાયો હોય એવા ભાવથી પાછી ફરી અને બોલી -"ના ના, હુ તમને છોડાવ્યા સિવાય નહિ જાઉ આ કરપીણ જેલખાનામા પિશાચો તમારી કોમળ કાયાનો કોળીઓ કરી જશે, માટે હુ ફરીથી કહુ છુ કે હવે એક પણ શબ્દ નહિ બોલતા મારી પાછળ આવો"

એ રમણીનો કઠસ્વર દયાળુ અને કોમળ હતો મહેન્દ્ર પુતળાની માફક ચુપકીદીથી તેની પાછળ ચાલવા લાગ્યો યોગિની અનેક આડાઅવળા ખડો ઓળગી એક વિશાળ ખડના દરવાજા પાસે જઇ ઉભી રહી તેને જોતાજ મહેન્દ્રના હૃદયમા ચેતન આવ્યુ હોય તેમ જણાયુ એ ખડમાં શીતળ પવન ફરફરતો હતો મહેન્દ્ર જોઇ શકયો કે રાતનો સમય હોઇ સહુ ગાઢ નિદ્રાને આધીન થયા હતા

યોગિનીએ કહ્યુ -"હવે આગળ હુ તમારી સાથે આવી શકુ તેમ નથી જુઓ, આ સામે રસ્તો દેખાય છે, તમે ત્યાથી છટકી જાઓ"

મહેન્દ્ર—દેવી! આપ ઘણા દયાળુ છો-સકટમા સપડાયલાનો ઉદ્ધાર કરનાર કરૂણામયી છો

યોગિની—ચુપ! આ જેલખાનામા તમને શા માટે પુરવામા આવ્યા હતા? શુ તમે કાઇ ગુન્હો કર્યો છે?

મહેન્દ્ર—નહિ માતા! હુ નિર્દોષ છુ

આટલુ કહી મહેન્દ્રે સઘળી વાત સક્ષેપમા જણાવી દીધી

સઘળી વાત સાભળ્યા પછી યોગિની બોલી -"હવે વિશેષ વખત સુધી અહી રહેવુ વ્યાજબી નથી આ રાજ્યના છળપ્રપચથી તમે અજ્ઞાત છો આ રાજ્યના કાવાદાવાનો હુ પણ ભોગ થઇ પડી છુ તથા એ દુ ખ હજી પણ હુ

ભોગવું છું. જાઓ, વિલંબ ન કરો. આ રાજ્યની સરહદ છોડી ચાલ્યા જાઓ, જ્યાં તમારા જીવને કોઇ નુકસાન ન કરે, તમને નિરાધાર જોઇ તમારી કોઇ ચર્ચા ન કરે, જ્યાંના લોકો દયાળુ હોય, જ્યાં અદલ ન્યાય પ્રજાને મળતો હોય, જ્યાં દયાની સરિતા પ્રવાહિત થતી હોય, જ્યાં પક્ષપાત ન હોય, જ્યાં એ નીચ ગુલાબરાય તથા રાજસિંહ આવવાને અશક્ત હોય ત્યાં જાઓ અને સુખી થાઓ. પુનઃ એ શયતાનોની પ્રપંચજાળનો શિકાર ન થઇ જતા."

મહેન્દ્રે આવો અનુભવ આજે પહેલ વહેલોજ અનુભવ્યો. આ દેવીના દયાળુ બોલ સાભળી તે ગદ્ગદ થઈ ગયો. તેની આંખમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. અશ્રુમાર્જન કરતાં તે બોલ્યો, "દેવી! હું નિરાધાર છું. આ જગતમાં મારૂં કોઇ બેલી નથી. હું ક્યાં જાઉં અને કોનો આશ્રય લઉં? આપ દયાની દેવી છો. આપ વિના આ અવની પર મારા તરફ કોઇ પણ દયાની નજરથી જુએ તેમ હું ધારતો નથી. મ્હને માર્ગની માહિતી નથી. માતા! મારા પર દયા કરો. મને આપનીજ સાથે રાખો. હું આપની સેવા કરી મારી જીંદગી કૃતાર્થ કરીશ."

આ વચનો સાંભળી યોગિનીના નયનયુગલમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેણે સ્વગત વિચાર્યું, શું મ્હારા જીવનનો દીપક નિરાધાર! ના ના, કોણ કહે છે? શું હું તેની . " આટલું સ્વગત બોલી તે અટકી ગઇ. થોડા સમય પછી પાછું તેણે વિચાર્યું, "જ્યાં સુધી મારે માથે (?) કાળું કલંક દૂર નથી થતું ત્યાં સુધી આ વાત મારે મનમાંજ રાખવી જોઇએ. અત્યારે મહેન્દ્રને આ વાત જણાવીશ તો તે સઘળી કથા મને પૂછશે. હું નિર્દોષ છું તે સાબિત શી રીતે કરી બતાવીશ? તે બીચારાને જરા પણ ખબર નથી કે હું કોણ છું!" ફરી તે મહેન્દ્ર તરફ જોઇને બોલી—' મહેન્દ્ર! તમે નિરાધાર છો, પરંતુ નિરાધારનો આધાર જગદાધાર પરમાત્મા હોય છે. જરૂર તે દયાળુ કિરતાર તમારી દયા ખાશે. જાઓ હવે વિલંબ ન કરો. પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

આટલું બોલતાં તેની છાતી ભરાઇ આવી તે બોલતી અટકી પડી નેત્રોમાંથી પ્રેમાશ્રુઓનો અવિરલ પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો મહેન્દ્ર તે જોઇ જશે તો કંઇક પૂછશે એટલા માટે તે પાછું જોઇ ઉભી રહી અને બોલી –" જાઓ, મહેન્દ્ર ! જાઓ પરમાત્મા તમને જ્યાં લઇ જાય ત્યાં જાઓ જ્યાં તમારૂં નસીબ લઇ જાય ત્યાં જાઓ મારા અંતઃકરણનો આશીર્વાદ છે કે પ્રભુ તમોને મદદગાર થાઓ ' આટલું કહી તે ત્યાંથી ચાલતી થઇ તેની વાત કરવાની ઢબ જોઇ મહેન્દ્ર અજાયબ થયો તેણે કદાપિ ન અનુભવેલી એક પ્રકારના સબંધની દિવ્ય લાગણી તેણે અનુભવી શું તે દેવીના કંઠસ્વરની મીઠાશ ! દયા ! કોમળતા ! ખરેખર, એ કંઠસ્વરમાંથી અમીમય ઝરણું ઝરતા હતા માતપિતા વિનાનો નિરાધાર મહેન્દ્ર વિચાર કરવા લાગ્યો, ' એ દેવી કોણ હશે ? મારા પ્રત્યે તેમનો કેટલો બધો સ્નેહ છે ! દુનિયામાં માતા પણ પોતાના પુત્ર પર આટલો પ્રેમ નહિ રાખતી હોય ! "

યોગિની ત્યાંથી ઘણે દૂર ચાલી ગઇ હતી, છતાં પણ મહેન્દ્રની નજરે તેની છબી તરવા લાગી તે બોલ્યો –" નહિ ભૂલું, મારા મરણ સમયે પણ તમારી દયાની લાગણી નહિ ભૂલું સુતાં, બેસતાં કે ઉઠતાં–હર વખત તમારી પવિત્ર છબીને હવે હું કદાપિ નહિ વિસરૂં શું હવે ફરી તમારો મીલાપ નહિ થાય ? અરેરે ! ઓ દયાની મૂર્તિ—દયાની દેવી તમે કોણ હશો ? " આમ વિચાર કરતો કરતો મહેન્દ્ર જ્યાં સુધી એ યોગિની દૃષ્ટિમર્યાદાથી દૂર થાય ત્યાં સુધી તેને જોતો ઉભો રહ્યો જ્યારે એ દેખાતી બંધ થઇ ત્યારે નિરાશ થઇ તેણે અરણ્યનો માર્ગ સ્વીકાર્યો



## પ્રકરણ ૩ જુ

### ચંદ્રપ્રભાનુ ગુપ્ત નિવાસ સ્થળ.

विपत्तौ किं विषादेन सपत्तौ हर्षणेन किम् ।
भवितव्य भवत्येव कर्मणामीदृशी गतिः ॥

અર્થાત્, વિપત્તિમા ખેદ કરવાથી શુ અને સપત્તિમાં હર્ષ પામવાથી શુ? કારણ કે જે થવાનુ હોય તે થયા કરે છે અને કર્મોની ગતિ એવીજ છે

"મે આ કર્યું હુ આ કરૂ, એ માનવી મિથ્યા બકે,
કિરતારની કરૂણા વિના, ના પાન પણ હાલી શકે,
શુભ કાર્ય કે સૌ કર્મનો કર્તા જગતનો તાત છે,
સસારની બટમાળની, બાજી પ્રભુને હાથ છે"

**અ**યોધ્યામા ઘેરે ઘેર આનદ ઓચ્છવ થઈ રહ્યો હતો પ્રાત સ્મરણીય શ્રી રામચદ્ર રાજસિહાસન પર બિરાજનાર હતા, છતા એજ મગળ પ્રસગે કૈકેયી દશરથ પાસે વચન માગી રામચદ્રને વનમા મોકલે એ શુ ભાવીનો ભેદ નથી? શકર પાસે વરદાન માગી ભસ્માસુરે ભસ્મકકણ શકરને બાળવા માટેજ મેળવ્યુ, છતા દેવી પાર્વતીજીની અગમ્ય ચતુરાઇથી તેજ ભસ્મક કણથી ભસ્માસુરનુ ભસ્મ થવુ એ શુ ભાવીનો ભેદ નથી?

ભાગ્યની અકળ ગતિને આધીન થઈ મહેન્દ્ર અનેક કષ્ટોને સહન કરતો ચદ્રપ્રભા પાસે આવ્યો તો ત્યાં પણ જળમાથી અગ્નિ પ્રકટયો એ શુ ભાવીનો ભેદ નથી? તાત્પર્ય એજ કે કર્મની કળા કોઇથી કળાતી નથી

મહેન્દ્ર દેવીથી છૂટો પડયા પછી અનેક પહાડો તથા વિકટ રસ્તાઓમાં અથડાવા લાગ્યો ક્ષુધા લાગતા તે અરણ્યમાથી મળી આવતા ફળો ખાતો તથા તૃષા લાગતા પહાડોમાં વહેતાં ઝરણમાથી પાણી પી પોતાના દુખી દિવસ

ગુજારતો હતો ઘણો લાંબો પંથ કાપ્યા પછી એક સુંદર સ્થાન તેની નજરે પડ્યું ત્યાં એક સુંદર સરોવર બાંધવામાં આવેલું હતું સરોવરની આસપાસ સુંદર વૃક્ષો ઉગેલા હતા સંધ્યા સમય થવા આવ્યો હતો સરોવરમાં આસમાની આકાશનું પ્રતિબિંબ પડ્યું હતું તટ ઉપરની વૃક્ષશ્રેણિઓ પણ જળમાં જાણે ઝોકા ખાતી હોય એવો પ્રતિબિંબ ઉપરથી ભાસ થતો હતો સરોવરની ચોપાસ આરસપહાણના પગથીઆ બાંધેલા હતા ત્યાંથી થોડે દૂર અશોકનાં વૃક્ષ ડોલતા હતા એ વૃક્ષોની નીચે બેઠા ઘાટનું એક સુંદર મકાન બાંધેલું હતું સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો મહેન્દ્ર આ સમયે તળાવની પાળ પર બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો મુક્તાની મનોહર છબી તેના હૃદય સમક્ષ તરવા લાગી બાલ્યાવસ્થાના દિવસ યાદ આવ્યા મુક્તાએ નદી કિનારે પુષ્પની માળા પહેરાવવી, રાજસિંહનું એકાએક આવવું, દોલતસિંહનું ગુસ્સે થવું વગેરે અનેક પ્રસંગો તેના મનમાં આવવા લાગ્યા

મહેન્દ્રે સ્વગત વિચાર્યું, "શું મુક્તાના લગ્ન રાજસિંહ સાથે થયા હશે? શું પ્રેમદેવી મુક્તા મને ભુલી ગઇ હશે? પ્રભુ! મારા માટે એક પણ સ્થાન તે નિર્માણ નથી કર્યું કે જેથી થોડી વાર પણ મને શાન્તિ મળે" આવા અનેક વિચાર વીંછીની માફક મહેન્દ્રને ડંસવા લાગ્યા

થોડી વાર પછી સૂર્યનારાયણ પણ પશ્ચિમદિગંતમાં છુપાઇ ગયા એટલામાં સામેના મકાનમાંથી સુંદર સંગીત મહેન્દ્રના કાન પર અથડાયું –

"કરમાઇ જતી મમ દેહકળી,
આ દેહકળી દિલ સ્નેહ ધરી —ટેક
જળ વિના જ્યમ સુની સરિતા,
કાન્ત! વિના ત્યમ માનો કાન્તા
નયને નિંદ ન આવે જરી—"

---

ઠક્કર બધર્સની ટોપીયે પંજાબમાં પણ પુરતા પ્રમાણમાં પ્રવેશ કર્યો છે

વિચારમા ગોથા ખાતો મહેન્દ્ર આ મધુર સ્ત્રી કંઠોચ્ચારિત સુંદર સંગીત સાભળી એકદમ ચમકી ઉઠયો અને ચોતરફ નજર ફેરવવા લાગ્યો બરાબર નજર કરતાં જણાયું કે, એ સંગીત સામેનાજ મકાનમાથી સાભળવામા આવતુ હતુ વીણાનો સુર સ્પષ્ટતાથી શ્રવણગોચર થતો હતો સંગીતના તરંગો જાણે કે વાયુમા નૃત્ય કરતા હતા, અશોકના વૃક્ષ પર બેઠેલા પપૈયાને મુગ્ધ કરતુ, મહેન્દ્રની ચિંતાને દાબી દેતુ, તેના દુઃખી દિલને તન્મય કરતુ એ સંગીત સમુદ્રના મોજા માફક ઉછળવા લાગ્યુ સંગીત આગળ વધ્યુ વિહ્વળ ચિત્તે મહેન્દ્ર સાંભળવા લાગ્યો --

"ભોગી ભ્રમર નથી કોઇ અવાસે,
હૃદયેશ્વર વિણ દુઃખ બહુ ભાસે;
કુસુમ ત્યજી ગયો ક્યાય અલી?—કરમાઇ•
પાપી પપૈયો પિયુ પિયુ બોલે,
મદન પીટયો મમ કાળજુ કોરે,
શ્યામ વિના ઝુરી જાઉ મરી—કરમાઇ૦"

મહેન્દ્ર મનમા વિચાર કરવા લાગ્યો કે–" આવા એકાન્ત અરણ્યમા આવા મધુર કંઠવાળી રમણી કોણ હશે? તે અપ્સરા હશે કે માનવી? માનવીના કંઠમા આવુ માધુર્ય સંભવતુ નથી ખરેખર ગાનારનો કંઠ, તેની મીઠાશ તેમજ કોમળ સુર અપૂર્વ જણાય છે"

મહેન્દ્ર સરોવરની પાળ પરથી ઉતરી મકાનની નજીક ગયો ત્યા સંગીત સાભળવાની આશાથી તે ઉભો રહ્યો, એટલામાં તો એ સંગીત બંધ થયુ મહેન્દ્ર નિરાશ થયો પુનઃ સંગીત ચાલુ થશે એમ ધારી તે મકાનની અંદર જોવા લાગ્યો જોતાં તેને એમ જણાયુ કે ગાનાર રમણી પાસે બે મનુષ્યો બેઠેલા હતા મહેન્દ્ર આશ્ચર્ય પામ્યો, કારણ કે તે બે પુરૂષોને તેણે કોઇ સ્થળે જોયા હોય એમ જણાયુ ફરી તે બરાબર જોવા લાગ્યો, પણ એ પુરૂષોને ઓળખી શકયો

ઠક્કર ધ્રુધસ'ની ટોપીઓ આખા હિંદુસ્થાનમા પ્રસરી રહી છે

નહિ અને તેણે મનમાં નિશ્ચય કર્યો કે, હવે આ સ્થળે વધારે રોકાવું વ્યાજબી નથી, પરંતુ આ સ્થાન છોડી જતા પહેલા, તેને એમ થયું કે એ રમણી હજુ ફરી ગાશે એકાદ ગીત સાંભળવાની આશામાં તે કેટલોક વખત ત્યાં ઉભો રહ્યો, પણ તેની આશા સફળ થઈ નહિ અને મહેન્દ્રે નક્કી કર્યું કે એ સ્થળે વિશેષ સમય સુધી ઉભા રહેવું વ્યાજબી નથી એટલામાં તો સામેના મકાનમાંના બે પુરૂષ નીચે ઉતર્યા

તેમની નજર મહેન્દ્ર પર પડતાજ તે બોલી ઉઠ્યા –"જેલખાનામાંથી નાસી છુટયો, પણ હવે ક્યાં જશે ?"

મહેન્દ્ર તરતજ જોઈ શક્યો કે એ પુરૂષો બીજા કોઇ નહિ પણ નીચ ગુલાબરાય તથા રાજસિંહ હતા મહેન્દ્ર તરતજ ત્યાંથી ચાલતો થયો આકાશમાં શરદની પૂર્ણિમાનો મનોહર ચંદ્ર પ્રકાશતો હતો ચંદ્રના અમૃતમય કિરણો અને તે ગાનારી રમણીનો કંઠ બન્ને એકજ પ્રકારના અમૃતનું પાન કરાવતા હોય એમ તેને ભાસ્યું મહેન્દ્ર થોડે દૂર ગયો હશે એવામાં પાછળથી અવાજ આવ્યો કે, "એ તો જેજ ગુમાની મહેન્દ્ર છે"

મહેન્દ્ર ત્યાં ઉભો રહ્યો ગુલાબરાયે તેની પાસે આવીને કહ્યું –' ઓ નાદાન છોકરા ! હવે ક્યાં નાસે છે ? જેલખાનામાંથી નાસી છૂટયો છે પણ હવે તું અમારા પંજામાંથી છૂટી શકે તેમ નથી"

આ વખતે મહેન્દ્રની પાસે એક પણ હથિયાર નહોતું તે લાલ આંખ કરી બોલ્યો –" ગુલાબરાય તમારો શો વિચાર છે ?"

સર્પની માફક ફુંફાડા મારી ગુલાબરાય બોલી ઉઠયો –" શો વિચાર ? હવે તો તને જહન્નમનો મુસાફર બનાવવાનોજ વિચાર છે"

મહેન્દ્ર—ગુલાબરાય ! શસ્ત્ર વગરના માણસ આગળ તમે બળ બતાવો છો એ શું વ્યાજબી છે ? એમાં શું મરદાનગી છે ? અગર જો તમે મરદ

હો, શુદ્ધ એક બુંદની ઓલાદ હો તો પ્રથમ એક તલવાર મને આપો ને પછી જુઓ કે સિંહને છ છેડવાથી શું ફળ મળે છે?

આવા અપમાનભરેલાં વચન સાંભળી ગુલાબરાય તથા રાજસિંહ ગાજી ઉઠયા, અને બન્નેએ મ્યાનમાંથી તલવાર બહાર કાઢી તેઓ બન્ને મહેન્દ્ર પર ઘા કરવા જતા હતા એટલામા તો સામેની ઝાડીમાથી એક યોગિની બહાર આવી અને ગંભીર અવાજથી બોલી —"મહેન્દ્રના એક પણ બાલને ઇજા કરી તો મુઆ સમજજો."

તરતજ તે યોગિની મહેન્દ્ર પાસે આવી પહોંચી રાજસિંહ તથા ગુલાબ-રાય તો તેની સામેજ જોઇ રહ્યા તેમનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ યોગિનીના હાથમાં ત્રિશૂળ તથા એક ખુલ્લી કટાર હતી તે જાણે સાક્ષાત ભૈરવી હોય એમ જણાતુ હતુ યોગિની તરતજ મહેન્દ્રને પોતાની સાથે લઇ ચાલતી થઈ ગુલાબરાય તથા રાજસિંહ એજ વિચાર કરતા હતા કે એ યોગિની કોણ હશે? તેઓ વિચાર કરતા કરતા રાજધાની તરફ રવાના થયા.

મહેન્દ્ર યોગિનીને જોતાની સાથેજ ઓળખી ગયો હતો તેને ભયંકર જેલખાનામાથી છોડાવનાર એજ યોગિની હતી તે કરૂણ કંઠે કહેવા લાગ્યો – "માતા! આ બાળક પર આપનો કેટલો બધો ઉપકાર છે?"

યોગિની—કાંઈ પણ નહિ બોલતા મારી પાછળ ચાલ્યા આવો

મહેન્દ્ર ચુપચુપ તેની પાછળ જવા લાગ્યો યોગિની કેટલીક ઝાડીઓ પસાર કર્યા પછી એક ઝુંપડીમા દાખલ થઇ

તેણે મહેન્દ્રને બેસવા માટે એક વાસની સાદડી આપી મહેન્દ્ર તે પર બેઠો થોડી વાર પછી યોગિની બોલી, "આ ઝુંપડીમા હું એકલી જ રહુ છુ. તમે પણ હવે અહીં જ રહેજો અત્રે તમને કોઇ વાતની ઇજા નહિ આવે"

મહેન્દ્ર—માતા! હુ આપના પ્રતાપથી આ વખતે બચવા પામ્યો છુ. યથા સમયે જો આપ ન આવ્યાં હોત તો એ નીચ રાજસિંહ મારા શા હાલ

કરત ? ઇશ્વર જે કરે છે તે સારુ જ કરે છે હવે કૃપા કરીને કહો જોઇએ કે આપ કોણ છો ?

આ પ્રશ્ન સાંભળતા યોગિનીનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં, છતા મહા મહેનતે આત્મસવરણ કરી તે કહેવા લાગી –" મહેન્દ્ર ! મ્હારો અને ત્હારો સબધ એવો છે કે, હુ તને માનનીય સબોધનથી હવે બોલાવી શકતી નથી હુ કોણ છુ તે તને શી રીતે જણાવુ ? તુ મને નથી ઓળખતો, પણ હુ તો તને ઓળખુ છુ, કે તુ દોલતસિહને ત્યાંજ ઉછરી મોટો થયો છે મહેન્દ્ર ! વિશેષ ખુલાસો હુ સમય આવ્યે કરીશ હાલ તુ મને કાંઈ પૂછીશ નહિ "

પછી મહેન્દ્ર માટે થોડા ફળ લઇ આવી યોગિનીએ તેને ફળાહાર કરવા કહ્યુ મહેન્દ્રે ફળાહાર કરી લીધો એટલે યોગિનીએ કહ્યુ, " હવે હુ અહીંથી જાઉં છુ, કારણ કે બે ગાઉ પર દેવીનુ એક દેવળ છે ત્યાંજ હુ રહુ છુ કોઈ કોઇ વખત અહીં આવુ છુ પરતુ તુ અહીં છે એટલે દરરોજ સધ્યા સમયે હુ આવીશ હવે તુ અન્યત્ર જઇશ નહિ મારે તારે હાથે હજુ ઘણાં કામ કરાવવાનાં છે લે, હવે હુ રજા લઉં છુ "

એ યોગિનીનો અહીંથી જવાનો બિલકુલ વિચાર નહોતો પણ મહેન્દ્ર વધારે પૂછપરછ કરે તો પોતાને ખરો ખુલાસો જાહેર કરવો પડે અને ખરી ઓળખાણ આપવાથી મહેન્દ્ર અસ્થિર બની જાય તેમ હોવાથી હાલ તરત ગુપ્ત રહેવાનો વિચાર કરી યોગિની ત્યાથી ચાલતી થઇ

યોગિનીને ચાલી જતી જોઈ મહેન્દ્ર તેને બોલાવવા જતો હતો, પણ તેને ધાસ્તી લાગી કે, 'કદાચ તે મારા પર રોષે ભરાશે' આથી તે બોલી શકયો નહિ એકાગ્રદષ્ટિથી તે તેના તરફ જોઇ રહ્યો તથા સ્વગત વિચારવા લાગ્યો, "એ કોણ હશે ? મને જોઇ શા માટે તે સકોચાતાં હશે ? મને જોઈ તેમની આંખમાથી અશ્રુપ્રવાહ ચાલુ થાય છે વળી મારી પાસે વાત કરતાં પણ અચકાય છે એ યોગિની શા માટે આમ કરતાં હશે ?" આવા વિચારમાંજ

મહેન્દ્ર તેજ સ્થળે નિદ્રાવશ થયો, પણ કહેવત છે કે દુ ખીને નિદ્રામા પણ સુખ હોતું નથી તેને સૂઈ રહ્યાને લાગ્યે જ એક કલાક પસાર થયો હશે એટલામાં એક સ્વપ્નુ આવ્યુ જાણે તેની પ્રિયા મુક્તાને રાજસિંહ ઉપાડી જાય છે અને તેને ખાનગી મકાનમાં કેદ કરે છે દુ ખમાં રીબાતી મુક્તા પોકારી રહી છે, કે, "આવો, મહેન્દ્ર! આવો આ નરાધમ રાજસિંહ મને સતાવે છે માટે આ કસાઇના જુલ્મમાથી આ અબળાને છોડાવો"

"આવુ છુ, આવુ છુ, મુક્તા! તારી મદદે આવુ છુ તને સતાવનાર એ નીચ રાજસિંહનુ લોહી રેડવા આવુ છુ" એટલુ બોલતાં મહેન્દ્ર જાગી ઉઠયો અને જુએ છે તો ત્યાં કોઈ પણ જણાતુ નહિ તે બોલી ઉઠયો – "પ્રભુ! દુ ખીને સ્વપ્નમાં પણ દુ ખજ દેખાય છે નિદ્રાદેવી પણ મારી શત્રુ થઇ છે" પુન મહેન્દ્રને કાલની વાત યાદ આવી સરોવરની પાસે જે મકાનમાં પેલી રમણી ગાતી હતી તે મકાનનુ તેને હમણા સ્મરણ થઇ આવ્યુ એ ગાનાર રમણી કોણ હશે એ વાતનો ખટકો તેના હૃદયમાં થવા લાગ્યો ફરી તેણે સરોવરની પાળ પર જઇ બેસવાનો વિચાર કર્યો તેણે સ્વગત કહ્યું – "ચાલ જીવ, આજે પણ તે રમણી કદાચ ગાશે તો જરૂર જરા વાર મને શાન્તિ મળશે એક બે ચીજ સાભળી પાછો ચાલ્યો આવીશ" આમ કહી તે સરોવરની પાળ પર જઇ બેઠો ગઇ કાલ કરતા આજે તે મકાનની વિશેષ નજીક બેઠો હતો આજે તે રમણી એકલી હોય એમ જણાતુ હતુ બીજુ કોઈ મનુષ્ય ત્યા જણાતુ નહોતુ જેમ મોર વૃષ્ટિની રાહ જુએ, ચાતક ચંદ્રદર્શનની રાહ જુએ તેમ ઘણી અધીરતાથી મહેન્દ્ર રમણીના ગાનની રાહ જોવા લાગ્યો તે રમણીનુ સંગીત સાંભળવા તલપી રહ્યો હતો થોડી વારમા તેની આશા સફળ થઇ–અર્થાત્ રમણીએ ગાન શરૂ કર્યું જેમ કૃષ્ણની મોરલી ગોપીઓને દિવાની બનાવતી તેમ આ રમણીના સંગીતે મહેન્દ્રનુ હૃદય હરી લીધું તેને સંગીતનો પૂર્ણ નશો ચઢી ચુકયો થોડી વાર પછી એ રમણીએ સંગીતના ધ્વનિને મૃદુ કર્યો હોય એમ મહેન્દ્રને જણાયુ તે મકાનની સામુ

---

જોઇ રહ્યો હતો એટલામાં તો તે રમણી ગાતી ગાતી મકાનની નીચે ઉતરી તે ધીમા સુરે ગાતી હતી, છતાં મહેન્દ્ર તેના મધુર સુર પરથી સમજી ગયો કે ગઇ કાલની ગાનારી આજ રમણી છે સંગીતની મીઠી લ્હેરમાં તે મસ્ત બની જઇ મસ્તક હલાવતો હતો નિકટ આવતા તે રમણીની નજર મહેન્દ્ર પર પડી

સંધ્યા સમયે અપરિચિત મનુષ્યને જોઇ પ્રથમ તો એ રમણી ચમકી ઉઠી, પણ પછી પાસે આવી તેણે પૂછ્યુ –" તમે કોણ છો ! "

મહેન્દ્રનુ મસ્તીની ધૂનમાં હાલતુ મસ્તક સ્થિર થઈ ગયુ પ્રથમ તો તે પણ ગભરાયો, પણ હીંમત રાખી જવાબ આપ્યો -" એક મુસાફર ! "

" મુસાફર ! " આટલુ બોલી તે રમણી એકાગ્રદ્દષ્ટિથી મહેન્દ્રના મુખ તરફ જોઇ રહી મહેન્દ્રને જોતાજ તેના મુખ પર એક પ્રકારના ભાવનુ પરિવર્તન થયુ તે વિસ્મિત ભાવથી મહેન્દ્રના નખશિખનુ દર્શન કરવા લાગી પછી તે બોલી –" મુસાફર ! તમે અહી એકલા બેઠા બેઠા શા વિચાર કરો છો ? હુ અહીં આવી ત્યારે તમે શા માટે મસ્તક હલાવતા હતા ? "

મહેન્દ્ર—હુ મસ્તક હલાવતો નહતો, પણ તમારૂ સ્વર્ગિય સંગીત સાભળતો હતો. એ સંગીતના પ્રત્યેક તાનથી મારૂ ચિત્ત નાચી ઉઠતુ હતુ અને તેથીજ મારૂ મસ્તક હાલતુ હતુ

એ સુંદરીનુ નામ ચન્દ્રપ્રભા હોઇ તેણે કહ્યુ –" શુ મારૂ સંગીત તમને એટલુ બધુ મોહક લાગ્યુ ? ચાલો મારી સાથે હુ તમને દરરોજ સંગીત-સુધાનુ પાન કરાવીશ

મહેન્દ્ર—ના, ના, હાલ તો હુ તમારી સાથે આવી શકુ એમ નથી

ચન્દ્રપ્રભા—મારી સાથે આવવામા તમને કંઇ વાંધો છે ?

મહેન્દ્ર—વાંધો તો કંઇ નથી, પણ . .... . . . ..

ચન્દ્રપ્રભા—ગભરાઓ નહિ ! તમોને કોઇનો ડર લાગે છે ?

મહેન્દ્ર—ડર શા માટે લાગે ? પણ તમે મને ત્યાં લઈ જઈ શું કરશો ?

ચંદ્રપ્રભા—હું તમને સારંગીની સાથે તાલસુર મેળવતા શીખવીશ

મહેન્દ્ર—મને ગાવાનો શૉખ નથી, ફક્ત સાંભળવાનો શૉખ છે હું તમારે ત્યાં આવું તો ખરો પણ મને એક શંકા છે ગઈ કાલે તમારે ત્યાં મે બે મનુષ્યોને જોયા હતા એ તમારા શા સંબંધી થાય તે જાણ્યા સિવાય હું તમારે ત્યાં આવી શકું તેમ નથી

ચન્દ્રપ્રભા—એ વાત હું તમોને પછી કહીશ તમે તેમનાથી કોઇ વાતે ડરશો નહિ હું તમને દુઃખી થવા નહિ દઉં, મારા પર સંપૂર્ણ વિશ્વાસ રાખો

મહેન્દ્ર—ઠીક છે પણ તમારૂં નામ ?

ચન્દ્રપ્રભા—મારૂં નામ ચંદ્રપ્રભા છે

ચંદ્રપ્રભા નામ સાંભળી મહેન્દ્ર બોલી ઉઠ્યા—"વાહ–વાહ ! કેવું કર્ણ-પ્રિય મધુર નામ છે ! ખરેખર નામ તેવુંજ રૂપ છે પણ ચંદ્રપ્રભા ! મને સાથે લઇ જઇ શું કામ સોંપશો ? મને કંઇ પણ આવડતું નથી

ચન્દ્રપ્રભા—તમને નથી આવડતું તો હું શીખવાડીશ તમારે કંઈ કામ કરવાનું નથી હું તમારા કોમળ શરીરને સહજ પણ કષ્ટ થાય તેવું કામ નહિ સોંપું હું તમને મ્હારા હૃદયનો હાર બનાવી જીગરના પ્રેમપિંજરમાં પૂરી રાખીશ

એટલું કહી તે રમણીએ કટાક્ષ દૃષ્ટિ મહેંદ્ર તરફ ફેંકી ચંદ્રપ્રભાને જોઇ મહેન્દ્ર પોતાનું ભાન ભૂલ્યો ને તેની સામેજ જોઇ રહ્યો એ સૌંદર્યમયી રમણી પણ મદભર નયનોના કાતિલ કટાક્ષો ફેંકી મહેન્દ્રના મનને વિશેષ વિચલિત બનાવી દેવા લાગી ઉભયના નેત્રોમાંથી જાણે કે વિજળી ચમકવા લાગી મધુવનની બંસીનો નાદ સાંભળી ગોપીઓ જેવી રીતે પરવશ બની જતી હતી તેવીજ રીતે મહેન્દ્ર આ રૂપસુંદરીના મોહક સંકેતને વશ થઇ તેની સાથે જવા લાગ્યો

મહેન્દ્ર ચુપકીદીથી તે રમણીની પાછળ પાછળ ચાલતો થયો. તે રમણીએ મહેન્દ્રને સાથે લઇ પોતાના મકાનમાં પ્રવેશ કર્યો. પછી મહેન્દ્રને તેણે એક વિરામાસન પર બેસવાનું કહ્યું. પ્રભાએ પોતાના દિવાનખાનાને ઉત્તમ પ્રકારે સુસજ્જિત કર્યું હતું. જમીન ઉપર મૂલ્યવાન્ રંગીન ગાલીચો પાથરેલો હતો. આજુબાજુ ખુણામાં કુસુમપાત્રો ગોઠવેલાં હતાં. તેની અડોઅડ સંગેમરમરનાં વિરામાસનો અને સુખાસનો વ્યવસ્થાપૂર્વક ગોઠવ્યાં હતાં. દિવાલની ઉપર સુશોભિત ચિત્રો ટાંગેલાં હતાં. મકાનના એક બાજુના ખુણામાં સુંદર પલંગ ગોઠવેલો હતો. તેના પર દૂધના જેવી સફેદ અને મખમલ જેવી સુકોમળ શય્યા બિછાવેલી હતી. પલંગની બાજુમાં નાની નાની બારીઓ આવેલી હોવાથી ચંદ્રના સુધાપૂર્ણ ઉજ્વળ કિરણોનો શય્યા ઉપર વિસ્તાર થયો હતો. અને આસપાસનાં કુસુમવૃક્ષોની સુવાસ હરી લઈ વાયુ એ સ્થળે સ્વચ્છતાથી વિહાર કરતો હતો. ભીંત પર ટાંગેલા ચિત્રો જોનારનું મન પીગળાવે તેવા હતા. ચિત્રકળામાં માનવહૃદયનું પ્રતિબિંબ જ્યાં સુધી લાવી શકાય, ત્યાં સુધી નિપુણ કારીગરોએ પોતાની કળા તેમાં દર્શાવેલી હતી. ખરેખર આ ચિત્રો એટલાં મોહ ઉપજાવતાં હતાં કે મહાન્ તપસ્વીઓ પણ તે ચિત્રો જોતાં પોતાના તપનું ફળ ગૂમાવી બેસે. અખંડ બ્રહ્મચર્ય પાળનાર પુરૂષ પણ આ ચિત્રો જોઇ પોતાની અચળ ચિત્તવૃત્તિથી ચલિત થાય. તેમાંના કેટલાક ચિત્રો પૂર્વજોનું ગૌરવ દીપાવનાર રાજાઓના હતા. મહેન્દ્ર તે બધા ચિત્રો લક્ષપૂર્વક જોતો હતો. ઘણાખરા ચિત્રો શૃંગારના ભાવથી પરિપૂર્ણ હતા. તથા એ ચિત્રોનું નગ્ન સૌંદર્ય જોતાં ચન્દ્રપ્રભાની રસિકવૃત્તિનો આપોઆપ પરિચય થતો હતો.

મહેન્દ્ર એકી નજરથી ચિત્રો જોતો હતો એટલામાં ત્યાં ચંદ્રપ્રભાએ પ્રવેશ કર્યો. મહેન્દ્રે ચમકીને તેની સામું જોયું. તે કંઇ બોલવા જતો હતો એટલામાં ચંદ્રપ્રભા બોલી –"આ ચિત્રો તમને ગમે છે ?"

મહેન્દ્ર—આ પ્રશ્નનો કંઇ પણ ઉત્તર આપી શક્યો નહિ. બ્હાર અંધકારને લીધે તે ચન્દ્રપ્રભાના રૂપને બરાબર જોઇ શક્યો નહતો. અત્યારે તે ચન્દ્ર-

---

પ્રભાનુ મનોરમ દેવદુર્લભરૂપ સૌંદર્ય જોઇ વિસ્મય પામ્યો આવી સ્વર્ગસુ દરી પૂર્વે તેણે કદી જોઇ નહોતી ચ દ્રપ્રભાના અ ગ પર અલ કાર નહોતા તેણે ક ઠમાં કુસુમની માળા તથા હાથ પર કુસુમના વલય પહેરેલા હતા એ રમણીનુ રૂપ અલૌકિક સુ દર હતુ અપ્સરાના મુખ પર જે તેજ હોવુ જોઇએ તેથી અધિક તેજ ચ દ્રપ્રભાના મુખ પર છાઇ રહ્યુ હતુ તેનુ લલાટ ચ દ્રની માફક શોભતુ હતુ તેમા ચિ તાની એક પણ રેખા જણાતી ન હતી માત્ર અત્યારે તે એકજ વસ્તુની ઉપાસક હોય એમ જણાતુ હતુ તેની રગેરગમા મધુરા નવયૌવનના તર ગો ઉછળતા હતા તેના નયનયુગલમા કામદેવનુ જાદુ ભરેલુ હતુ ભ્રકુટીરૂપી બે બાણ કામીઓના કાળજા વીંધી નાખે તેવા કાતિલ હતાં તેનુ મધુરૂ હાસ્ય પ્રેમમોહક હતુ તેની પાણીદાર આખોમાથી એક પ્રકારનુ તરલ તેજ ઝરતુ હતુ આશાના દોર સાથ અથડાતી ચ દ્રપ્રભા બોલી – "મુસાફર ! તમે કોણ છો ? આવી યુવાન વયમા ભીષણ વન જ ગલમાં શા માટે આવ્યા છો ?"

મહેન્દ્ર—હુ કોણ છુ તે હું પોતે પણ જાણી શકતો નથી એટલે પછી તમોને શી રીતે જણાવુ ? છતા પણ કહુ છુ કે હુ ઘણો દુ ખી માણસ છુ નાની ઉમ્મરથીજ બીજાના આશ્રયમાં ઉછરી હુ મોટો થયો છુ મને પાળી મોટો કરનાર પણ હવે આશ્રય આપી શકે તેમ નથી, જેથી ભાગ્યપર આધાર રાખી જ ગલમાંજ ભટકુ છુ

ચન્દ્રપ્રભા—તમારૂ નામ શુ છે ?

મહેન્દ્ર—મારૂ નામ મહેન્દ્ર કુમાર છે હુ ઘણુ કષ્ટ વેઠી આખર ગઇ કાલે સરોવરની પાળ પર થાક લેવા બેઠો હતો એટલામાં આ મકાનમાંથી સ ગીતનો સુર સભળાયો હુ મ્હારૂ સકળ દુ ખ ભૂલી જઇ મધુર સ ગીત સાભળવા લાગ્યો દુનિયામા કદાપિ ન અનુભવેલી એક પ્રકારની મોહક લાગણી એ સ ગીતમાં હુ અનુભવવા લાગ્યો એ સ ગીતના શબ્દો સાંભળી મને મારી શૈશવસહચરી, મારે દુ ખે દુઃખી થનારી વીરબાળા મારી નજરે તરવા લાગી.

---

ઘડીયાળ પણ તદ્દન મહૂત મેળવી શકે છે

મનમાં એમજ ધારતો હતો કે આ મકાનમાં કોઇ દેવકન્યાનો નિવાસ હોવો કોઇએ મનુષ્યજાતિનો કંઠ એવો મધુર હોય એ મ્હને અશક્ય લાગ્યું આજે ણ પાછો હું સરોવરની પાળ પર આવી સંગીત સાંભળવા બેઠો, એટલે મારી આશા સફળ થઇ અને દૈવકૃપાથી મ્હારો તમારી સાથે મેળાપ થયો

ચન્દ્રપ્રભા—મારૂં સંગીત તમને એટલું બધું મોહક લાગે છે ?

મહેન્દ્ર—હું ખાત્રીથી કહું છું કે તમારા સંગીતમાં જે એક પ્રકારની હાશ છે, તમારા ગળામાં જે એક પ્રકારનું મનુષ્ય માત્રને વશ કરવાનું જાદુ તે બીજે કયાંય પણ મેં અનુભવ્યું નથી તમારૂં અનુપમ લાવણ્ય, મારા કંઠસ્વરનું રસભરિત માધુર્ય અલૌકિક હોય એમ મને લાગે છે

પ્રભાએ મૃદુ હાસ્ય કરી ઉત્તર આપ્યો —"ઠીક, આજે ઘણા લાંબા ળ પછી મેં તમારા મુખે મારા રૂપ અને ગુણની પ્રશંસા સાંભળી છે જો કે રામાં એવી યોગ્યતા તો નથી, છતાં તમારા આ વચન સાંભળી હું આજે ાનંદ પામી છું જો ખરી વાત કહું તો મેં પણ તમારા જેવો સુંદર યુવક વે કદાપિ જોયો નથી તમારી વાણીના જેવી માધુર્ય કોઇ પણ પુરૂષની ણીમાં અનુભવી નથી આજથી તમો મને પ્રભાના નામથી બોલાવજો અને તમને મહેન્દ્રકુમારના મનગમતા નામથી બોલાવીશ"

મહેન્દ્ર શરમાઇ ગયો પછી સમય થઇ જવાથી બન્ને જણા પોતપોતાની ય્યામાં નિદ્રાસુખ અનુભવવા સુતા



## પ્રકરણ ૪ થું

## પ્યાલાનું પરિણામ કિંવા મદિરાપાનનો અંજામ.

यादृशं भक्षयन्नान्नं बुद्धिर्भवति तादृशी ।
दीपस्तिमिरं भक्षयति कज्जलंच प्रसूयते ॥

"જેવો આહાર તેવો ઓડકાર" મનુષ્ય માત્ર જેવું અન્ન ખાય છે તેવી તેની બુદ્ધિ થાય છે દીપક અંધારાનું ભક્ષણ કરે છે (અંધકાર દૂર કરે છે) તો તે કાજળને જ જન્મ આપે છે માટે દરેક મનુષ્યે અપેય અને અભક્ષ્ય પદાર્થોથી દૂર રહેવાની ખાસ આવશ્યક્તા છે

"જેવું કરો તેવું ભરો, એ વિશ્વનો સિદ્ધાંત છે,
વાવો તમે તેવું લણો, એ કે'ણ જગવિખ્યાત છે,
વ્યસની તણા વ્યવહારમાં, ના સત્યતાનું કામ છે,
મદિરા તણી મહોકાણમાં, આખર બુરો અંજામ છે"

ગુલાબ વાવી મોગરાની આશા કયાંથી રખાય? જેવી કરણી તેવાંજ ફળ ભોગવવા પડે છે વ્યસની વ્યસનમાંજ ઘેગર્ક પોતાની શુદ્ધ સાન ઉડાવી દે છે ઘણ્કના બુરા અંજામમા મદિરા ખાનાખરાબી કરે છે "જો પીવે શરાબ ઉસકા ખાના ખરાબ," એ કથન સવાશે સત્ય છે અનેક રાજ્યો આ મદિરાની મહોકાણે પાયમાલ થયાં છે, અનેક ઇશ્કઘેલા કામાંધ કીડાઓ આ ઝેરી અમૃતનું પાન કરી મનુષ્ય જીવનથી સદાને માટે ભ્રષ્ટ થઇ આલોક તથા પરલોકથી પતિત થયા છે માટે મદિરા એજ મનુષ્યનો કટ્ટામા કટ્ટો શત્રુ છે

પ્રભાતકાળ થયો હતો ચંદ્રપ્રભાના સુસજ્જિત મકાનમાં મહેન્દ્ર એકલો બેઠો હતો પાસેની બારીમાંથી આવતો સૂર્યકિરણનો પ્રકાશ મહેન્દ્રના મુખ પર

---

રૂમાલોનો લાભ પણ મફત મેળવી શકે છે

પડતો હતો સરોવરના શીતળ સલિલમાં તરંગો ઉછાળતો વાયુ ફુંકાતો હતો અશોકના ઝાડ પર બેઠેલો પપૈયો પિયુ પિયુ બોલતો હતો વિચારગ્રસ્ત-ચિત્તે મહેન્દ્ર તે પપૈયાનુ સંગીત સાભળતો હતો એટલામા ચંદ્રપ્રભાએ ત્યાં પ્રવેશ કર્યો ચંદ્રપ્રભાનુ સૌંદર્ય આજે અજબ તરેહનુ આકર્ષક ભાસતુ હતુ પુષ્પોથી તેણે પોતાના કેશકલાપની વેણી ગુંથી હતી તેના પગની પાની કેમ જાણે મેંદીથી રંગી હોય એમ જણાતુ હતુ તેની ચાલ હરિણીના જેવી ચંચળ લાગતી હતી તેણે ઝીણામા ઝીણુ ગુલાબી ઓઢણુ ઓઢેલુ હતુ તે એના સુંદર ઘાટીલા શરીરને બંધબેસ્તુ હતુ તેની ઝીણવટમા અંદર પડેલો કમખો દેખાતો હતો કમખાની નીચે શરીરનો થોડો ભાગ ઉન્મુક્ત દેખાતો હતો કમખારૂપી કેદખાનામા સપડાયલા બન્ને ઉચ્ચ પક્ષ સ્તન પ્રત્યેક ક્ષણે ઉછાળા મારી બંધનમુક્ત થવાનો પ્રયત્ન કરતા હતા પ્રભાએ આજે પુષ્પની માળા પહેરેલી નહોતી, પણ સુંદર અલંકારો ધારણ કરેલા હતા ગળામા સાચાં મોતીની માળા શોભતી હતી ચંદ્રપ્રભા હસતી હસતી મહેન્દ્રની પાસે આવી બેઠી અને બોલી –"મહેન્દ્રકુમાર ! તમે એકલા અહી બેઠા બેઠા શો વિચાર કરો છો ?"

મહેન્દ્ર—ચંદ્રપ્રભા ! હુ આ તમારા પપૈયાનુ ગીત સાંભળુ છુ શુ આ તમારૂ પાળેલુ પક્ષી છે ? હુ જ્યારથી અહી આવ્યો છુ ત્યારથી તે દરરોજ અશોકના ઝાડ પર બેસી પિયુ પિયુના પોકાર કરે છે તે પણ સંગી-તનુ બહુ શૉખીન લાગે છે, હો !

ચન્દ્રપ્રભા—હા, જે દિવસથી તમે અહી આવેલા છો તે દિવસથી એ પક્ષી દરરોજ તમને સંગીત સંભળાવવા આવે છે આજ પછી આ પક્ષી આ સ્થાન છોડી જશે નહિ જુઓ જુઓ મહેન્દ્રકુમાર ! એ પક્ષી તમોને જોઇ કેવુ મીઠુ હસે છે ?!

મહેન્દ્ર—નહિ નહિ ચંદ્રપ્રભા ! એ પક્ષી તો તમારૂ સંગીત સાભળવા આવે છે એ મૂર્ખ પક્ષી તમારા સંગીત સાથે હરિફાઇ કરવા ઇચ્છે છે

---

તમે જ્યારે ગાયન છેડો છો ત્યારે તે શરમાઇ ચુપ રહે છે અને એકચિત્તે તમારૂ ગીત શ્રવણ કરે છે

ચન્દ્રપ્રભા--(હસીને) એમ કે ?

મહેન્દ્ર—એમા શક શો ? તમે જ્યારે ગીત ગાઓ છો ત્યારે પક્ષી તો શુ પણ ડોલતા ઝાડ તથા ફુકાતો પવન પણ બંધ થઇ જાય છે હુ પણ મારૂ તમામ દુખ ભૂલી જઇ તમારૂ સંગીત તન્મય ચિત્ત શ્રવણ કરૂ છુ

ચંદ્રપ્રભા—તમારી આજ્ઞા હોય તો આ દાસી ગાવા તયાર છે

મહેન્દ્ર—કૃપા થઇ તમારૂ ગાન મારા દુખને વિસરાવવાનો અકસીર ઇલાજ છે મારા તરફની સહાનુભૂતિ માટે હુ તમારો ઉપકાર માનુ છુ

ચંદ્રપ્રભાએ તરતજ વીણા હાથમા લીધી અને નિમ્નલિખિત સંગીત શરૂ કર્યું –

"અરે સહુ પ્રેમના પંથી, પઢાવુ પાઠ તે પઢજો,
વિકટ છે પ્રેમની શય્યા, ચતુર સહુ ચિત્તમા ધરજો,
મર્યા ફરહાદ ને શીરી, અરે રે ! પ્રેમ મસ્તીમા,
મર્યા લયલા અને મજનુ, અરે ! એ પ્રેમદ્રષ્ટિમા
જખમ છે પ્રેમનો બુરો, પ્રણયની વેદના ભારી,
કરે છે ઠાર પ્રેમીને, ગણે ના વીર નરનારી,
પ્રણયની આગ છે બુરી, ન ઠારી કોઇથી ઠરશે,
ખરા પ્રેમી હશે જગમા, નહિ મૃત્યુ થકી ડરશે
પ્રણયની જ્યોત જાગી ને, દિવાની થઇ સદા ફરતી,
નથી આરામ કે કંઇ ચેન, વિરહના તાપમા મળતી"

ધીમે ધીમે સંગીતની અસર મહેન્દ્રના મન ઉપર પોતાનો અપૂર્વ પ્રભાવ અજમાવવા લાગી સુગંધિત હવામા મીઠાશભરેલા સુરતરંગો ઉછળવા

લાગ્યા સંગીત કેવળ મધુર હતું એટલુંજ નહિ પણ ચંદ્રપ્રભાએ સંગીત-કળામાં ઘણી નિપુણતા પ્રાપ્ત કરી હોય એમ જણાતું હતું મહેન્દ્ર જો સંગીતકળાનો પરીક્ષક હોત તો જાણી શકત કે પ્રભાએ બાલ્યાવસ્થામાં પ્રીતિ ભાવથી સંગીતવિદ્યાનું જ્ઞાન સંપાદન કરેલું હોવું જોઇએ ચંદ્રપ્રભાના અત્યારના સંગીતમાં કુદરતી ભાવ નહોતો, પરંતુ જાણે એક વસ્તુ પર મોહિત થઇ હોય અને તે મેળવવા પ્રેમી હૃદય પોતાના તરફ લલચાવતું હોય એ ભાવનાનું સંગીત તે લલકારતી હતી શબ્દે શબ્દે મહેન્દ્રના રસિક હૃદયને તે વીંધી નાખતી હતી મહેન્દ્ર મનમાં વિચાર કરતો વિભોર બની જઇ ગાયન સાંભળતો હતો અશોકના ઝાડ પર બેઠેલો પપૈયો શાન્ત થઇ ચંદ્રપ્રભાનું સંગીત સાંભળતો હતો તે જોઇ મહેન્દ્ર બોલ્યો -"જુઓ ચંદ્રપ્રભા ! મેં કહ્યું હતું તે ખરૂં છે કે ખોટું ? જુઓ, આ ઝાડ પર બેઠેલો પપૈયો પણ મુગ્ધ થઇ જઇ તમારૂં સંગીત સાંભળે છે ખરેખર તમારૂં અનુપમ રૂપ તથા મધુર સુર આ જગતનાં પશુપંખીઓ પણ ભૂલતા નથી"

મહેન્દ્ર સંગીતસુધાનું પાન કરી વિહ્વળ બની આમ બોલવા લાગ્યો એ સમયનો લાભ લઇ ચંદ્રપ્રભાએ મહેન્દ્રનો હાથ પોતાના હાથમાં લીધો અને અધીરા ભાવથી તે બોલી -"મહેન્દ્ર કુમાર ! તમે મને ચ્હાઓ છો કે નહિ ?"

મહેન્દ્રે ઉંડા નિશ્વાસ નાખ્યો અને તેણે ચંદ્રપ્રભાના હાથનાથી પોતાનો હાથ છોડાવી લીધો થોડી વાર નહીં તે બોલ્યો, "ચંદ્રપ્રભા ! હું અન્યને ચ્હાઉં છું પરમાત્માએ મને એકજ દિલ આપેલું છે, અને તે દિલ મેં બીજાને આપેલું છે હું તમારા સંગીતની પ્રશંસા કરૂં છું, તમારા સૌંદર્યના ગુણગાન કરૂં છું, તમારા કૃપાભાવની કદર કરૂં છું સ્નેહ જોઇ હું પ્રેમ કરૂં છું, પણ ચંદ્રપ્રભા ! એ પ્રિયતમનો પ્રેમ નથી"

ચન્દ્રપ્રભાએ એક ઉંડો નિશ્વાસ નાખ્યો તેની આશાનો તાર તૂટી ગયો ગદ્‌ગદ કંઠે તે કહેવા લાગી, "હા, હવેજ મારો ભ્રમ ભાગ્યો મહેન્દ્રકુમાર ! હવે હું સમજી કે મારા પ્રેમનો બદલો તમે તિરસ્કારથી જ આપો છો"

---

ઠક્કર કથાની હરાફાઇની ડંકો ઘણે ઠેકાણે થઇ છે

મહેન્દ્ર—પ્રભા ! એમ શા માટે કહો છો ? આ દુનિયામા તમને જોઇ જેના દિલમા સ્નેહનો સચાર ન થાય એવો કામજીત વીર કોણ છે ?

ચન્દ્રપ્રભા—તમે હમણાજ કહ્યુ કે તમે અન્યને ચ્હાઓ છો ?

મહેન્દ્ર—શુ કરૂ ચદ્રપ્રભા ! આ સસારમા મારા મનનુ મિલન એક બીજી બાળા સાથે થયુ છે હુ તમારા સૌદર્યનો ઉપાસક છુ મધુર સગીત પર મોહિત છુ, પણ ચદ્રપ્રભા એ પ્રેમમા દેહના મિલનને સ્થાન નથી મ્હારી પ્રાણેશ્વરી તો એક બીજીજ બાળા છે

ચન્દ્રપ્રભા—હા, હુ જાણુ છુ કે તમે ગત દિવસ કોઇને યાદ કરતા હો એમ જણાય છે હુ ધારૂ છુ કે જેને તમે તમારૂ દિલ આપ્યુ છે તેને જ યાદ કરતા હશો ?

મહેન્દ્ર—ખરુ છે હુ મારી પ્રિયતમાનાજ વિચાર કર્યા કરૂ છુ મારી બાળસ્નેહી મુક્તાને હુ દરેક પળે યાદ કરૂ છુ જો કે હુ તેને ભૂલી જવા ઘણો પ્રયત્ન કરૂ છુ પણ કોઇ રસ્તે તેને ભૂલી શકતો નથી ચદ્રપ્રભા ! એ પ્રેમની પ્રતિમાને ભૂલી જવાય એવી આ દુનિયામા કોઇ દવા હશે ?

ચદ્રપ્રભા—હા, હુ તમને એક દવા આપુ છુ

એટલુ કહી પ્રભાએ એક પેટી ઉઘાડી, અદરથી કચનનો ગ્લાસ તથા એક શીશો કાઢ્યો તે શીશામાનો પ્રવાહી પદાર્થ ગ્લાસમા કાઢી મહેન્દ્રને આપતા બોલી, "લ્યો મહેદ્રકુમાર ! પ્રેમની પુતળીને ભૂલી જવા માટે માત્ર દુનિયામા આ એકજ દવા છે આ દવા પીવાથી તમારી તમામ ચિતા દૂર થશે"

મહેદ્ર ગ્લાસ હાથમા લઇ બોલ્યો —"ચદ્રપ્રભા ! આમા શુ છે ? આ દવા કોણે બનાવી છે ?"

ચદ્રપ્રભા આર્યાવર્ત્તના શત્રુઓએ બનાવી છે

---

મહેંદ્ર—ચંદ્રપ્રભા ! એમ કેમ બોલો છો ? આ દવા બનાવનારે માનવદેહને શાન્તિ આપવા બનાવેલી છે. તેણે હિંદભૂમિનું ભલું કર્યું છે એમ સમજી તેનો ઉપકાર માનવાને બદલે તમે તેને શત્રુ કેમ કહો છો ?

ચન્દ્રપ્રભા—મહેંદ્ર કુમાર ! જો કે આ દવા શાન્તિ આપનાર છે, છતાં થોડીવારને માટે. પછી તો આ દવા, પીનારને ધર્મથી ચલાયમાન કરી પાપના ખાડામાં ફેંકી દે છે. મહેંદ્ર કુમાર ! આમાં એ દવા કે કે જે પીધાથી હું મારા ધર્મથી ખંડિત થઈ અત્યારે આ જંગલમાં નિવાસ કરી રહેલી છું. આ દવાએ મને ભયંકર ઠોકર ખવડાવેલી છે. એક ઠોકર ખાવાથી હું નહિ ધરાતાં બીજી ખાવા તૈયાર થઈ છું, પણ હવે પછી ત્રીજી ઠોકર નહિ ખાઉં. માત્ર તમારો મેળાપ હૃદયથી થાય તોજ આ દવા પીધાનું સાર્થક છે.

મહેન્દ્ર—ચંદ્રપ્રભા ! ત્યારે પછી તું મને મદિરા શા માટે આપે છે ? ધર્મનું ખૂન કરનાર એ મદિરા મને શા માટે પીવડાવે છે ?

ચંદ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! તમને શાન્તિ આપવા, આરામ આપવા પીવડાવું છું.

મહેન્દ્ર—તુંજ હમણાં કહેતી હતી કે મદિરા અનીતિને રસ્તે દોરનાર છે. એનો ઉપયોગ હું શા માટે કરૂં ?

ચંદ્રપ્રભા—નહિ, નહિ, મહેન્દ્ર કુમાર ! તમારે માટે તો એ શાંતિ આપનાર છે. ચંદ્રપ્રભા વિચારમાં પડી કે, "જો આ મદિરા મહેન્દ્ર પીએ તોજ મારી આશા સફળ થાય. મેં ભૂલ કરી કે તેને ખરી વાત જણાવી દીધી માટે હવે વાત ફેરવવા દે." આમ સ્વગત વિચારી તેણે કહ્યું, "મહેન્દ્ર કુમાર ! આ મદિરા નથી, પણ સ્વર્ગના શિખર પર ડોલાવનાર અમૃત છે. તમે તેને પીઓ ! મારા સમ છે. આ દવા પીવાથી જરૂર તમારા આનંદનો પાર નહિ રહે."

ચન્દ્રપ્રભાએ પોતાના હાથમાં પ્યાલો લઈ મહેન્દ્રને મદિરા પાઈ થઈ ચુક્યું. પવિત્ર મહેન્દ્રના મુખમાં મદિરાનો પ્રવેશ થઈ ચુક્યો.

---

ઉગતા સુર્યની માફક ઠક્કર બધાસનો ધંધો ઉદય પામતો જાય છે.

પીધા પછી થોડી વારે મહેન્દ્ર બોલી ઉઠયો –"વાહ–વાહ ! કેવુ સરસ અમૃત છે ! દુ ખીનુ દુ ખ હરનારૂ કેવુ મધુર ઔષધ છે !"

ચન્દ્રપ્રભાએ બે ચાર પ્યાલા બીજા પણ પાયા તે મનમા આનદ પામવા લાગી કે, "જરૂર આજે હુ મારી ધારેલી આશા સફળ કરી શકીશ" મદિરાના નશાથી થોડીક વારમા મહેન્દ્ર બેભાન બની ગયો આખે અધકાર આવવા લાગ્યો તે ઠોકર ખાતો પાસે પડેલા પલગ પર પડયો અને મોટા અવાજથી બોલવા લાગ્યો "વાહ–વાહ ! કેવુ મધુર અમૃત છે ! આવ આવ, ચદ્રપ્રભા ! મારી પાસે આવ હુ સ્હાનો તારો પ્રિયતમ અને તુ સદાની મારી પ્રિયતમા જો જો, પ્રભા ! આ અમૃતને પીવા પેલો આકાશમાં ઉગેલો સૂર્ય પણ તલપી રહ્યો છે તે પોતે માગતા તો શર્માય છે, પણ પોતાના કિરણ વડે તે આ અમૃતને ખેચે છે તુ આ અમૃતના શીશાને બધ કરી દે, નહિ તો એ અદેખા સૂર્ય પોતાના કિરણથી બધુ અમૃત ખેચી લેશે ચદ્રપ્રભા ! દુનિયામા શાન્તિ આપનારી આ એકજ ચીજ છે હો ! ખરેખર, આ અમૃત પાસે સ્વર્ગનાં સુખો પણ નિર્માલ્ય છે"

ચદ્રપ્રભાના મનમાં અત્યારે પ્રેમના ઝરણ વહેતા હતા ત તજ તે હસતી હસતી મહેન્દ્રની પાસે આવી બેઠી અને બોલી, "મહેન્દ્ર કુમાર ! હવે મ્હને છોડી જશો નહિ ને ?"

મહેન્દ્ર—કોને છોડી જાઉ ? શુ ચન્દ્રપ્રભા તને છોડીને ? ના—ના, હવે હુ તને છોડી ક્યાય જઈશ નહિ

ચન્દ્રપ્રભા—એમ ? ત્યારે આપો વચન

વાંચક ! અત્યારે ચદ્રપ્રભાના હૃદયમા પ્રેમના ફુવ્વારા ઉડતા હતા તેના માથાનુ ઓઢણુ સરકવા લાગ્યુ, કમખાની કસો પણ ઢીલી પડવા લાગી તરતજ ચદ્રપ્રભાએ મહેન્દ્રનો હાથ પોતાના હાથમા લીધો અને તે હાથ પોતાની છાતી સાથે દબાવતા બોલી, "મહેન્દ્ર કુમાર ! હૃદયને શાન્તિ આપનાર આ એક જ ચીજ છે હો !"

---

બચ્ચાને પણ ઠગાવની ધારતી નથી

મહેન્દ્રનો હાથ ચંદ્રપ્રભાની છાતી ઉપર પડતાની સાથે મુક્તાની પવિત્ર છબી તેની નજરની સામે તરી આવી અને કેમ જાણે મહેન્દ્રને તે ધિક્કારતી હોય તેમ જણાયું મહેન્દ્ર તરતજ ચંદ્રપ્રભાની છાતી પરથી પોતાનો હાથ લઇ લીધો અને તે કંઇક બોલવા જતો હતો એટલામાં એક ગેબી ગર્જનાનો અવાજ થયો કે "અરે ! ઓ પાષાણહૃદયના મહેન્દ્ર ! આ તું શું કરે છે ? અરે ! જે પવિત્ર મુક્તા તારા માટે અનેક કષ્ટો સહન કરી રહી છે, તને મળવા માટે જે પોતાનું વિરહી જીવન ધારણ કરી રહી છે તે વીરબાળાને ભૂલી જઇ તું અત્યારે આ પિશાચિની ચંદ્રપ્રભાને આલિંગન દેવા તૈયાર થયો છે ? ચેત ! ચેત ! મહેન્દ્ર ! હજુ પણ વખત છે "

ગેબી ગર્જનાનો અવાજ બંધ થયો અને મહેન્દ્ર પાસેની બારી પાસે ઉભો રહ્યો જાણે કેમ અત્યારે કોઇએ લોખંડના ખીલાથી તેની છાતીને દિવાલ સાથે જડી દીધી હોય તેમ તે ઉભો હતો તેનું મન ગભરાવા લાગ્યું આંખો લાલ થઇ શરીરના રૂંવેંડાં ખડા થયા અને ગુસ્સામાં આવી જઈ કહેવા લાગ્યો –" ચંદ્રપ્રભા ! પ્રેમદાના વેશમાં છુપાયની પિશાચિનિ ! રમણી વેશધારી રાક્ષસિ ! તું આ ક્ષણેજ મ્હારી નજર આગળથી દૂર થા તે તારો નીચ સ્વાર્થ સાધવા મને અમૃત કહી ઝેર પાયું છે ચંદ્રપ્રભા ! તું ચોક્કસ સમજજે કે મારો પ્રેમ આ ભવે મુક્તા સિવાય કોઇ ભોગવી શકશે નહિ અરે ! મારી પ્રિય દેવી પ્રાણવલ્લભે મુકતે ! હું આ મદિરા પી તને અલ્પકાળ માટે વિસરી ગયો એ માટે મ્હને ક્ષમા આપજે આજ પછી ધર્મથી ચલાયમાન કરનાર આ નાપાક મદિરાને હું સ્પર્શ સુદ્ધાં નહિ કરૂં " આમ બબડતો ગુસ્સાના આવેગમાં મહેંદ્ર ચંદ્રપ્રભાનું ઘર છોડી ચાલ્યો ગયો



# પ્રકરણ ૫ મુ

## મુક્તાનો દૃઢ નિશ્ચય

तावद्भयाद्धि भेतव्य यावद्भयमनागतम् ।
आगत तु भय वीक्ष्य प्रहर्तव्यमभीतिवत् ॥

જ્યા સુધી આપણને ભય આવ્યો નથી ત્યા સુધીજ ભયથી ડરીને ચાલવુ અને જ્યારે તેમ કરતા પણ ભય માથે આવે તો પછી અભય થઇને તે ભયને નાશ કરવાનો પ્રયત્ન કરવો

શૂરવીર કે વીર ક્ષત્રીઓ, દુ ખ જોઇને ડરતા નથી,
નિજ ધર્મ માટે પ્રાણની, પરવા કદિ કરતા નથી,
શૂરવીર ઘુમે સમરાગણે, નિજ દેશની સેવા કરી,
મૃત્યુ જીવનને એક સમજે, લેશ ના ચિતા ધરી

સુખ અને દુ ખ બ ને માની લીધેલી મનની કલ્પના છે રાજપાટને તિલાજલિ આપી એક વચન માટે હરિશ્ચદ્ર નીચ ઘેર વેચાયો, તેમાજ તેણે સુખ માન્યુ દુ ખથી મનુષ્યમા હોશિયારી, ચાલાકી તથા પ્રાસ-ગિક સમયસૂચકતા આવે છે, તેનુ હૃદયબળ એટલુ દઢ થાય છે કે મહાન્ દુ ખો પણ તેના મનને વિચલિત કરી શકતા નથી મનુષ્ય માત્ર જ્યા સુધી દુ ખમા ઘેરાયો નથી ત્યા સુધી તે કુદરતની અગાધ લીલા ઓળખી શકતો નથી. ધ્રુવજીની માતાએ જો કટુ શબ્દના પ્રહારથી પુત્રનુ હૃદય ન ચીર્યુ હત તો ધ્રુવજી જગતમાં અમર થાત કે ? ભર્તૃહરીને પિ ગલા તરફનો વિશુદ્ધ પ્રેમ સદા જો મળ્યો હત, તો તેજ ભર્તૃહરી સ સારમા વૈરાગ્ય ધારણ કરી અમર થાત કે ? કદાપિ નહિ, માટે દુ ખ પડયા સિવાય કોઈ પ્રાણીનો અભ્યુદય થતો નથી

---

રાજસિંહ જ્યારે મહેન્દ્રને પકડી લઇ ગયો ત્યારે મુક્તા તો દિવાનીજ બની ગઇ હતી તેને કંઇ પણ ભાન રહ્યું નહોતું તે આંખમાંથી આંસુઓનો પ્રવાહ વર્ષાવતા આક્રંદ કરતી હતી કે, ચાલ્યા ગયા ? શું મહેંદ્ર મને મુકી ચાલ્યા ગયા ? હા—હા, એ તો ગયા પણ હું અહીં કેમ ઉભી છું ? ચાલ, હું પણ તેમની પાછળ જાઉં અરે ! પણ હું જઉં ક્યાં ? કોણ જાણે કે એ નીચ રાજસિંહ એમને ક્યાં લઇ જશે ? પિતાશ્રી આંતે આટલા ક્રૂર બન્યા ? શા માટે તેમણે મહેન્દ્રને રજા આપી હશે ? પિતાશ્રીને પૂછી જોઉં કે મહેન્દ્રે તેમનો શો ગુન્હો કર્યો છે ?"

આટલું બોલી મુક્તા ઘરમાં જવા લાગી આ વખતે દોલતસિંહ પણ પોતાના વિશ્રામગૃહમાં બેઠો બેઠો વિચાર કરતો હતો કે, "મુક્તાને રાજસિંહ સાથે લગ્ન કરવા શી રીતે સમજાવવી ?"

એટલામાં તો એક માણસે આવી જણાવ્યું, "ગુલાબરાય આપને મળવા આવે છે"

દોલતસિંહે જવાબ આપ્યો કે, "ખુશીથી એને બોલાવી લાવ"

ગુલાબરાય આવી નમન કરી ઉભો રહ્યો દોલતસિંહે તેને બેસવા માટે આસન આપ્યું અને પૂછ્યું -"ગુલાબરાય ! રાજસિંહને મારા ઉપર ખોટું તો નથી લાગ્યુંને ?"

ગુલાબરાય—ખોટું તો નથી લાગ્યું, પણ આમ ક્યાં સુધી ચાલશે ? હવે જો વધારે દિવસ થશે તો પછી રાજસિંહનો વિચાર કદાચ ફરી જશે જેમ બને તેમ મુક્તાનાં તેમની સાથે જલ્દી લગ્ન કરી આપો તેમાં તમારૂં હિત છે પછી તો જેવી તમારી મરજી

દોલતસિંહ—હું પણ અત્યારે એજ વિચારમાં છું મુક્તાને મેં ત્રણી વખત આ વાત જણાવી છે, પણ એ દુરાગ્રહી નાદાન છોકરી માનતી નથી, પરંતુ હવે હું એના દુરાગ્રહ તરફ ધ્યાન આપીશ નહિ તે ના પાડશે તો પણ

હુ મારા આપેલા વચન પ્રમાણે લગ્ન કરી આપીશ તમે રાજસિહને જણાવજો કે હુ થોડા દિવસમા લગ્નનુ મુહૂર્ત જોઇ કહેવડાવીશ

ગુલાબરાય—ભલે આ બધી બીના હુ રાજસિહને જણાવીશ

આટલુ બોલી ગુલાબરાય નમન કરી ચાલતો થયો

ગુલાબરાયના ગયા પછી દોલતસિહે તરતજ મુક્તાને પોતાની પાસે બોલાવી મુક્તા નમન કરી ચુપકીદીથી ઉભી રહી

દોલતસિહ—બ્હેન ! હવે તુ નાની નથી મે તને વારવાર જણાવ્યુ છે કે તારાં લગ્ન રાજસિહ સાથે નક્કી કરવામા આવ્યાં છે તારા અહોભાગ્ય છે કે એવુ સારુ ઘર તને પ્રાપ્ત થયુ છે

મુક્તા નીચુ જોઈ ઉભીજ રહી

દોલતસિહ—કેમ કઈ બોલતી નથી ? કહે જોઈએ કે તને શુ દુ ખ થાય છે ? તારા સુખના માટે, તારા કલ્યાણના માટે, મે રાજસિહ જેવા મોટા કુમાર સાથે તારાં લગ્ન નક્કી કર્યા છે, છતા તુ કેમ ઉદાસ રહે છે ?

મુક્તા—પિતાશ્રી ! હુ આપને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરૂ છુ કે લગ્નની વાત મારી પાસે કૃપા કરી કદાપિ કરશો નહિ

દોલતસિહ—કેમ ? તુ રાજરાણી થાય એ તને પસદ નથી કે ?

મુક્તા—પિતાશ્રી ! મારે રાજરાણી નથી થવુ

દોલતસિહ—ત્યારે શુ તુ મીરાબાઈ થવા માગે છે ?

મુક્તા—હુ મારી જીદગી આપને ત્યાં કૌમાર્યવ્રતનુ પાલન કરવામાજ વીતાડીશ

દોલતસિહ—મુક્તા ! આ તુ શુ બોલે છે તેની મને કઇ ખબર પડતી નથી !

---

મુક્તા—પિતાશ્રી ! આપ મને સુખી કરવા ઇચ્છતા હો તો મને મારી ઇચ્છાનુસાર વર્તવા દો શા માટે મારા સુખની આડે તમે આવો છો ? લગ્નની વાત કરી શા માટે મને દુ ખી કરો છો ?

દોલતસિંહ—મુક્તા ! તુ તો ગાડી થઇ છે તારી અક્કલ બ્હેર મારી ગઇ છે તારા સુખની વાતને તુ દુ ખમય સમજે છે કહે જોઇએ રાજસિંહને ત્યાં તને શી વાતની ખામી જણાય છે ?

મુક્તા—પિતાશ્રી ! ખરૂ પૂછો તો રાજસિંહ પાપિષ્ઠ છે, તેનુ નામ પણ તમારે ઉચ્ચારવુ ઉચિત નથી

દોલતસિંહ—એ તારો ભ્રમ છે હજી તુ નાદાન હોવાથી તારૂ ભલુ જોઇ શકતી નથી રાજસિંહે તારા માટે ઘણાં માગા પાછાં વાળ્યાં છે તે તારી સાથે લગ્ન કરવા તૈયાર થયા છે એ તારે તારૂ મહદ્ સૌભાગ્ય સમજવુ જોઇએ તુ રાજરાણી બની અપૂર્વ વૈભવ ભોગવનારી થઇશ અરે, એટલુ જ નહિ, પરંતુ રાજસિંહના પ્રતાપથી હુ પણ મારૂ ગૂમાવેલુ રાજ્ય પાછુ મેળવી શકીશ જો તુ મને સુખી કરવા ઇચ્છતી હોય તો રાજસિંહ સાથે લગ્ન કરવાની હા કહે

મુક્તા—પિતાશ્રી ! મને સુખ કે વૈભવની લાલચ નથી પ્રભુએ દયાળુ થઇ આપણને જે આપ્યુ છે તે ઘણુ છે મને તમારા આશ્રયમા શાનો અભાવ છે ? આપણને રાજ્યની કે દ્રવ્યની જરૂર નથી ઇશ્વરે આપણને દુ ખી રાખ્યાં નથી, જે જોઇએ તે આપ્યુ છે આપ જો રાજ્ય, અગર અધિક ધન મેળવી મને સુખી કરવા ઇચ્છતા હો તો હુ એ સુખ નથી ઇચ્છતી પિતાશ્રી ! મને રાજરાણી બનાવી જે સુખ ભોગવવાનુ જણાવો છો તેથી અધિક સુખ હુ તમારી સેવા કરીને મેળવીશ

દોલતસિંહ—મુક્તા ! હુ તારો પિતાશ્રી છુ તારે મને ઉપદેશ આપવાની જરૂર નથી

---

એકજ ભાવ હોવાથી બિલકુલ કડાકુટ નથી

મુક્તા—શુ કરૂ પિતાજી? તમે જ્યારે લગ્નની વાત કરો છો ત્યારે મારે લાચારીથી સાફ નકારમા ઉત્તર આપવો પડે છે હુ લગ્નની વાત સાભળી કપી ઉઠુ છુ

દોલતસિહ—મુક્તા! આવા અનુચિત વચન ઉચ્ચારી તુ જાણી જોઇને તારૂ અહિત કરે છે લક્ષ્મી ચાલ્લો કરવા આવેલી હોવા છતા તુ તેને ઠોકર મારે છે? મારી આજ્ઞાને અનુસરી તારે રાજસિહની સાથે લગ્ન કરવાજ પડશે

મુક્તા—પિતાશ્રી, અત્યાર સુધીમા હુ આપની સામે કદાપિ બોલી નથી, પરતુ આ પ્રસગે હુ સાફ કહુ છુ કે, રાજસિહને હુ કાળાતરે—આ જીવ જતા પણ પરણીશ નહિ

દોલતસિહ—મુક્તા! તુ વિના કારણ દુરાગ્રહ કરી મારા મગજને ક્રોધની આગમા ઉશ્કેરે છે એક પુત્રી તરીકે તારે મારી આજ્ઞા પાળવીજ જોઇએ મારી ઇચ્છા વિરૂદ્ધ તારાથી કાઇ થઇ શકે તેમ નથી

મુક્તા—ખરૂ છે પિતાશ્રી! મારા ઉપર તમારી સત્તા છે પરતુ મારા મન પર તમારી સત્તા નથી આ શરીરને જોઇએ તો તમે સળગાવી મૂકો, પણ મારા વિચારને તો તમે બિલકુલ ફેરવી શકશો નહિ

દોલતસિહ—મુક્તા! તારે તારો વિચાર ફેરવવો પડશે અને મારૂ કહેવુ જરૂર માનવુ પડશે, છતા જો તુ નહિ માને તો બળાત્કારે પણ હુ તારા લગ્ન થોડા દિવસમા રાજસિહ સાથે કરી નાખીશ

મુક્તા—સૂર્ય કદાપિ શીતળતા આપે, નેત્રના પાણી મોભે ચઢે તો પણ તમારી એ ઇચ્છા પૂર્ણ નહિ જ થાય

દોલતસિહ—હુ જોઇ લઇશ કે તારો દુરાગ્રહ ક્યા સુધી ટકી શકે છે? બે ચાર દિવસમા તારે જે વિચાર કરવો હોય તે કરી લેજે

---

આટલું બોલી દોલતસિંહ બહાર ચાલ્યો ગયો. મુક્તા જડની માફક ત્યાંજ ઉભી રહી. તેને અત્યારે મહેંદ્રનો અગાધ સ્નેહ યાદ આવ્યો. તે મનમાં વિચાર કરવા લાગી –" મહેન્દ્રકુમાર પણ મારા માટે દુઃખી થયા છે. પ્રથમ મેંજ તેમને લગ્નના સંબંધથી જોડાવાનું જણાવ્યું હતું. મારા મનથીજ હું તેમને વરી છું, છતાં તેમણે મ્હારા વિયોગનું દુઃખ શા માટે વેઠવું જોઇએ? ના—ના, જ્યાં મહેન્દ્ર ત્યાં હું. પણ હવે તેમને શોધું ક્યાં? ક્યા રસ્તે જવાથી તેમનો મેળાપ થશે? હવે મારે અહીં રહી શું કરવું? પિતાશ્રી તો પોતાની મરજી પ્રમાણે કર્યે જાય છે. તેઓ રાજ્યના લોભે મારી જીંદગી ધૂળમાં મેળવવા તૈયાર થયા છે. મારે હવે સત્વર આ સ્થાનનો ત્યાગ કરવો જોઇએ."



## પ્રકરણ ૬ ઠ્ઠું

### મસ્ત પ્રેમિકની હૃદયવ્યથા.

धूमज्योति सलिलमरुता सन्निपात क मेघः
सन्देशार्थाः क पटुकरणैः प्राणिभि प्रापणीयाः
इत्यौ त्सुक्यादपरिगणयन्गुह्यकस्त ययाचे
कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु

मेघदूत

ધમ જ્યોતિ જળ પવનનુ માળખુ મેઘ કયા ? ને
કર્યા સ દેશા ચતુર ધૃતિના લોકથી લઇ જવાતા ?
ઉત્સુકતાથી કઇ ન લહી તે યાચતો યક્ષ એને,
કામાતુરો જીવ અજીવના ભેદ પીછે નહી જે

ન્હાનાલાલ.

મહેન્દ્ર પ્રેમમસ્તીમા દિવાનો બન્યો મુક્તા સિવાય સસારની સર્વ વસ્તુઓ તેને શૂન્ય જણાવા લાગી તે પ્રેમસાગરના અતલ પ્રવાહમા તણાવા લાગ્યો

પ્રેમ મસ્તી પ્રેમીઓની, પ્રેમી જન સૌ જાણતા,
મસ્ત થઇ આશક સદા, માશુકને સભારતા,
એ પ્રેમના બધન મહી, જે માનવી બધાય છે,
વિસરી જઇને ભાન સઘળુ, પ્રેમમય બની જાય છે

બે પ્રહર રાત્રિ વીતિ ગઇ હતી અમાવસ્યાની અધકારમયી રાત્રિ હતી પવનનું પ્રચડ તોફાન મચ્યુ હતુ થોડી વારમા આકાશમાં કડકડાટ અને ગડગડાટના ભીષણ ધ્વનિ થવા લાગ્યા તેની સાથે વર્ષાદ પણ મુસળધાર વર્ષવા લાગ્યો ભયકર રાત આ વખતે વિશેષ ભયકર ભાસવા લાગી. પવનનો સડસડાટ અને મેઘની ગર્જના સિવાય બીજો કોઇ પણ અવાજ સભ-

જાતો નહોતો આ વખતે એક મુસાફર અરણ્યની ઘીચ ઝાડીમા પસાર થતો જણાયો. જ્યારે વિજળીનો ચમકારો પૃથ્વી પર પથરાતો હતો ત્યારે તે મુસાફર આગળ વધતો જણાતો હતો તે ઘણો દુ ખી હોય તેમ તેના ઉતરી ગયેલા ચહેરા પરથી જણાતુ હતુ પ્રભાતકાળ થવા આવતા ધીમે ધીમે અ ધકાર દૂર થવા લાગ્યો વૃષ્ટિનુ જોર પણ નરમ પડી ગયુ વિજળી પણ મેઘરાજાની સાથે વિદાય થઈ હોય તેમ જણાતુ હતુ સૂર્યદેવ પોતાના સોનેરી બાળકિરણ પૃથ્વી પર પ્રસારવાની તૈયારીમાં હતા અ ધારી રાતે ચાલી જનાર તે મુસાફર ઘણો દૂર નીકળી ગયો હતો. તેને થાક પણ ઘણો લાગ્યો હોય તેમ જણાતુ હતુ. અ તે તે વિશ્રાંતિ લેવા એક પહાડ પાસે જઈ ઉભો અને ચોતરફ નજર કરી અ તરના ઉ ડાણમાથી તે ઉ ચા હાથ કરી બોલ્યો –" કહો કહો, જ ગલમા નિર્દય થઇને ઉભા રહેનારાં ઝાડો! કહો જોઇએ કે તમે મારી પ્રિયાને જોઇ શકો છો? આકાશને મળવાની તૈયારી કરી રહેલા પ્રચ ડ પહાડો! બોલો કે આ વખતે મારી પ્રાણેશ્વરી મુકતા કયા છે? મને કોણ જવાબ આપે? ગરીબની પ્રાર્થનાને કોણ સાભળે? અરે! આકાશમા રહી સર્વ દેવને નિહાળનાર સૂર્યદેવ! તમે પણ શુ આ ગરીબ મુસાફરની દયા નહિ લાવો? કહો કહો, સમસ્ત સૃષ્ટિને પ્રકાશિત કરનાર તેજ પુજ સૂર્યદેવ! તમે કહો કે કયે રસ્તે જવાથી મારી પ્રિયતમા મને મળી શકશે?

"અરે! કોઈ તો મને ખબર આપો સૂર્યદેવ! તમે પણ નિર્દય થશો? કહો કહો, દુનિયા ઉપર વસતા દેવ દાનવો! કહો કે હવે મારૂ શુ થશે? ગગનમ ડળમાથી તેજ પુ જનો વિશ્વમા વિસ્તાર કરનાર અભિમાની સૂર્ય! મારા ઉપર દયા કરીને તમો દુનિયા ઉપર ફેકેલુ તમારૂ તમામ તેજ પાછુ ખે ચી મારી આખોમા ભરો કે જેથી હુ મારી પ્રિયાને ક્ષણ કાળમાંજ શોધી શકુ અરે! કોઇ તો આ ગરીબની દયા ખાઓ અરે! મારી ગરીબાઇ ઉપર કોઇ તો દયા લાવો દુ ખીના દુ ખ હરનારી માતા વસુધરા! તમો તો જરા તમારા આ બાળક ઉપર દયા લાવો શુ તમોએ મારી પ્રિયતમાને

તમારી સેવામાં રાખી છે ? જો તેમ હોય તો થોડી વારને માટે છૂટી કરી મને મેળવી આપો માતા ! તેના સિવાય હુ કોઇને જોઈ શકતો નથી હુ રસ્તો ભૂલ્યો છુ જો કે દોલતસિહે મને પોતાને ત્યા આવવાનો નિષેધ કર્યો છે, છતા પણ મારા પ્રાણની પ્રતિમાને મળવા હુ જરૂર ત્યાં જઇશ કયે રસ્તેથી હુ તે સ્થાન પર જઇ શકીશ ? અરે ! કોઇ તો મ્હને રસ્તો બતાવો.

અરે ! મે તો જઇ શોધ્યા, ગિરી ગુફા અને પહાડો,
પ્રિયાની ભેટનો રસ્તો, અરેરે ! કોઇ દેખાડો,
અરે ! લયલાની સૃષ્ટિમા, ખરે મજનુ દિવાનો છે,
ભર્યાં છે પ્રેમમાં કાટા, થઇ ઘાયલ જવાનો છે

પ્રભુ ! તારા ન્યાયી રાજ્યમા પણ મારા માટે ઇન્સાફ નથી ? દયાળુ કિરતાર ! મે તારો એવો શો અપરાધ કર્યો છે કે મને જગલે જગલ રખડાવે છે ? હવે હુ દોલતસિહને ઘેર જઇ મ્હારી મુકતા જ્યા હશે ત્યાથી શોધી તેને મારી સાથે લઇ આવીશ આવુ છુ—આવુ છુ, પ્રિયા મુકતા ! તારા પિતાની નામરજી હોવા છતા તારા પ્રેમમા દિવાનો બની હુ આવુ છુ ”

એટલુ બોલતો તે મુસાફર ત્યાથી દોડવા લાગ્યો એટલામા સામેથી ઘોડેસ્વાર આવતા દેખાયા મહેન્દ્ર તો પોતાની પ્રિય મુકતાને મળવા માટે દોડયો જતો હતો તેણે ઘોડેસ્વારને પણ જોયા નહિ તેના પર ઘોડેસ્વારની નજર પડતા તેઓમાનો એક બોલી ઉઠયો –“ આ તો એજ ગુમાની મહેન્દ્ર છે સિપાહીઓ ! પકડી લ્યો તેને ”

સિપાહીઓએ તરતજ મહેન્દ્રને પાછળથી પકડી લીધો મહેન્દ્રે ઉચુ જોયુ અને બોલી ઉઠયો –“ કોણ ? નિર્દય રાજસિહ કે ? ”

તે રાજસિહજ હતો હમણા તે ચદ્રપ્રભાને મળવા જતો હતો ચદ્રપ્રભા એક રાજ્યની રાણી હતી તેના સ્વામી સાથે રાજસિહની સારી મિત્રાચારી હતી પોતાના ખાનગી કામમાં પણ ચદ્રપ્રભાનો સ્વામી રાજસિહની સલાહ લેતો હતો

રાજસિંહને ચંદ્રપ્રભા સાથે વાતચિત કરવાની પણ છુટ હતી ચંદ્રપ્રભાનું ત્રિભુવનમોહન રૂપ જોઇ રાજસિંહ તેનાપર મોહિત થયો હતો અને કોઇ પણ રસ્તે તેણે તેને ઉપાડી જવાનો નિશ્ચય કર્યો હતો ચંદ્રપ્રભા તથા રાજસિંહ બન્ને સંગીતના બહુ શોખીન હતા એક દિવસે ચંદ્રપ્રભાનો સ્વામી શિકાર પર ગયો હતો તે સમયનો લાભ લઇ રાજસિંહે ચંદ્રપ્રભા પાસે જઇ તેને મદિરા પાયો અને અનેક જાતની લાલચો આપી પછી તે ચંદ્રપ્રભાનું ત્યાથી હરણ કરી લાવ્યો પિતાનો ભય હોવાથી રાજસિંહ ચંદ્રપ્રભાને પોતાની રાજધાનીમા લઇ જઇ શકે તેમ નહિ હોવાથી પોતે જ્યાં સૂધી તખ્તનશીન ન થાય ત્યા સુધી ચંદ્રપ્રભાને કોઇ ખાનગી નિવાસસ્થાનમા રાખવાનો પ્રથમથીજ તેણે વિચાર કર્યો હતો તેણે જંગલમા એક ગુપ્ત સુંદર સ્થળ શોધી કાઢી ત્યા મનોહર મકાન બાંધ્યુ હતુ તથા તેમાજ ચંદ્રપ્રભાને રાખી હતી ચંદ્રપ્રભા નાસી ગઇ એમ તેના ધણીને ખબર પડી, પણ ખુલ્લી વાત કરે તો પોતાની ઇજ્જત જાય તેમ હોવાથી તેણે પોતાના રાજ્યમા એવી વાત ફેલાવી કે, ચન્દ્રપ્રભા પોતાની સાથે શિકારે આવી હતી, પણ જંગલમા વિક્રાળ સિંહ તેને ઉપાડી ગયો ઘણી તપાસ કરવા છતા તેનો પત્તો લાગ્યો નહિ ખરી હકીકત બીજુ કોઇ જાણતુ નહોતુ

રાજસિંહ મહેન્દ્રને પકડી ચન્દ્રપ્રભાના ઘર તરફ ચાલતો થયો ત્યાં પણ તેણે ગુપ્ત કારાગૃહ બંધાવેલુ હતુ મહેન્દ્રને એ કારાગૃહમા કેદ કરવાનો તેણે હુકમ કર્યો તેના ઉપર સખ્ત પહેરાનો બંદોબસ્ત કરવામા આવ્યો રાજસિંહ પોતાનો ઘણો ખરો વખત ચંદ્રપ્રભાને ત્યા ગુજારતો હતો, પણ હજી સુધી ચન્દ્રપ્રભાએ તેને પોતાનુ મન સમર્પણ કર્યું નહોતુ તેનો મદિરાનો નશો ઉતરી ગયો હતો તે હવે કેવળ મહેન્દ્ર તરફ દિવાની હતી રાજસિંહ અગત્યનું કામ હોવાથી ચન્દ્રપ્રભાને મળ્યા સિવાય પોતાની રાજધાની તરફ રવાના થયો આ વખતે ચન્દ્રપ્રભા પોતાના મકાનમાંથી બનતો બનાવ જોતી હતી મહેન્દ્રને રાજસિંહે કારાગૃહમા પુર્યો એ તે જોઇ શકી હતી ચન્દ્રપ્રભા તો મનમાંજ

ઠક્કર બ્રધર્સની ટોપીએ પંજાબમા પણ પુરતા પ્રમાણમા પ્રવેશ કર્યો છે

મહેન્દ્રના નામના જાપ જપતી હતી તેને ક્યાય પણ ચેન પડતુ નહોતુ તે એકાગ્રદષ્ટિથી મહેન્દ્ર તરફ જોઈ રહી હતી એક સિપાહી ખાવાનુ લઈ કારાગૃહ તરફ જતો હતો આ વખતે મહેન્દ્ર કારાગૃહમા જમીન પર સુતો હતો ખાવાનુ લાવનાર સિપાહી દરવાજો ખોલી અદર દાખલ થયો અને બોલ્યો – "અબે! લડકે! ખડા હો જા! ખાનેકુ નહિ મગતા હય? ગધ્ધેકી તરહ કયુ સો રહા હય?" આ શબ્દ સાભળી મહેન્દ્ર એકદમ જાગી ઉઠ્યો સિપાહીએ ખાવાનુ નીચે મૂકયુ અને બોલ્યો –"એ ખાનેકા હય તુઝકો બેઠે બેઠે મુફ્ત ખાનેકા મીલતા હય, મુઝકો એક દિન ભી કોઇ મુફ્ત નહિ ખીલાતા હય" એટલુ બોલી તે સિપાહી કારાગૃહની બહાર ચાલ્યો ગયો

મહેન્દ્રને ભૂખ ઘણી લાગી હતી તરતજ તેણે ખાવાનુ હાથમા લીધુ અને જુએ છે તો અદર ટાઢો રોટલો થોડી છાસ અને થોડુ મીઠુ હતુ મહેન્દ્ર રોટલા તરફ ઘણી વાર જોઇ રહ્યો પછી તે તેને ચુબન કરી બોલ્યો – "સકળ સૃષ્ટિને પોષનાર પવિત્ર અન્નદેવતા! હુ તમારો તિરસ્કાર નહી કરૂ ભૂખથી રીબાતો મારો આત્મા સુકો રોટલો જોઈને પણ હર્ષઘેલો થઇ ગયો છે ટુકડા રોટલા માટે આ દેહ તલ્પી રહ્યો છે અરે! ઓ ભૂખથી અધીરા થઇ ગયેલા જીવ! ઉઠ અને જો કે તારા ભાગ્યમા શુ લખાયલુ છે! ખા, અરે ઓ કમનસીબ જીવ! ખા, તારા માટે પરમાત્માને ત્યા સુકો રોટલોજ લખાયો હશે વાહ પ્રભુ! વાહ, તારી લીલા અકળ છે દુનિયામા તુ અદલ ઇનસાફી કહેવાય છે તો હવે હુ તારી પાસે ઇન્સાફ માગુ છુ કયા પાપ કર્યાથી આ દુ:ખ મારે સહન કરવુ પડે છે? કયા કાળા કૃત્યોનો આ બદલો મળે છે? કારાગૃહમા પડી રહેલો આ દેહ હવે તને પોકારી પોકારીને કહે છે કે, જો તુ ન્યાયી હોય તો આ જેલખાનામાથી મને છૂટો કરી મારી મુક્તા પાસે લઇ જઈ મને સુખી કર અગર તો આ દુ:ખી દેહ તારા ચરણુમા લઇ લે ના ના, તુ ન્યાયી કયા છે? પાપીઓને સજા કરવાની તારામા શક્તિજ કયા છે? તને અનાથનો નાથ કોણુ કહેશે? તને સૃષ્ટિનો રચનાર કોણુ કહેશે?

આખી દુનિયા તારા આધાર પર ચાલે છે સહુ તને ગરીબનો બેલી કહે છે, છતા આટલો બધો પક્ષપાત તારા રાજ્યમા ચાલે છે ? હવે હુ પણ દુ ખ ભોગવવા તૈયાર થઇશ આખી દુનિયા મારાથી શત્રુ બની છે એટલે પછી તારો પણ શો વાંક ? મ્હને મળેલા કડવા અનુભવો ઉપરથી હુ ધારૂ છુ કે આ જમાનો ગરીબોનો નથી, ધર્મનો નથી, સત્યનો નથી હવે એવો જમાનો આવ્યો છે કે પ્રપચીના પોબાર પડે છે મહેન્દ્ર ! હતભાગી જીવ ! હવે તુ આ કારાગૃહમાથી છુટવાની આશાજ છોડી દે અત્રેથી ઉદ્ધાર થાય એ સર્વથા અશક્ય છે ઓ અભાગી આખો ! તમે પણ હવે આ જીવની દુ ખી હાલત જોવા તૈયાર થઇ રહો અરે ! સુખના સણુસણાટનો અવાજ સાભળવા અધીરા થઇ ગયેલા કાન ! તમે હવે દુ ખની વાતોને આમત્રણ આપો અરે ! દુ ખ જોઇ ત્રાસ પામેલા હાડપિજર ! હવે તુ કષ્ટ ભોગવવાની હીમત ધારણ કર આ ભવે તો તારા માટે સુખની આશા નર્માણ થઇ નથી દુ ખી જીવ ! હીમત ધારણ કર શરીરની નસે નસ ચેતનશૂન્ય બની જાઓ આ ઝેરી જમાનો સત્યનો નથી

મરે છે પુન્ય કરનારા, જમાનો એ હવે આવ્યો,
રીબાયે સત્ય કહેનારા, જમાનો એ હવે આવ્યો,
મઝા માણે વ્યભિચારી, જમાનો એ હવે આવ્યો,
પીડાયે શીલવ્રત નારી, જમાનો એ હવે આવ્યો,
કરે છે કત્લ ગાયોને, જમાનો એ હવે આવ્યો,
કમાણી છે કસાઇને, જમાનો એ હવે આવ્યો,
પિતાઓ પુત્રી વેચે છે, જમાનો એ હવે આવ્યો,
કુવારી ગર્ભ પાડે છે, જમાનો એ હવે આવ્યો

પૂર્ણ દુ ખથી ઘેરાતી આખો ! હવે મીચાઇ જાઓ દુ ખી દેહ ! તુ નિદ્રાદેવીને આધીન થા ”

આમ કહતો મહેન્દ્ર કારાગૃહમા નિદ્રાવશ થયો

## પ્રકરણુ ૭ મુ

## ચ દ્રપ્રભા અને મહેન્દ્રની મુલાકાત

कवय: किं न पश्यति किं न कुर्वंति योषितः ।
मद्यपाः किं न जल्पति किं न खादंति वायसाः ॥

કવિ શુ જોઇ શકતા નથી ? સ્ત્રીઓ શુ કરી શકતી નથી ? દારૂ પીનારા શુ બકતા નથી અને કાગડા શુ ખાતા નથી અર્થાત્ બધુ ખાય છે

**ચાણુકય**

સ્ત્રી ધારતી તો પલ મહીં, પલટો અજબ કરનાર છે,
ચારિત્ર્ય ચપળાના થકી, ના કોઈ પણ વ ગનાર છે
વિક્રમ ગયો વનવાસમા, નિજ પત્ની પાપાચારથી
વનવાસ નીકળ્યા રામજી, એ કૈકેયીના શ્રાપથી
સન્માર્ગ માંહી સ ચરે, ગુણિયલ ગણાયે નાર છે,
કુલટા બને જો કારમી તો, પૃથ્વી ઉપર ભાર છે

સ્ત્રી જાતિ વિશ્વમા દેવી ગણાય છે મહાન્ તપસ્વીઓ, જ્ઞાનીઓ, પ ડિતો તથા સઘળા મહાન્ પુરુષો સ્ત્રીના ઉદરથીજ જન્મ્યા છે સ્ત્રી ધારે તો સ્વધર્મશીલા દેવી થઇ શકે છે અને ધારે તો કુલટા બની અનાચારી પણ થાય છે ચન્દ્રપ્રભા વાસનાને વશ થઇ પોતાની શુદ્ધસાન વિસારી મહેન્દ્રના નામની જપમાળ જપવા લાગી મહેન્દ્ર માટે તેનુ મન રાત્રિ દિવસ અધીર બની ગયુ હતુ શયનમા, સ્વપ્નમા તથા જાગ્રત અવસ્થામાં તે તેના પ્રિયતમ મહેન્દ્રનુ જ ધ્યાન ધરતી હતી

રાત્રિ ઘણી વીતિ હતી આ સમયે ચન્દ્રપ્રભા પોતાના મકાનમા આમથી તેમ આટા મારતી હતી ચન્દ્રપ્રભાના ઘરમાં કોઇ પુરૂષ નહોતો માત્ર એક દાસી પાસેના ખ ડમા શયન કરતી હતી જે વખતે રાજસિ હ ચન્દ્રપ્રભાને

---

ઉપાડી લાવ્યો તે વખતથીજ રાજસિંહે એ દાસીને ચન્દ્રપ્રભાની સેવામા રાખી હતી ચન્દ્રપ્રભા કવચિત્ બારી પાસે આવતી તો કવચિત્ પોતાના પલંગ પર જઇ સુતી હતી તેને નિદ્રા આવતી નહોતી તેનુ અંતર પ્રિયચિંત્વનથી અધીર તથા ચિત્ત ચંચળ બની ગયુ હતુ

જ્યારથી તેણે મહેન્દ્રને જોયો હતો ત્યારથીજ તેનુ મન વ્યાકુળ થઇ ગયુ હતુ તેનુ ચિત્ત ચકડોળે ચડ્યુ હતુ પ્રણયપિપાસાથી વ્યાકુળ બનેલી ચન્દ્રપ્રભા પલંગ પર સુના સુતા બોલી –"વ્હાલા મહેન્દ્ર! તમે આ ઘર શા માટે છોડી ગયા? તમને અહીં શી વાતની ખામી હતી? પ્રિય મહેન્દ્ર! હુ તમારી સેવિકા થઇ સ્નેહસુધાનુ પાન કરવા ઇચ્છુ છુ પરમાત્માએ આંખો આપેલી હોવા છતા તમારા સિવાય બીજા કોઇને પણ હુ જોઇ શકતી નથી કાન છતા કોઇના પણ બોલ હુ સાભળી શકતી નથી તમે મને છોડી શા માટે ચાલ્યા ગયા? મારી આશા નિરાશાના રૂપમા શા માટે ફેરવતા ગયા? શુ ફરી તમે આ મકાનમાં પાછા નહિ આવો? હા, પણ હવે તમે અહી ક્યાંથી આવો? તમને તો રાજસિંહે કેદ કરેલા છે તમે આ સમયે કારાગારનુ દુ:ખ ભોગવતા હશો, પણ મહેન્દ્રકુમાર! મારા મનના માલિક! હુ તમોને વધારે વાર દુ:ખ ભોગવવા નહિ દઉં તમારા જેલના બંધનો હુ તોડી નાખીશ તમારા પર દુ:ખનુ ઘેરાયેલુ કાળુ વાદળ હવે હુ વિખેરી નાખીશ તમે ત્યા કષ્ટ પામો છો અને હુ અહી બળુ છુ તમે દુ:ખી થાઓ છો તથા હુ અહીં રીબાઉ છુ તમે ભૂખ તરસ સહન કરો છો તો હુ પ્રેમના જખમની વેદના વેઠુ છુ જુઓ-જુઓ, મહેન્દ્રકુમાર! મારા શરીરના પ્રત્યેક રોમમાથી પ્રેમના ઝરણ ઝરે છે તમારે એ પ્રેમના ઝરણમા અવશ્ય સ્નાન કરવુ પડશે"

ક્ષણ કાળ ચુપ રહ્યા પછી વળી પાછી તે સ્વગત કહેવા લાગી –"આવુ છુ—આવુ છુ, મહેન્દ્રકુમાર! ભયંકર કારાગૃહમાંથી તમારો ઉદ્ધાર કરવા હુ વિના વિલંબે આવુ છુ"

રાત્રિ અંધકારમયી હોવા છતા ચન્દ્રપ્રભા તરતજ પોતાના મકાનની નીચે ઉતરી અને જેલખાના તરફ જવા લાગી ખરેખર, પ્રેમ તારી લીલા અપાર છે તારી ગતિને કોઈ જાણી શકતુ નથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ જેવા દેવોને પણ ત્હારા પ્રભાવને વશ થવુ પડતુ હતુ એટલે પછી બીચારી ચન્દ્રપ્રભાનુ શુ ગજુ ?

કોઇનો ભય રાખ્યા સિવાય વાસનાને વશ થયેલી ચન્દ્રપ્રભા જેલની પાસે જઇ પહોંચી સઘળા પહેરેગીરો નિદ્રાદેવીને આધીન હતા કારાગૃહના દરવાજાની ચાવી પણ પાસે પડેલી હતી તરતજ ચન્દ્રપ્રભાએ ચાવી હાથમા લીધી પછી તે દરવાજા પાસે જઈ દરવાજો ખોલતા બોલી—"મહેન્દ્રકુમાર! તમારા સુખ તથા તમારા ભાગ્યની આડે બંધ થએલુ તાળુ હુ ખોલી નાખુ છુ હવે મારા ભાગ્યની ચાવી ખોલવી એ તમારા હાથમા છે"

ચન્દ્રપ્રભાએ તરતજ કારાગૃહનો દરવાજો ખુલ્લો કર્યો અને તે અંદર દાખલ થઈ મહેન્દ્રની પાસે જઇ સ્નેહભીની નજરથી તે તેને જોવા લાગી

અંધકાર હતો છતા તે મહેન્દ્રને નીરખી નીરખીને જોવા લાગી જેમ જેમ તે જોતી ગઇ તેમ તેમ તેના અંગમા અનંગનુ જોર વધતુ ગયુ તેણે વિચાર્યું, "અત્યારે અહી કોઈ નથી આ એકાન્તમા હુ મ્હારા પ્રિયતમને ભેટી પડુ ?" વળી ક્ષણ કાળમા પાછો તેને એવો વિચાર થયો કે, "આ તો કારાગૃહ છે બહાર સિપાહીઓ સુતેલા છે જો તેઓ જાગી ઉઠશે તો હું સંકટમા સપડાઇશ મહેન્દ્રકુમારને જગાડી હુ તેમને મ્હારી સાથે લઇ જઇશ" સ્વગત આમ વિચારી ધીમેથી તે બોલી—'મહેન્દ્રકુમાર! ઉઠો જમીન પર સુતા તમારૂ શરીર ઘસાઈ જશે તમારૂ વીરતેજ ઉડી જશે તમારી તેજસ્વી આંખો તેજહીન થઇ જશે ચાલો-ચાલો, મહેન્દ્રકુમાર! આ કારાગૃહનો ત્યાગ કરી મારી સાથે ચાલો મ્હારી સાથે આવવાથી તમારા શરીરને તેમજ આત્માને સંપૂર્ણ શાન્તિ મળશે એ સ્થળે જઇ આપણે બન્ને

જણા એક બીજાના પ્રેમમા વિભોર બની સ્વર્ગિય સુખ અનુભવીશુ ત્યા આપણા પ્રેમની કોઇ ઇર્ષ્યા કરશે નહિ '

આ વચનો મહેન્દ્રના કાન પર પડતાજ તે જાગી ઉઠયો અને બોલ્યો કે -" આ દુનિયામા મુક્તા સિવાય બીજી કોઇ પણ સુદરી મને પ્રિય છેજ નહિ તમે મારા હૃદયને સમજ્યા સિવાય તમારા અતરના ઉભરા બ્હાર કાઢો છો તમે કોણ છો ? અરે ! મારી મુક્તા અહી આવી હશે ? ના—ના, મારા જીગરને શાન્તિ આપનારી એ હૃદયવલ્લભા અહી ક્યાથી આવે ? તે બીચારીને હુ કયા છુ તેની પણ ખબર નહિ હોય એટલે પછી અહી શી રીતે આવે ? પભુ ! પ્રભુ ! કઇ કળી શકાતુ નથી " આમ બોલી મહેન્દ્ર સ્વગત કાઇ વિચાર કરવા લાગ્યો. એટલામા ચન્દ્રપ્રભા ફરીથી બોલી -" ઉઠો, પ્રિય મહેન્દ્ર કુમાર ! ઉઠો જુઓ, મારા સામુ જુઓ અધકારને લીધે તમે મને જોઇ શકતા નથી મારા વચન સાભળી તમે ચમકશો નહિ "

મહેન્દ્ર ફરી ચમકયો અને ચોતરફ જોવા લાગ્યો તેણે પોતાનાથી થોડે છેટે એક આકૃતિ ઉભી રહેલી જોઈ તરતજ તે બોલી ઉઠયો -" હા-હા, હવે હુ સમજ્યો મને પ્રિય કહી બોલાવનાર જરૂર ભૂત પિશાચ હશે તે મારા દેહનો ભક્ષ કરવા આવેલ હશે તેથી મને પ્રિય કહી બોલાવે છે આવો, આવો અરે ભૂત પિશાચો ! મારી પાસે આવો જો મારૂ શરીર તમને પ્રિય લાગતુ હોય તો ખુશીથી તેનુ ભક્ષણ કરી તમારા લોહી તરસ્યા જીગરને શાન્તિ આપો દૂર શા માટે ઉભા છો ? મને હવે મારા દેહ ઉપર લેશ માત્ર મોહ નથી દુનિયાનો અજબ રગ જોઇ હુ સમજી શકયો છુ કે મનુષ્યજાતિમા મને કોઇ આશ્રય આપે તેમ નથી હવે તો ભૂત પિશાચોના ભક્ષ થઇ આ દુખી જીદગીનો અત આવે એજ મારે માટે સારુ છે "

આ શબ્દો સાભળી ચન્દ્રપ્રભાએ કહ્યુ, " હુ ભૂત પિશાચ નથી "

પ્રભા તરતજ મહેન્દ્ર પાસે આવી અને બોલી-" જુઓ મહેન્દ્ર-કુમાર ! હુ તમારૂ ભક્ષણ કરવા નથી આવી, પણ રક્ષણ કરવા આવી છુ

ચાલો, મારી સાથે આ દુખમય સ્થાન છોડી સુખમય સ્થાન પર ચાલો. મહેન્દ્ર એકી નજરથી તેના તરફ જોઇ રહ્યો તેને બરાબર ઓળખ્યા પછી બોલ્યો –"કોણુ ચન્દ્રપ્રભા? અપ્સરાના રૂપમા છુપાયેલી ડાકણુ? શુ તુ અહીં આ દુખીને વિશેષ દુખી કરવા આવી છે? અરે! આવા ભયકર રાતના સમયે તુ સ્ત્રીજાત હોવા છતા પાષાણુમય હૃદય કરી, મનુષ્ય માત્રનો ડર તજી આ કારાગૃહમા શા માટે આવી છે? કયા સ્વાર્થના લોભે આવી છે? કયી બાકી રહેલી આશા પૂરી કરવા આવી છે"

આશા શબ્દ ચન્દ્રપ્રભાના કાન પર પડતાજ તે બોલી –"હા, આશા! મહેન્દ્રકુમાર! એ આશા કે જે જીગરમા પ્રથમથીજ હતી મારી આશા સફળ કરવા ભીષણુ અધકારમા અથડાતી કુટાતી હુ અહી ઘોર રાત્રિની ઠોકરો ખાતી આવી છુ અરે! મારી આશારૂપ ત્રુટેલી વીણુાના તાર પાછા સાધવા હુ દિવાની બની અહી આવી છુ મહેન્દ્રકુમાર! વિચાર કરો દયાની મૂર્તિ! વિચાર કરો મારા જીવનના આધાર! મારા હૃદયમંદિરના દેવતા! જરા વિચાર કરો કે તમારા માટે હુ કેટલા દુખો સહન કરી રહી છુ? તમોને દુખી જોઇ હુ મારા હૃદયમા આગની માફક સળગી રહી છુ તમોને જમીન પર સુતેલા જોઇ મારા હૃદયમા કાતીલ છરીના જખ્મ થઇ રહ્યા છે તમારૂ વિવર્ણ ચિતાતુર બની ગયેલુ મુખ જોઇ હુ મનમા બળી રહી છુ બતાવુ? મારી આશાના કિરણો તમોને શી રીતે બતાવુ? આપો–આપો, જો તમારી પાસે અસ્ત્ર હોય તો મને આપો કે જેથી હુ મારા દેહની નસેનસમા તમારાજ સ્નેહનુ ઉષ્ણુ શોણુત પૂર વેગથી વહેતુ બતાવુ મારા પર વિશ્વાસ રાખો હુ અતઃકરણુપૂર્વક તમને ચ્હાઉં છુ હુ આ જીવનપર્યંત તમારા ચરણુની દાસી થઇ રહીશ હવે વિશેષ વિલબ કરશો નહિ જુઓ મહેન્દ્રકુમાર! પ્રભાત થવા આવ્યુ છે બહાર સુતેલા પહેરેગીરો જાગી ઉઠશે તો અહીથી છુટવાનુ કાર્ય અશક્ય થઈ જશે" એટલુ બોલી ચન્દ્રપ્રભાએ મહેન્દ્રનો હાથ ઝાલ્યો અને તે તેને કારાગૃહની બહાર લઇ ગઇ દુખી મહેન્દ્ર વિચારમાં ગોથા ખાતો કારાગૃહ તજી પ્રભાની સાથે ચાલતો થયો

---

ઠક્કર બ્રધર્સનુ નામ ટોપીના પાયોનીયર વેપારી તરીકે પ્રસિદ્ધ છે

ચન્દ્રપ્રભા મહેન્દ્રને લઇ પોતાના મકાન પર આવી તે મનમા સમજતી હતી કે, પહેરેગીરોને મહેન્દ્રના નાશી જવાની ખબર પડશે એટલે ચોતરફ તેને શોધવા દોડધામ કરી મૂકશે તેણે વિચાર્યું, “ મારે પણ હવે ઘણી સાવચેતી રાખવી જોઇએ મહેન્દ્રને મારા ખાનગી મહેલમાંજ છુપાવી રાખવા જોઇએ ” આમ વિચારી તેણે મહેન્દ્રને પોતાના ખાનગી ઓરડામાં સુવાનુ જણાવ્યુ મહેન્દ્ર તરતજ સુઈ રહ્યો પ્રભાએ બહારથી દરવાજા બધ કર્યા અને તે પોતાના પલગ પર જઇ સુતી

થોડી વારમા તો પ્રભાત થયુ પહેરેગીરો જાગી ઉઠયા કારાગૃહના દરવાજા ખુલ્લા જોઈ ચમકયા અદર જઇ જુએ છે તો કેદી પણ જણાયો નહિ હવે શુ કરવુ એ વિષયની તેઓ એકબીજાની સાથે મસલત કરવા લાગ્યા

પહેરેગીરોમાંના એકે કહ્યુ — ‘ અય બડે મીયા ! અબ કયા કરે ગે ? અપન રાજસિહકુ કયા જવાબ દેઈગે ? એક લડકે જૈસા કેદી અપનકુ બના કર ભાગ ગયા ! અબ કયા મુહ દીખાયેગે ? ”

બીજા એક પહેરેગીરે કહ્યુ —“ અબ કયા બકતે હો ? કેદી આપસે છુટ કર ભાગ નહિ જા સકતા હય કોઇ દુસરા સખ્સને તાલા ખોલ કર ઇસકુ ભગાયા હય મગર વોહ ભાગ કર કીધર જાયગા ? અપન જલ્દીમે ઉસકુ પકડેગે અપન સબ તૈયાર હો જાઓ, સબ સબકા ઘોડા તૈયાર કરો, ઔર છુટે છુટે સબ હરેક બાજૂ રવાના હો જાઓ જહા મીલે વહાસે ઇસકુ પકડ લો ઔર ઘોડેકી સાથ બાધ કર ઉસકુ કેદમે પુર દો જો અપન ફિર ઉસકુ પકડ નહિ લાયેગે તો અપનકુ નોકરીસે હાથ ધોના પડેગા ”

ત્રીજા એક પહેરેગીરે કહ્યુ —“ અજી મીયા ! નોકરી છુટ જાયગી તો કયા પરવાહ હય ? દિનરાત નોકરી કરતે હય મગર દાનાપાની નિભાના જીતના તનખા ભી નહિ પાતે હય જો રાજા દુસરેકી બેટી ઔર ઓરતકુ ભગા લાવે,

વો રાજાકી નોકરી કરના હરામ હય, દેખો, અપને રાજસિંહજી કિતના જુલ્મ ગુજારતા હય! અભી તક રાજગાદી મીલનેકા તો કુચ્છ પતાહી નહિ, મગર રોજકે રોજ એસી કારવાઇ કરતા હય કે જીસકા જબાનસે બ્યાન ભી ન હો શકે ખુદા જાને અબ એ ચંદરપ્રભાકુ કયા કરેગા?

પેલા બીજા પહેરેગીરે કહ્યુ —"છોડો મિયા! ઐસી બાતકો! કોઈ સુન લેગા તો કાયદેકી કલમ તુમપે લાગુ પડેગી ચન્દ્રપ્રભા નેક ઔરત નહી હય, કયુ કે અપના શૌહરકો છોડ કર કોઇ ગૈર આદમી સાથ ભાગ જાના વો પાકજાદ ઔરતકી ઇમાનદારી નહિ હય

પ્રથમ પહેરેગીરે કહ્યુ —' અભી છોડો મિયા એ બાતકુ, રાજસિંહ બાપુ આ જાયેગે તો કયા મુંહ બતાયેગે! સબ છુટે છુટે કેદીકો ઢુંઢનેકે લિયે રવાના હો જાઓ, ઓર જહાં મીલે વહાંસે પકડ કર ઇસકો જેલમે પુર દો"



---

ઠક્કર મયંક ટોપીના શાહ વેપારી તરીકે હિંદુસ્થાનમાં મશહૂર છે.

## પ્રકરણ ૮ મુ

## માયા નેનીની મોહજાળ

**बधनानि खलु सति बहुनि प्रेम रज्जुकृत बधनमन्यत् ।**
**दारुभेदनिपुणोऽपि षडघिनिष्क्रियो भवतिपकजकोशे ॥**

બધનનો તો આ સસારમાં પાર નથી, પરતુ પ્રીતિનુ બધન બધા બધનો કરતાં ન્યારૂ જ છે કાષ્ટને છેદવામા ભ્રમર સદ કુશળતા ધરાવે છે, છતા પણ તેજ ભ્રમર કમળમા આરપાર શા માટે બધાતો હશે ?

> પ્રીતિ તણા બધન થકી, ના કોઈ પણ છુટી શકે,
> વિદ્વાન હો કે વિબુધજન પણ, એ વિષય પર શુ લખે ?
> દીપક ઉપર મોહિત થઇને, જીવ પરવાના તજે,
> પ્રણયી જનો તો પ્રેમ વિણ, જગમા બીજુ કઈ ના ભજે

સ્નેહ વિનાનુ જીવન એ જીવન નથી જો આ સકળ સસારમાથી સ્નેહના અમીમય ઝરણુ વહેતા બધ થાય તો તરતજ સસારનો પ્રલયજ થાય મધુર પ્રેમ ઝરણાંથી રસબસ જણાતો સસાર પ્રેમ ન હોય તો નિરસ અને અગમ્ય થઈ પડે સ્નેહની વ્યાખ્યાજ નથી તેની પરિસીમા નથી જ્યા હદ હોય ત્યા સ્નેહનુ નામ શા માટે હોવુ જોઇએ ? જળ ઉપર માછલી, સરોવર પર હસ, દીપક પર પતગીયા અને સગીત પર હરણ શા માટે જાનની પણ કુરબાની કરે છે ?

જે વખતે પહેરેગીરો મહેન્દ્રને પકડવા ચોતરફ રવાના થયા તે વખતે ચન્દ્રપ્રભા પોતાના મકાનમા બારી પાસે ઉભી હતી અને વિચાર કરતી હતી કે –" હવે પહેરેગીરોમાંનો કોઇ જણાતો નથી સર્વ મહેન્દ્રને પકડવા નીકળી ચુકયા છે, પણ એ બિચારા પહેરેગીરોને શી ખબર કે મહેન્દ્ર તો મારા મકા

---

નમા છે મારી આશા પૂર્ણ કરવા હુજ તેમને કારાગૃહમાથી છોડાવી લાવી છુ મારે પણ હવેથી ઘણી સાવચેતીમા રહેવુ જોઇએ મહેન્દ્ર મારા ઘરમા છે એમ જો ત્રીજુ કોઇ જાણે તો મારા જીવ ઉપર પણ જોખમ આવવાનો સભવ છે મહેન્દ્રકુમારનો બચાવ હવે મારે મારા પ્રાણના જોખમે કરવો છે પ્રિયતમ ! તમારા માટે હુ સઘળુ દુખ સહન કરીશ, પણ તમારો પ્રેમ પ્રાણાંતે પણ હુ મેળવીશ તમારૂ મન રીઝાવીને, ગમે તે પ્રયત્ને તમારૂ અડગ દિલ મારા તરફ લલચાવીશ, છતા પણ જો તમે તમારા વિચાર પર દ્દઢ રહેશો તો હુ મારા સગીતથી અગર તો કોઇ પણ મોહિની જાળથી તમોને ફસાવી મારૂ ધાર્યુ સિદ્ધ કરીશ આ બધા પ્રયત્નમા હુ જો નિષ્ફળ નિવડીશ તો અન્તે નિર્દોષ મુકતા પર ખોટા આળ ચઢાવી તમારા મનમાથી એ અભાગિનીનુ સ્મરણ દૂર કરાવીશ જો કે નિર્દોષ મુકતા પર ખોટુ તહોમત મૂકાશે, હુ વિશ્વાસઘાતી બનીશ, પરમાત્માની ગુન્હેગાર થઇશ એ સઘળા ભય કર પાપની શિક્ષા અવશ્ય મારેજ ભોગવવી પડશે પરતુ મહેન્દ્ર ! એ બધુ તમારા માટે સહન કરવા હુ તૈયાર છુ ”

ચન્દ્રપ્રભા આવા અનેક વિચારના તરગોમાથી પસાર થતી હતી, એટલામા દાસી તેની પાસે આવી એટલે ચન્દ્રપ્રભા સમજી કે, ‘મહેન્દ્ર પણ હવે નિદ્રામાથી જાગૃત થયા હશે ’ આમ વિચાર કરી તેણે શાન્તા દાસીને જણાવ્યુ – “ શાન્તા ! આજે તુ નીચેજ રસોઇ કરજે, કારણ કે રાજસિહ પધારવાના છે માટે ઉપરના ઓરડાઓ સાફ કરવા પડશે ”

તરતજ શાન્તા નીચે જઇ પાણી ગરમ કરી આપી ગઇ પ્રભાએ જે ઓરડામા મહેન્દ્ર હતો એ ઓરડો ખોલ્યો મહેન્દ્ર પણ ઉઠયો હતો આ મહેલ તેને કેદખાના જેવો ભાસતો હતો, કારણ કે અત્યારે તે પરવશ હતો તે વિચાર કરતો હતો કે, “ ચન્દ્રપ્રભા કોણ હશે ? તેનુ લાવણ્ય તથા રહેણી કરણી ઉત્તમ જણાય છે મારા માટે તેણે આટલુ બધુ જોખમ શા માટે

---

ઠક્કર બબસને ત્યાથી ટોપી ખરીદી ઇનામ શુ મેળવશો ?

ખેડયું હશે ? રાજસિંહનો હું શત્રુ હોવા છતાં ચન્દ્રપ્રભા મને મદદ કરે છે તેનું કારણ શું હશે ?"

મહેન્દ્ર આવા વિચાર કરતો હતો એટલામાં ચન્દ્રપ્રભાએ દ્વાર ખોલ્યું અને નજીક આવી કહ્યું -"મહેન્દ્રકુમાર ! દરવાજો ખોલતાં વિલંબ થયો છે એ માટે ક્ષમા આપજો હવે મારે બધી તરફથી સંભાળ રાખવાની છે"

મહેન્દ્ર—પ્રભા ! આમ શા માટે કહો છો ? હું પણ જાણું છું કે મારા માટે તમે તમારી જીંદગી જોખમમાં નાખી છે પ્રભુ ! તમારૂં કલ્યાણ કરો

ચન્દ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! મારૂં ભલું અત્યારે પ્રભુ કરે તેમ નથી, પણ તે તમારા હાથમાં છે મારા રોગનું નિવારણ કરનાર ધન્વંતરી કેવળ તમેજ છો

મહેન્દ્ર—સુંદરિ ! હું તો ગરીબ નિરાધાર યુવક છું હું તમારૂં દુઃખ શી રીતે હરી શકું ? હું નથી ધારતો કે તમે અહીં કોઇ વાતે દુઃખી હો !

ચન્દ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! અત્યાર સુધી હું દુઃખી ન હતી દુઃખ તથા ભય શું છે તે સ્વપ્ને પણ હું સમજતી ન હતી, પરંતુ જ્યારથી તમને જોયા છે ત્યારથી મ્હને એક અસાધ્ય અને અકલ્પનીય રોગ લાગુ પડયો છે તમારા સિવાય બીજુ કોઈ મ્હારા રોગને દૂર કરી મ્હારા દુઃખી આત્માને સુખી કરી શકે તેમ નથી

મહેન્દ્ર—પ્રભા ! હું તમારાં વચનોનું તારતમ્ય સમજી શકતો નથી મારી પાસે કોઇ એવી ચીજ અગર દવા નથી કે હું તમારો વૈદ બની તમારો રોગ હરી શકું

ચન્દ્રપ્રભા—મહેન્દ્ર કુમાર ! તમારી પાસે મારા રોગનું ઔષધ છે એ હું સારી રીતે જાણું છું

મહેન્દ્ર—એ ઔષધ કયું છે ? તેનું નામ શું છે ?

---

ચંદ્રપ્રભા—પ્રેમ એ પ્રેમનીજ હવે હુ પુજારણ બની છુ હુ તમારા પ્રેમની જોગણ બની છુ તમારૂ ત્રિભુવનને ભૂલાવે એવુ મનોમુગ્ધકર સૌંદર્ય જોઇ હું ભાનસાન ગૂમાવી બેઠી છુ

મહેન્દ્ર—સુદરિ ! આ તમે શુ બોલો છો ? મને જોઇ તમારા દિલમા જખમ થતો હોય તો હુ સત્વર અહીથી ચાલ્યો જાઉં શા માટે મને જોઇ તમે દિવાના બનો છો ? મને જોઇ તમે દરદી બની મારી પાસે જે દવા માગો છો તે દવા આપી શકાય તેમ નહિ હોવાથી હુ અહીથી ચાલ્યો જાઉ તમે જે વાત મર્મમા કહો છો તે વાત હુ જાણુ છુ હવે હુ બરાબર સમજી શક્યો છુ, કે તમે ખરા પ્રેમથી મને ચ્હાઓ છો, છતા હુ નિર્દય બની તમારા તરફ પ્રેમની નજરથી જોઇ શકતો નથી, તમારા અનેક ઉપકારનો બદલો આપી શકતો નથી, તમારા જખમી થયેલા હૃદય ઉપર શાન્તિનો પાટો બાંધી શકતો નથી તેમા મારીજ ભૂલ છે

ચન્દ્રપ્રભા—તો તે ભૂલ તમે શુ સુધારી શકતા નથી ?

મહેન્દ્ર—હા, સુધારી શકુ પ્રભા ! એ મારી ભૂલને હુ બરાબર સુધારી શકુ, પણ તે કયારે ? જ્યારે આ દેહમાથી ચેતન ઉડી જાય, દેહમાની દરેક નસ બધ થાય, હૃદય સદાને માટે અટકી જાય, પ્રાણ પ્રભુ-ચરણમા પહોચી જાય, આ હાડપિંજર પવિત્ર અગ્નિ સાથે બળી ભસ્મીભૂત થાય અને આ ભવમા કરેલી પ્રતિજ્ઞા નિભાવી એમ પરમાત્મા પણ ખાત્રી આપે ત્યાર પછી તેની રજા લઇ આ ભૂમિપર પુન અવતાર ધારણ કરૂં ત્યારેજ મારી ભૂલ હુ સુધારી શકુ તને પણ હુ આજે જણાવુ છુ કે તારા મનની આશા આ ભવમા તો પાર પડે તેમ નથીજ હૃદયમાં સળગતો પ્રેમનો અગ્નિ હૃદયમાંજ બાળી દે ! જખમી થયેલા હૃદય પર મજબૂત મનનો પાટો બાધી દે અને આ દેહ તજી પછી જે વખતે આ જીવ પરમાત્માના દર-બારમાં રજુ થાય, તે વખતે તારા હૃદય પર બાધેલો પાટો ખુલ્લો કરજે જેથી

---

પરમાત્મા પણ એ પ્રેમજ્વાળા જોઇ તારા પર પ્રસન્ન થઇ ફરી તને આ દુનિયા પર અવતાર આપે, અને પ્રથમથીજ તારો અને મારો મેળાપ કરાવે. બાંધી દે, પ્રભા ! બાંધી દે પ્રેમની પીડાથી રીબાતા તારા જીગર પર વૈરાગ્યભાવનો પાટો બાંધી દે ! તું ખોટું લગાડીશ નહિ મેં તને પ્રથમથીજ કહ્યું છે કે પરમાત્માએ મને એકજ હૃદય આપ્યું છે એ હૃદયનું દાન હું પ્રાણેશ્વરી શૈશવસહચરી મુક્તાને આપી ચુકયો છું મુક્તા સિવાય આ ભવમાં તો કોઇની પણ સાથે હું પ્રેમ કરીશ નહિ

ચન્દ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! મુક્તા કદાચ તમને ભૂલી જઇ બીજાના પ્રેમમાં હોય તો ?

મહેન્દ્ર—શું બોલી ? ચન્દ્રપ્રભા આ તું શું બોલી ? મ્હારી પ્રાણેશ્વરી મુક્તા બીજાના પ્રેમમાં ? મ્હારી હૃદયવલ્લભા અન્યના મોહમાં ? ના—ના, એમ બનેજ નહિ અરે ! જે મુક્તા મારા માટે પોતાના પિતાનું ઘર છોડી જંગલમાં મારી સાથે રખડવા તૈયાર થઇ હતી, મારૂં દુઃખ જોઇ જે પોતાની પ્રેમાળ આંખોમાંથી અશ્રુપ્રવાહ વહાવતી હતી, જે દૃઢ મનવાળી પોતાની ખુશીથીજ મને વરમાળા પહેરાવવાને તત્પર થઇ હતી તે શું બીજાના પ્રેમમાં ? આ તદ્દન ખોટી વાત છે

ચન્દ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! તમે ભૂલો છો પ્રેમ એવી વસ્તુ છે કે જેમાં મહાન્ તપસ્વીઓ પણ ગોથાં ખાય છે ઠીક છે, પણ હવે આપ સ્નાન કરી લ્યો

મહેન્દ્ર અંદર સ્નાન કરવા ગયો ચન્દ્રપ્રભા નીચે ભોજનનો થાળ લેવા ગઇ શાન્તાએ રસોઇ તૈયાર કરી રાખી હતી તે ભોજનસામગ્રી બનાવવામાં પ્રવીણ હતી આજે તેણે વિવિધ પ્રકારની સ્વાદિષ્ટ ખાદ્ય સામગ્રી બનાવી હતી. ભોજનસામગ્રીનો થાળ લઇ ઉપર આવી દિવાનખાનામાં તે આંટા મારવા લાગી ચન્દ્રપ્રભા મનમાં બોલી કે—" મહેન્દ્રકુમાર ! તમારા

ઉપદેશના વચનોની મ્હારા મન ઉપર કંઈ અસર થઇ નહિ. ઇશ્કમાં દિવાની બનેલી આ ચન્દ્રપ્રભા હવે પોતાના મનને કાબૂમાં રાખી શકે તેમ નથી. મારા જીગરમાં એટલા જોશથી પ્રેમનો ધોધ વહે છે કે તેને અટકાવવા વજ્રમય દિવાલો પણ નકામી છે. મહેન્દ્રકુમાર! તમે આવા નીરસ અને વિરાગી હશો એમ હું નહોતી ધારતી. ગુલાબ ખીલ્યું છે પણ તમે તેની સુવાસ લઈ શકતા નથી. મહેન્દ્રકુમાર! હવે તમારે આમ કરવું ઉચિત્ત નથી. મારા પ્રેમનો પ્રબળ વેગથી વહેતો પ્રવાહ હવે કોઇ પણ રીતે અટકે તેમ નથી. માત્ર હવે હું તમારા પ્રેમનીજ ઉપાસક છું. અરે પ્રેમ! મનુષ્ય માત્રને ચકડોળે ચઢાવનાર પ્રેમ! ત્હારી સત્તા અને પ્રભુતાનો પાર નથી. અરેરે! પ્રેમ માટે મેં શું શું કર્યું? હું એક ઉચ્ચકુળોત્પન્ન રાજકુંવરી હતી. પછી એક વિશાળ રાજ્યની મહારાણી થઈ. પરંતુ વાસનાને વશ થઈ નીચ રાજસિંહના પ્રેમમાં ફસાઇ પતિને તજી આ જંગલમાં આવી વસી. એક ઠોકરથી મારી આંખ ન ખુલી. હવે મહેન્દ્રને જોઇ તેમની પાછળ દિવાની બની. તેમનાં કામણગારાં નયનબાણોથી હું વીંધાણી છું. અહા પ્રેમ! તારી લીલા અજબ છે!"

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી વળી પાછી તે સ્વગત કહેવા લાગી — "મહેન્દ્રકુમાર! મારી આશાને હવે નિરાશાના રૂપમાં ફેરવી ન નાખશો. હવે તમારા સિવાય મારા હૃદયમાં રાજસિંહ તો શું પણ દેવાધિદેવને સુદ્ધાં સ્થાન નહિ મળી શકે." એટલું બોલી પ્રભા મહેન્દ્રના ઓરડા તરફ વળી. મહેન્દ્ર પણ આ સમયે સ્નાન કરી બેઠો હતો. તેને જોતાંજ ચન્દ્રપ્રભા મોહવશ બની ગઇ. સ્નાન કર્યા પછી મહેન્દ્રની અંગકાન્તિ સૂર્યના પ્રખર કિરણ માફક ચમકવા લાગી. ચન્દ્રપ્રભા વધારે દિવાની બની. મહેન્દ્રને દિવાનખાનામાં લાવી ભોજનના થાળ પાસે બેસાડયો. ઘણા દિવસનો ભુખ્યો મહેન્દ્ર ભોજનના થાળ પાસે બેઠો. અનેક જાતનાં મિષ્ટાન્ન જોઇ તેને કારાગૃહનો સુકો રોટલો યાદ આવ્યો. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. છતાં અલ્પકાળમાંજ

---

તેણે આત્મસવરણ કર્યું પ્રભા તો તેના સામુજ જોઈ રહી હતી તે બોલી –
"મહેન્દ્રકુમાર ! તમે શા માટે રૂદન કરો છો ? કયા દુ ખથી તમારાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યુ છે ? તમે નિર્ભય રહો તમારા શરીરનો એક વાળ પણ કોઈ વાંકો કરી શકશે નહિ જ્યા સુધી હુ જીવતી છુ ત્યા સુધી વિશ્વ-સસારની કોઇ પણ વ્યક્તિ તમને દુ ખી કરી શકશે નહિ "

મહેન્દ્ર—ચદ્રપ્રભા ! તમે જમ્યા ?

ચદ્રપ્રભા—જી ના પ્રથમ તમે જમો, પછી હુ પણ જમી લઇશ

આટલુ કહી ચન્દ્રપ્રભાએ પાછુ જોયુ, કારણ કે તેની મનોભાવના અત્યારે જુદા પ્રકારની હતી

મહેન્દ્ર—ચન્દ્રપ્રભા ! હુ દરેક પ્રસગે તમારૂ મુખ ઉદાસ જોઉં છુ તમારા મુખપર ગમગીની છવાઇ રહેલી નજરે પડે છે તમે છૂપી રીતે આખ માંથી આસુ પાડો છો તેનુ શુ કારણ છે ? આમ કરી તમે દુ ખીને વધારે દુ ખી કરો છો મને ભોજન કરાવવાની તમારી મરજી હોય તો પ્રથમ તમે જમી લ્યો

ચદ્રપ્રભા—ના–ના, મહેન્દ્રકુમાર ! એવી હઠ કરશો નહિ મને આજે જમવાની બિલકુલ ઇચ્છા નથી તમે સુખેથી ભોજન કરો

મહેન્દ્ર—સુદરિ ! હુ એકવચની છુ મે પ્રથમ તમને જણાવ્યુ છે કે તમે જમશો તોજ હુ જમીશ

ચદ્રપ્રભા—વારૂ, તમે જમી લ્યો તમારા થાળમા વધેલુ ભોજન હુ પછી જમી લઇશ હુ તમારી પાસેજ બેઠી છુ

મહેન્દ્ર—ચદ્રપ્રભા ! આજે આપણુ બન્ને સાથેજ ભોજન કરીએ

ચન્દ્રપ્રભા મનમા એમજ ઇચ્છતી હતી કે જો મહેન્દ્રની સાથે બેસી ભોજન કરવાનો લાભ મળે તો બીજી આશા પણ પાર પડે મહેન્દ્રનુ કહેવુ તેણે

---

કબૂલ કર્યું બન્નેએ સાથે ભોજન લીધું જમ્યા પછી ચંદ્રપ્રભાએ પાન બનાવી મહેન્દ્રને આપ્યું પાન ખાઈ મહેન્દ્ર નજીક પડેલા એક વિરામાસનપર બેઠો ચંદ્રપ્રભાના આશાના તાર વધારે મજબૂત થયા "હવે આશા સફળ થશે મહેન્દ્રનો પ્રેમ હવે હું જરૂર મેળવીશ" આવા વિચારમાં ચંદ્રપ્રભા મલકાવા લાગી મહેન્દ્રનું હૃદય પણ તેના તરફ ખેંચાતું હોય તેમ જણાયું, કારણ કે નીચ રાજસિંહના અન્નનો તેના શરીરમાં પ્રવેશ થઈ ચુકયો હતો, જેથી તેના વિચાર પણ બદલાયા બન્ને પાસે બેઠા હતાં ચંદ્રપ્રભા બારી પાસે બેઠી હતી આજે રાજસિંહ આવનાર હોવાથી જો પોતે બારી પાસે બેઠી હશે તો તેને જોઈ શકશે એમ ધારી તે ત્યાં બેઠી હતી વચ્ચે વચ્ચે મહેન્દ્ર અને ચંદ્રપ્રભાના ચતુર્ચક્ષુનું મોહનાસ્ત્રસંધાન થતું હતું

ચંદ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! મારા અહોભાગ્ય છે કે આજે તમારી સાથે બેસી ભોજન કરવાનો અલભ્ય પ્રસંગ મને પ્રાપ્ત થયો છે હવે તમે શાન્તિથી અહીં આરામ કરશો તો તમારી સઘળી ચિંતા દૂર થશે

મહેન્દ્ર—એ તો ઠીક પણ તમારા આ બધા ઉપકારનો બદલો હું શી રીતે વાળીશ ? તમે મારા માટે કેટલું દુઃખ સહન કરો છો ! તમને દુભાતાં જોઇ મને પણ અત્યંત દુઃખ થાય છે સુંદરિ ! ચિંતા ન કરશો ! હું તમારા પ્રેમને પિછાની શકયો છું જો પ્રથમથીજ મને ખબર હત, કે વિશ્વમાં તમારા જેવી પ્રિયતમાનું મિલન થનાર છે તો હું અન્યને નહિ ચ્હાવાની મુક્તા પાસે પ્રતિજ્ઞા ન કરત હવે મુક્તાની આશા વૃથા છે કોણ જાણે કે, હવે એ નિર્દોષ બાળા કયાં હશે ?

ચંદ્રપ્રભા હવે બરાબર સમજી ગઇ કે, 'મારા માટે મહેન્દ્રના હૃદયમાં પ્રણયનો સંચાર થયો હોય એમ લાગે છે' થોડા વખત પછી મહેન્દ્ર પોતાને ચ્હાશે એમ તેને ચોક્કસ જણાવા લાગ્યું હવે ગમે તે પ્રયત્ને મહેન્દ્ર મુક્તાને ભુલી જાય તોજ પોતાની આશા સફળ થાય એમ તેણે વિચાર્યું તેને અત્યારે

બીજો તર્ક આવ્યો કે, "મહેન્દ્ર સગીતનો ચુસ્ત ઉપાસક છે, માટે એકાદ ગાન છેડુ એમ કરવાથી મારા તરફ તેમનુ દીલ વધારે લલચાશે" આવો વિચાર કરી તેણે કહ્યુ

"મહેન્દ્રકુમાર ! તમને સગીત વધારે પ્રિય છે, ખરૂ કે ?"

મહેન્દ્ર—હા, પણ તે ફક્ત તમારા કોકિલ સરખા મીઠા સુરથી ગવાય તોજ

ચદ્રપ્રભાએ તરતજ સારગી હાથમા લીધી

મહેન્દ્ર--પ્રભા એ શુ છે ?

ચન્દ્રપ્રભા--એ સારગી છે મને સગીતમા મદદકર્તા છે આ મીઠીને મધુરી મારી હ્રદયવીણા છે સારગીના સુરની સાથે મારો સુર મળી એક થાય છે ત્યારે હુ મસ્તાન બની જઇ કોઈ કોઈ સમયે ભાનસાન ભુલી જાઉ છુ

મહેન્દ્ર—ખરૂ છે ચન્દ્રપ્રભા ! હુ પણ તેવે પ્રસગે દિવાનો બની જાઉ છુ તમે જ્યારે ગાયન ગાઓ છો ત્યારે હુ પણ મારૂ તમામ દુ ખ ભુલી જઇ તમારા ગાનમા મુગ્ધ બની જાઉ છુ ખરેખર, તમારા સુરમા અજબ મીઠાશ છે !

ચદ્રપ્રભા— કુમાર ! તમે આ સારગી સાથ જરા તાલ સુર મેળવશો ?

મહેન્દ્ર--ના, મને એ વિષયનુ જ્ઞાન નથી મને કેવળ સાંભળવાનો શૉખ છે

ચદ્રપ્રભા--ત્યારે કહો જોઇએ કે તમોને કયી ચીજ સભળાવુ ?

મહેન્દ્ર--તમારી મરજીમા આવે તે તમે જે ચીજ ગાશો તે મને પ્રિય લાગશે

ચદ્રપ્રભા મનમા બોલી કે, "પ્રિય લાગશે ? મહેન્દ્રકુમાર ! તમોને શુ પ્રિય લાગશે ? સારગી, હુ, ગાયન કે મધુરો અવાજ ? જો

તમોને પ્રિય લાગશે તોજ હુ મારી આશા પૂર્ણ કરી શકીશ જેમ સારગીના તારની સાથે મારા સુરનો તાલ એક થાય છે તેમ મારી આશાના તારની સાથે તમારો પ્રેમ મળી એક થશે ત્યારે મારા શરીરમા અગ્નિની ચીણગારી માફક સળગી રહેલો પ્રેમનો અગ્નિ શાંત થશે" આટલુ સ્વગત બોલી ચન્દ્રપ્રભાએ નિમ્નલિખિત ગાયન શરૂ કર્યું —

મનોહર હે પ્રિયે મોહન! હૃદય ને દિલ દીવાનુ છે,
નિહાળી મે છબી મોહન! અધીરૂ દિલ આ મારૂ છે,
પ્રણયમા હુ દિવાની થઇ, નથી શુદ્ધ સાન કઇ મમ રહી,
ડુબે છે નાવ ભરદરિયે, ઉગરવાનુ કયા બાકી છે?
તને જોઇ સદા હસતી, છતા દિલ કા નથી દેતો?
તૂટે છે તાર અતરના, જીગર મારૂ ચીરાયુ છે,
ચર્યો છે પ્રેમથી ભેટો, વિરહની આગ ઠારી દે,
મધુ રસ પાન પા પ્રિતે, ન પિતા કો ધરાવુ છે
અરણ્યે ઓ પ્રિયે પ્યારા, ખીલ્યુ છે પુષ્પ દિલરગી,
ભ્રમર થઇ કા ના રસ ચુસે? જીવન મારૂ અકારૂ છે
સીંચ્યા સ્નેહે કનક કયારા, વહે છે અશ્રુની ધારા,
લુછયા ના આસુ તે મારા, હૃદય પાષાણુ તારૂ છે

પ્રેમમા મસ્ત બનેલી ચદ્રપ્રભાએ સગીતને આજે બરાબર હાવભાવથી જમાવ્યુ એ ગીતનો સુર જાણે કે વાયુમા ભળી જઇ નૃત્ય કરતો હતો ચન્દ્રપ્રભા સગીત ગાવામાં વિભોર બની ગઇ હતી રાજસિહ આ સમયે આવનાર હતો એ વાત હવે તે ભુલી ગઈ હતી પલ્ટા પર પલ્ટા મારતી ચદ્રપ્રભા મહેન્દ્રના હૃદયને આરપાર વીધવા લાગી ચદ્રપ્રભા ગાતી ગાતી ઉભી થઈ અને દિવાનખાનામા ફરવા લાગી ઘડીમા નિશ્વાસ નાખતી, ઘડીમા આનદમા મલકાતી ચન્દ્રપ્રભા સારગીની સાથે પોતાનો સુર વધારે મીઠો બનાવતી ગઇ

---

જેમ મોરલીના સુરથી સર્પ ડોલે તેમ ચન્દ્રપ્રભાના ગાન પર મહેન્દ્ર ડોલવા લાગ્યો તેને સર્વ સસાર આ સમયે સુખમય જણાયો પોતાની પવિત્ર આંખોનુ કિરણ પ્રભાની તરફ ફેંકયુ તે સમયે જાણે હમણાંજ બન્ને એક બીજાના કંઠમાં વળગી પડશે એવો ભાસ થવા લાગ્યો આ વખતે ચન્દ્રપ્રભા એટલા મીઠા સુરથી સગીત લલકારતી હતી કે જે સાંભળી ગધર્વ પણ પોતાનુ ગુમાન મુકી દે ખરેખર, ચદ્રપ્રભાએ અત્યારે મહેન્દ્રને દિવાનોજ બનાવ્યો હતો

સમસ્ત જગત્ આનદ લેતુ શાન્તિમા પડયુ હતુ ત્યારે મહેન્દ્ર તથા ચદ્ર-પ્રભાનુ હૃદય ચકડોળે ચડયુ હતુ મહેન્દ્રે વિચાર્યુ –"હવે ચદ્રપ્રભા પોતાનુ ગાન બધ કરે તો ઘણુ સારૂ, નહિ તો હુ મારા મનને કાબૂમા રાખી શકીશ નહિ હુ કદાચ મારી પ્રતિજ્ઞા તોડી બેસીશ થોડુ રહેલુ ભાન પણ ગુમાવી બેસીશ" મહેન્દ્રને સગીત ઘણુજ પ્રિય લાગતુ હતુ, પણ તેને જણાયુ કે, 'આ સગીત મને દુખકર્ત્તા છે' માટે તરતજ તે આસન પરથી ઉભો થયો, અધીરૂ બની ગયેલુ મન હવે કોઈ રીતે કાબૂમા રહેશે નહિ એમ તેને જણાયુ શુ મહેન્દ્ર તુ તારી પ્રતિજ્ઞા તોડી નાખીશ? શુ મુક્તાના પ્રેમને ભૂલી જઇ ચદ્રપ્રભાના પ્રેમમાં અધ બનીશ? ના–ના, મહેન્દ્ર! તુ તારી પ્રતિજ્ઞા તોડીશ નહિ મૃત્યુના મુખમા જવુ પડે તો પણ તુ તારા ટેક પર અચળ રહેજે અત સમય સુધી પણ તુ મુક્તાને આપેલુ વચન પાળજે સગીતમાં ઘણો સમય પસાર થયો હતો, છતાં ચદ્રપ્રભા લેશ માત્ર શાત જણાતી ન હતી

ચદ્રપ્રભાને આ સમયે પ્રેમનો નશો પૂર જોશમા ચઢેલો હતો તે વધારે ને વધારે માઠાશથી સગીત લલકારતી હતી તેના પ્રેમનો ધોધ જાણે હમ-ણાંજ મહેન્દ્રના હૃદય સાથ અથડાશે એમ જણાતુ હતુ મહેન્દ્ર પણ વિચાર કરતો હતો કે 'હવે વધારે સમય સુધી આ સગીત સાભળવુ ઉચિત નથી, હમણા મારી પ્રતિજ્ઞા ધૂળમા મળી જશે અરે હૃદય! તુ સ્થિર થઈ

જા ! ચકડોળે ચઢેલા મન ! તુ શાન્ત થા મહેન્દ્ર કોઈ પણ રીતે તારે તારી પ્રતિજ્ઞા પાળવી જ જોઈએ '

મહેન્દ્ર તરતજ ચદ્રપ્રભા પાસે આવ્યો, છતા ચદ્રપ્રભાનુ ગાન તો ચાલુજ હતુ મહેન્દ્ર કહેવા લાગ્યો –"ચદ્રપ્રભા ! સાવધાન થા મને હવે વિશેષ દુખી ન કર, જો કે તારા આજના સગીતથી હુ મારૂ સઘળુ દુખ ભુલી ગયો છુ, છતા મારા માટે તો આ સગીત આ સમયે દુખદાયક છે હવે હુ વિશેષ સમય સુધી તે સાભળી શકુ તેમ નથી હુ મારા ઉછળી રહેલા હૃદયને વધારે વખત કાબૂમાં રાખી શકુ તેમ નથી જો કે મે પ્રથમ થીજ પ્રભુ સાક્ષીએ પરમાત્માના સોગન ખાઈ મારો પ્રેમ મુક્તા સિવાય કોઈને પણ ન આપવાની પ્રતિજ્ઞા કરી છે, છતા તુ મારી પ્રતિજ્ઞાનો ભગ કરાવવામા નિમિત્તરૂપ થઈશ આજે મારા હૃદયમા ઇશ્કની જ્યોત સળગી ઉઠી છે ચદ્રપ્રભા ! હુ તને ચ્હાઉ છુ, પરતુ અફસોસ કે આપણા બન્નેનો દુષ્ટ પ્રેમ જોઈ પરમાત્મા દુભાશે વળી તુ તારા શીયળથી ખડિત થાય અને હુ મારા વચનથી ભ્રષ્ટ થાઉ એ ઉચિત નથી ચદ્રપ્રભા ! હવે તુ સગીત બધ કર તારા પ્રેમથી ભરેલા આ સગીતના દુખમય શબ્દો હવે હુ સહન કરી શકતો નથી તારી દયાજનક સ્થિતિ માટે મને ઘણુ લાગી આવે છે, પરતુ તેથી હુ મારો ધર્મ ચુકુ તેમ નથી ચદ્રપ્રભા ! પ્રભુને ખાતર હવે તુ તારૂ સગીત બધ કર અરે ! મારા પર દયાની રાહે પણ તુ તારૂ સગીત અધુરૂ રાખ નહિ તો તારા પ્રેમમા દિવાનો બનેલો હુ, તારૂ અનુપમ તેજ જોઈ, તારી મારા પ્રત્યેની પ્રીતિભાવના જોઈ, મારા ધર્મથી ચલિત થઈ જઈશ આમ છતા જો તુ સગીત આગળ ચલાવીશ તો હુ આ સમયે અહીંથી નાશી છુટીશ અગર તો પ્રેમમા અધ બની તને ભેટી મારી પ્રતિજ્ઞાનો ભગ કરીશ આપણે બન્ને રૈરવ નરકના અધિકારી થઇએ એવી તો ત્હારી ઇચ્છા નહિજ હોય ચદ્રપ્રભા ! બધ કર મારા પર દયા કરી તુ તારૂ ગાન બધ કર ! ભુલી જા, ભુલી જા, ચદ્રપ્રભા ! મારા તરફના પ્રેમને તુ ભુલી જા "

આટલુ બોલતાં મહેન્દ્રનું મસ્તક ફરવા લાગ્યુ તેને કાતીલ ખંજરનો ઘા જાણે કેમ કોઇ કરતુ હોય તેમ જણાયુ તે આંખો બંધ કરી દિવાલ સાથ અથડાતો પાસે પડેલા પલગપર મુર્છા ખાઇ ઢળી પડયો.

ચન્દ્રપ્રભાએ તરતજ સંગીત બંધ કર્યું તે અત્યારે આનંદમાં ડોલવા લાગી. મહેન્દ્ર પોતાને ચ્હાય છે એમ સમજી પોતાને અહોભાગ્ય માનવા લાગી તરતજ બેભાન પડેલા મહેન્દ્રનુ મસ્તક પ્રભાએ પોતાના ખોળામાં લીધુ ને પોતાના પાલવથી તેને વાયુ ઢોળવા લાગી

વાંચક ! રાજસિંહ આ તરફ આવવાનો હતો માટે મહેન્દ્ર તથા ચંદ્રપ્રભાને અહી મુકી આપણે તે તરફ વળીએ અને જોઇએ કે તે કેવાં કાળા કર્મ કરી રહ્યો છે ?



# પ્રકરણ ૯ મુ

## મુક્તાની ભીષ્મ પ્રતિજ્ઞા

छिन्नोऽपि चदनतरुर्न जहाति गधम् ।
वृद्धोऽपि वारणपतिर्न जहाति लीलाम् ॥
यत्रार्पितो मधुरताम् न जहाति चेक्षु. ।
क्षीणोऽपि न त्यजति शीलगुणान्कुलीनः ॥

કાપેલુ ચદન વૃક્ષ ગધનો ત્યાગ કરતુ નથી, વૃદ્ધ છતા પણ ગજપતિ વિલાસને છોડતો નથી, ચીંચોડામાં પીસાવા છતા શેરડી મધુરતાનો ત્યાગ કરતી નથી અને દરિદ્ર છતાં પણ કુલીન મનુષ્ય સુશીલતા આદિ ગુણનો ત્યાગ કરતો નથી. ચાણાકય

સંસારમા અડગ ટેકધારી શુદ્ધ ક્ષત્રિય રાજપુત્રો, અને વીર ક્ષત્રિયાણીઓ પોતે લીધેલી પ્રતિજ્ઞા, અથવા આપેલા કોલ પ્રાણ જતા સુધી પણ પાળે છે પિતા પાસે ન પરણવાની પ્રતિજ્ઞા લેનાર ભિષ્મપિતામહ જી દગી સુધી બાળબ્રહ્મચારી રહ્યા હતા, દશરથ રાજાએ કૈકેયીને વચન આપેલુ હોવાથી તેના પાલન માટે રામચદ્રજીને વનવાસ જવુ પડયુ હતુ ભયાનક આપત્તિ આવશે એમ જાણવા છતાં ફક્ત એક વચનને માટેજ પૃથ્વીરાજે સયોગિતાનુ હરણ કર્યું હતુ, તાત્પર્ય કે મહાન્ પુરૂષો જેવુ બોલે છે તેવુ વર્તન રાખે છે

પાળે વચન તે શાહ, બીજા સૌ ઢોંગી ધુતારા,
પાળે વચન તે વીર, બીજા વ્યઢળ બહુ સારા,
પાળે વચન તે નર, બીજા સૌ રાક્ષસ જાણો,
પાળે વચન તે મર્દ, બીજા દુષ્ટજ માનો,
વચન પાળતો જે ધણી, માનો તે શિરતાજ,
વચન જતા મૃત્યુ ભલુ, વચન પ્રાણને કાજ

સંધ્યાકાળનો સમય હતો. કલ્લોલ કરતાં પક્ષીઓ પોતાના સ્થાન પર જવા તૈયારી કરી રહ્યા હતા. આ વખતે મણિપુરમાં સર્વ મનુષ્યો દર્શન કરવા માટે દોડધામ કરી રહ્યાં હતાં. શહેરમાં મોટાં મોટા દેવાલયો બાંધેલાં હતા. કલ્યાણરાય, વેરાઇમાતા તથા રામદે પીરનાં મંદિરોથી આ શહેરની શોભા અપૂર્વ જણાતી હતી. વેરાઈ માતાનો પરચો પ્રત્યક્ષ ગણાતો હતો. તેની માનતા દરેક જ્ઞાતિ પૂર્ણભાવથી કરતી હતી. માતાની દૈવી શક્તિ એટલી પ્રભાવશાળી હતી કે ચોર તથા લુંટારા લોકો પણ તેની પાસેથી જતા ન હતા. માતાના સ્થાન પર જવાનો દરવાજો કોઇથી બાંધી શકાતો ન હતો. માજીના સ્થાન પાસે રૂપાવતી નામે નદી સ્વચ્છ નિર્મળ જળથી સદોદિત વહ્યા કરતી હતી. તેમાં ઉછળી રહેલાં મોજાં સ્ફટિક મણિ તુલ્ય પ્રકાશ આપતા હતાં. આ નદીના પ્રવાહ પાસે બે મનુષ્યો અરસ-પરસ કોઇ વાતમાં મશગુલ થયેલા જોવામાં આવતા હતા. વાચક! એ બન્ને બીજા કોઈ નહિ પણ ગુલાબરાય તથા રાજસિંહ હતા. રાજસિંહના મુખ પર શોકની છાયા છવાઈ ગઈ હતી. ધીમેથી રાજસિંહ બોલ્યો.—"ગુલાબરાય! શું દોલતસિંહની પુત્રી હજી પણ પોતાના દુરાગ્રહનો ત્યાગ કરતી નથી? શું તે પોતાના પિતાની આજ્ઞા પણ નહિ પાળે? ખરેખર તે કેવી મૂર્ખ છે? મારા જેવા રાજકુમારને છોડી તે ભીખારી મહેન્દ્રને ચ્હાય છે એ નવાઈ જેવું છે!"

ગુલાબરાય—રાજકુમાર! આપ હવે એ સંબંધી ચિંતા કરશો નહિ. બાલ્યાવસ્થાથી જ સાથે રહેલાં મહેન્દ્ર તથા મુક્તાનો એકબીજા ઉપર પ્રેમ થાય એમાં કાંઈ નવાઇ જેવું નથી. પણ હવે તો મુક્તા ઉપર તેના પિતાએ એવો સખ્ત હુકમ કર્યો છે કે જો તે આપની સાથે લગ્ન ન કરવા જીદ પકડી રાખશે તોપણ બળાત્કારથી તેનું લગ્ન આપની સાથે કરવામાં આવશે. તે સમયને પણ આઠ દિવસ થઈ ચુક્યા હોવાથી આ વાતનો આપણે છેલ્લો નિર્ણય કરી લેવાનો છે. તે સિવાય આપને મારે જણાવવું જોઇએ કે આપણા રસ્તામાં ઝેરી કાંટારૂપ થઇ પડેલા મહેન્દ્રનો આપણે નાશ કરવો જોઇએ.



આ નદીના પ્રવાહ પાસે બે મનુષ્યો અન્સપન્સ કોઈ વાતમા મશગુલ જોવામા આવતા હતા

પૃષ્ઠ-૭૮

રાજસિહ— પણ તે હવે આ તરફ આવી શકે તેમ નથી, કારણ કે તેને તો આપણે ખાનગી કારાગૃહમા કેદ કરેલો છે

ગુલાબરાય—કુમાર ! આપ હજી તેને બરાબર ઓળખતા નથી એક વખત તો તે આપણા ભયકર કેદખાનામાથી નાસી છુટયો છે એટલે એ ખાનગી કારાગૃહમાથી નાસી જવાનુ કાર્ય તેને માટે મુશ્કેલ નથી ફરી જો તે નાસી જશે તો વેરનો બદલો વેરથી લેશે પ્રથમથીજ ઝેરી ઉગતા છોડને ચગદી નાખવો જોઈએ કે જેથી તે આગળ વધી શકે નહિ

રાજસિહ—એ બધુ ખરૂ, પણ હવે આપણે કરવુ શુ ?

ગુલાબરાય— ખુન

રાજસિહ—કોનુ ખુન ?

ગુલાબરાય—દુર્ભાગી મહેન્દ્રનુ

રાજસિહ—ના–ના ગુલાબરાય, એમ કરવુ મને ઉચિત લાગતુ નથી એક તો પ્રથમથીજ પિતાશ્રી મારા પર વહેમાયા છે અને વળી પાછી ખુન થયાની વાત તેમના જાણવામા આવે તો મારૂ શુ થાય ? તેમને અન્યાય બિલકુલ ગમતો નથી

ગુલાબરાય—કુમાર ! મહેન્દ્ર ઉપર દયા લાવી જાણી જોઇને આપ આપનુ અહિત કરો છો જયા સુધી મહેન્દ્ર જીવતો છે ત્યાં સુધી આપ મુક્તાને મેળવી શકશો નહિ માટે આપણે પ્રથમ દોલતસિહને મળી લઈ પછી કારાગૃહમા જઇ મહેન્દ્રનુ કાસળ કાઢી નાખીએ એજ ઉત્તમ છે

રાજસિહ—ગુલાબરાય ! હુ જે કાંઇ કહી ચુકયો છુ તે ઉપર પૂરતો વિચાર કરી જુઓ પિતાશ્રીની નજરમાં મહેન્દ્ર નિર્દોષ ઠર્યો હોય એમ તેમની ભાવના પરથી સમજાતુ હતુ ઠીક થયુ કે તે કારાગૃહમાંથી નાસી ગયો, નહિ તો જો ખરી બિના તે મહારાજને જણાવત તો આપણી શી દશા થાત ?

---

શ્રીમત તેનો લાભ લઈ શકે છે

ગુલાબરાય— રાજકુમાર ! આપ જો આમ ડરતા રહેશો તો પછી આપણાથી કંઇ કામ થઇ શકશે નહિ ખુન કયાં આપને કરવાનુ છે ? એ કામ હુ બજાવીશ

રાજસિંહ— ગુલાબરાય ! મારૂં તો એમ ધ્યાન પહોચે છે કે કોઇ બીજાનુ ખુન કરી એ ખુનનો આરોપ મહેન્દ્ર પર ઢોળવો પછી મહારાજા પાસે ખુની તરીકે હાજર કરી તેને પ્રાણવધની શિક્ષા અપાવવી એમ કરવાથી આપણુ કારસ્થાન કોઇના જાણવામાં આવશે નહિ

ગુલાબરાય— ભલે, જો આપની એવી ઇચ્છા હશે તો એમ કરીશુ, પણ આ કામમા મારે શાન્તાની મદદ લેવી પડશે ચન્દ્રપ્રભા હાલ આપનાથી નારાજ હોય તેમ જણાય છે માટે આ વાત ચન્દ્રપ્રભા પણ જાણવા ન પામે એ માટે સાવધાન રહેજો હુ અને શાન્તા મળી કોઇનુ કાસળ કાઢી નાખીશુ

આવી મસલત કરી બન્ને દોલતસિંહના ઘર તરફ રવાના થયા

વાચક ! શાન્તા કોણ છે તથા તેનો અને ગુલાબરાયનો મેળાપ કેવી રીતે થયો તે બધી વાત શાન્તાના જીવનવૃત્તાતમાં આગળ ઉપર જાણી શકાશે હાલ તો મહેન્દ્રના નામની માળા જપતી મુક્તા તથા તેમના પિતાશ્રી દોલતસિંહ તરફ આપણે નજર ફેરવી તેઓ શુ કરે છે એ જોઇએ

મુક્તા બગીચાના દરવાજા પાસે ઉભી રહી વિચાર કરતી હતી કે, "હવે મારે શુ કરવુ ? મહેન્દ્રકુમાર જ્યારથી ગયા છે ત્યારથી તેમનો કંઇ પત્તો નથી કે તેમનુ શુ થયુ ? કોણ જાણે કે એ નીચ રાજસિંહ એમને કયા લઈ ગયો હશે !"

મહેન્દ્રના ગયા પછી મુક્તા દુખમ જ પોતાના દિવસ ગુજારતી હતી તેની આખોમાંના આંસુ સુકાતાજ નહોતા દોલતસિંહે તેને આજ્ઞા કરી હતી કે, "આઠ દિવસમા જો તુ ખુશીથી રાજસિંહ સાથે લગ્ન નહિ કરે તો હુ બળાત્કારે લગ્ન કરાવી આપીશ" પુન મુક્તા વિચાર કરવા લાગી, "અરે !

જેણે મને પાળી પોષી મોટી કરી પૂર્ણ સુખમાં ઉછેરી છે તેજ પિતા શુ મને દુ ખની ભયકર ઉડી ખીણુમાં ફેકી દેશે ? પિતાશ્રી ! તમારી વૃદ્ધાવસ્થામાં તમને આ શુ સુજ્યુ ? કયા સ્વાર્થના લોભે તમારૂ કોમળ હૃદય પાષાણમય બની ગયુ છે ? કયા સ્વાર્થને માટે આ તમારી ગરીબ ગાય જેવી કન્યાને કસાઈની છુરી નીચે સોપી દેવા તૈયાર થયા છો ? પિતાશ્રી, તમારે આમ કરવુ ઉચિત નથી મારે માટે મહેન્દ્રકુમારને કેવા વિચાર આવતા હશે ? તે તો એમજ સમજતા હશે કે મુક્તા પોતાના પિતાના આશ્રયમા સુખથી દિવસો ગુજારતી હશે હુ અહી જે દુ ખ સહન કરૂ છુ તે મહેન્દ્ર શી રીતે જાણી શકે ? હવે તો આ સ્થાન છોડી જવુ એજ ઉત્તમ છે" પણ ફરી તેને વિચાર આવ્યો કે, 'હજી પણ એક વખત પિતાશ્રીને સમજાવુ મારા આસુથી તેમનુ હૃદય પીગળાવુ આમ છતા જો તેઓ પોતાના વિચારમા દઢ રહેશે તો મારો પણ એકજ નિશ્ચય છે કે જ્યાં સુધી આ દેહમાં જીવનનું અસ્તિત્વ હશે ત્યા સુધી મહેન્દ્ર સિવાય અન્યની ઇચ્છા હું નહિજ કરૂ ચાલ જીવ, પિતાશ્રીને પાયે પડુ બન્ને હસ્ત જોડી અરજ કરૂ કે, તમે દયાહીન ન થશો"

આમ વિચાર કરી મુક્તા દોલતસિંહ પાસે જઇ ઉભી રહી દોલતસિંહ પણ એજ વિચારમા હતો કે રાજસિંહનો પણ આજે છેલ્લો વાયદો છે, છતાં આ હઠીલી છોકરી માનતી નથી માટે શુ કરવુ ? તરતજ પાસે ઉભેલી મુક્તા તરફ તેણે નજર કરી મુક્તા નીચુ જોઇ ઉભી હતી

દોલતસિંહે કહ્યુ —"મુક્તા ! મારૂ કહેલુ ધ્યાનમાં આવ્યુ ? યાદ રાખજે કે આ બાબતમાં હવે વધારે દૂરાગ્રહ કરીશ તો પણ મારો નિશ્ચય ફરનાર નથી તારા સુખમાં દુ ખનુ બીજ રોપીશ નહિ મારી આજ્ઞા માન્ય કરવી એ તારી ફરજ છે"

મુક્તા—પિતાશ્રી, તમારી આજ્ઞા મે કદાપિ ઉથાપી નથી આ સિવાયની તમારી કોઇ પણ આજ્ઞાનો મે લોપ કર્યો નથ, છતાં તમે જ્યારે

---

લગ્નની વાત કરો છો ત્યારે મારૂં હૃદય ભરાઇ આવે છે હું બહુ દુઃખી થાઉં છું હું સમજી શકતી નથી કે તમે મારા પૂજ્ય પિતા હોવા છતાં મને એ નીચ રાજસિંહ સાથે લગ્ન કરવાની શા માટે આજ્ઞા કરો છો ?

દોલતસિંહ—તેમાં તું શું સમજે ? રાજકુમાર નીચ ! આ તું શું બોલી ? તેની સાથે લગ્ન કરી તું અપાર સુખની અધિકારિણી થઇ શકીશ

મુક્તા—પિતા ! તમે ભુલો છો, જો કે હું તમારી સમક્ષ બોલવા યોગ્ય નથી, છતા પણ જણાવું છું કે તમારા આશ્રયમાંજ રહી વૃદ્ધાવસ્થામાં તમારી સેવા કરી તમારો આશીર્વાદ મેળવી હું જે સુખ પામીશ તે બીજા કોઇ પણ પ્રકારથી નહિ પામું હું તમારે શરણું છું, તમે રક્ષક છો તમે મારા તરફ ક્રોધની નજરથી ન જોશો હું તમારે પગે પડી એજ માગું છું કે આજ પછી લગ્નની વાત મારી પાસે ન કરશો, પિતાજી તમે દયાહીન ન થશો

દયાહીન થશો ના દયાળુ પિતા બની ક્રૂર મને તલસાવો નહિ,
દુઃખી માત વિનાની હું બાળ ખરે, અહીં જોર તમે અજમાવો નહિ
છોરૂ કછોરૂ કદાપિ બને, પણ માતપિતા નહિ રોષ કરે,
કરી લગ્નની વાત સતાવો નહિ, અહીં જોર તમે અજમાવો નહિ
જનક રાજાએ સભા ભરી, સ્વયંવરથી સીતા રામ વરી,
એ ક્ષત્રિય ધર્મ લજાવો નહિ, અહીં જોર તમે અજમાવો નહિ
ન મુખે કદિ ગાય ઉચ્ચાર કરે, પણ નયનોથી આંસુઓ ખૂબ ભરે,
બની ક્રુર છુરીને ચલાવો નહિ, અહીં જોર તમે અજમાવો નહિ

દોલતસિંહ—મુક્તા ! તું તો ગાંડી છે જો લગ્ન નહિ કરે તો આમ કુંવારી ક્યાં સુધી રહીશ ?

મુક્તા—હું જીવનપર્યંત કુંવારીજ રહીશ

દોલતસિંહ—શું તું મીરાંબાઈ થવા માંગે છે ?

મુક્તા—જી, હા

દોલતસિંહ—ના, તેમ નહિજ બને લગ્ન તો કરવાંજ પડશે, કારણ કે મે રાજસિંહને વચન આપેલુ છે

મુક્તા—વચન? પિતાશ્રી શાનુ વચન? કસાઈની છરી નીચે ગાયનુ ગળુ કાપવાનુ વચન? અમૃતમાં ઝેર ભેળવવાનુ વચન? પોતાનીજ પુત્રીનો ભવ બગાડવાનુ વચન? ના—ના, પિતાશ્રી, એ વચન તો તમારે ફેરવવુ જ પડશે અરે! દયાની ખાતર, તમારી આ રંક બાળકીને ખાતર, તમારે વચનથી ખડિત થવુ જ પડશે

દોલતસિંહ—છોકરી, હુ જેમ જેમ સહન કરતો જાઉ છુ તેમ તેમ તુ વધારે ઉદ્ધત બનતી જાય છે મારૂ આપેલુ વચન કદાપિ મિથ્યા થતુ નથી, એ શુ તુ નથી જાણતી? લગ્ન તો તારે રજસિંહ સાથે કરવાંજ પડશે

મુક્તા—ના પિતાશ્રી, એમ તો નહિજ બને એ કર્મચડાળ, નરાધમ રાજસિંહ સાથે મારા લગ્ન કરી હુ મારો ભવ બગાડીશ નહિ પિતા! આપ જો મારૂ સહજ ભલુ ઇચ્છતા હો, અરે તમને મારા પર દયા હોય, લાગણી હોય, અરે! મારા તરફની તમારી ફરજનુ તમને ખ્યાન હોય તો તમારે તમારા વચનને તોડવુજ પડશે હુ તમારે શરણે છુ શરણાગતનો તિરસ્કાર ન કરશો. મને નિરાધારને દુખના દાવાનળમાં ન ધકેલી દેશો

દોલતસિંહ—નાદાન છોકરી, શુ હુ મારૂ આપેલુ વચન તોડી નાખુ? જબાનમાથી બોલેલા બોલ શુ પાછા ખેચી લઉ? તે તો પ્રાણાંતે પણ નહિજ બને હુ મારૂ વચન મારા દેહની છેલ્લી ઘડી સુધી પણ પાળીશ માટે હજી ચેતાવુ છુ કે તુ તારો વિચાર ફેરવ રાજસિંહના દરજ્જાનો કઇક ખ્યાલ કર તેને ત્યાં તને શી વાતની ખામી જણાય છે? શુ તુ ત્યાં દુખી થશે?

મુક્તા—હા, પિતાશ્રી, હુ ખાત્રીપૂર્વક કહુ છુ કે રાજસિંહને ત્યાં સુખની છાયા સુદ્ધા નથી રાજસિંહના ચરિત્રને તમે જાણતાજ નથી. મને

---

ઠક્કર લખમસંનું નામ ટોપીના પાયોનીયર વેપારી તરીકે પ્રસિદ્ધ છે

સુખી જોઈ તમે સુખી થવા ઇચ્છતા હો તો મને નરકની ભય કર ઉંડી ખીણમાં ફેંકી ન દેશો તમારે ત્યા સુકકો રોટલો ખાઇ હુ જે સુખ ભોગવીશ તે સુખ રાજસિંહની રાજધાનીમા પણ હુ નહિ મેળવી શકુ અરે પિતા ! પૂજ્ય-પિતા ! પ્રભુને ખાતર મારૂ કહેવુ માનો

દોલતસિંહ—તેમ નહિજ બને મારૂ વચન જાય તો સ્વર્ગમાંથી પૂર્વજો પણ મારા પર ફિટકારનો વરસાદ વરસાવે તથા ઇશ્વર મને નરકનો અધિકારી બનાવે

મુક્તા—ન બોલો, પિતા આમ ન બોલો રાજસિંહ સાથેનાં મારા લગ્ન અટકાવશો તો તમે પુણ્યનુ કામ કર્યુ ગણાશે પૂર્વજો ધીટકાર નહિ પણ આશીર્વાદનો વરસાદ વરસાવશે આ કસાઇની છુરી નીચેથી ગાયને છોડાવવી એ કાંઇ સામાન્ય પુણ્ય નથી હુ અંત કરણથી તમને આશીર્વાદ આપીશ પ્રભુ ! સ્વર્ગમા પણ તમને શ્રેષ્ઠ સુખ આપશે

દોલતસિંહ—હુ તારો આશીર્વાદ નથી ઇચ્છતો, મારો તો એજ નિશ્ચય છે કે રાજસિંહ સાથે તારાં લગ્ન કરી તને સુખી કરવી

મુક્તા—તે તો જીવ જતા પણ નહિ બને નેવનાં નીર કદી મોભે નહિ ચઢે, સૂર્ય આકાશનો ત્યાગ કરી પૃથ્વી ઉપર ધૂળ ચાટનો નહિજ થાય

દોલતસિંહ— શુ તુ મારી આજ્ઞાનુ ઉલ્લઘન કરીશ ?

મુક્તા—નિરૂપાયે મારે તેમ કરવુજ પડશે આજ દિવસ સુધી મેં તમારી આજ્ઞા ઉથાપી નથી તમારા બોલ અત્યાર સુધી પુષ્પની માફક હુ મારા હૃદયમા ઝીલી લેતી હતી તે વખતના તમારા બોલ પુષ્પથી પણ વધારે પ્રિય હતા, અત્યારના તમારા બોલ અગ્નિકણાની માફક મ્હારા સમસ્ત અંતરાત્માને બાળી ભસ્મીભૂત કરે છે તે બોલ દયાના હતા, હવેના બોલ ક્રૂરતાના છે તે બોલમા અમીમય ઝરણ ઝરતા હતા, અત્યારના બોલમાં ઝેર વર્ષે છે તે

બોલ સ્વર્ગના શિખર પર બેસાડનાર હતા અત્યારના બોલ નરકની ઉંડી ખીણમાં ફેંકી દેનારા છે

દોલતસિંહ—ઉદ્ધત છોકરી બોલતી બંધ થા શું તારા મુર્ખતાભર્યા દુરાગ્રહથી હુ મારી પ્રતિજ્ઞા તોડી નાખું ?

મુક્તા—પ્રતિજ્ઞા ? પિતાશ્રી, શાની પ્રતિજ્ઞા ? અરે ! પોતાની પુત્રીને નરકની ઉંડી ખીણમા ફેંકી દેવાની પ્રતિજ્ઞા ? અરે ! દૂધ દેનારી પવિત્ર માતાને કસાઈના છુરા નીચે હલાલ કરાવવાની પ્રતિજ્ઞા ? શરમાઓ ! શરમાઓ ! પિતાજી, શરમાઓ ! કયા રાજ્યના લોભે તમે આવી પ્રતિજ્ઞા કરી છે ? કયી જાહોજલાલી ભોગવવા ખાતર તમે નરકની ખાણમા કૂદી પડવાની પ્રતિજ્ઞા કરી છે ? અરે ! કઇ લાલચની ખાતર, મારી નામરજી છતા રાજસિંહ સાથે મારા લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરી છે ? જો તમારી છેવટ સુધીની એજ પ્રતિજ્ઞા છે તો મારી પણ પ્રતિજ્ઞા આજે સાભળો કે, જ્યા સુધી ચંદ્ર સૂર્ય પ્રકાશમાન છે, સમુદ્ર માઝામા છે, હિમાલય અડગ છે તેમજ મારા શરીરમાં રૂધિરનુ એક પણ ટીપુ છે ત્યાં સુધી આ હૃદયમાં મહેન્દ્ર સિવાય બીજો કોઇ પણ પુરૂષ સ્થાન લઇ શકશે નહિ

દોલતસિંહ—નાદાન છોકરી, બોલતી બંધ થા ! જીભને એકદમ અટકાવી દે અરે ! મારે ત્યાં એંઠા ટુકડા ખાઇ ઉછરેલા ભીખારી મહેન્દ્રને તુ ચ્હાય છે ?

મુક્તા—મહેન્દ્ર ભીખારી નહિ, પણ નરકેશરી, એકવચની, ધર્મપ્રિય છે તે તમારા એક વચનને ખાતર સદાનુ તમારૂ ઘર તજી ભરકર પહાડોમાં અદ્દશ્ય થયો છે પિતાશ્રી, તમે જે વખતે તેને ચાલ્યા જવાની રજા આપી તે વખતે તેનું નિર્દોષ મુખ, તેની પવિત્રતા, તેના કરૂણાપૂર્ણ શબ્દ તથા તેની નિર્દોષ આખમાંથી જે આંસુની ધાર વહેતી હતી તે મને સઘળુ પળે પળે યાદ આવે છે છતા તમને તેના પર જરા પણ દયા ન આવી ત્યારથીજ હુ

---

સમજતી હતી કે, તમારા દેહમાં કોઈ પણ જાતનો સ્વાર્થનો કીડો પેદા થયો છે આજે હુ બરાબર સમજી શકી છુ, કે મારા લગ્ન રાજસિંહ સાથે કરવામા તમારા મનમા રાજ્યલોભનો ભયકર સ્વાર્થ સમાયો છે પિતાશ્રી, વિચાર કરો કે અતકાળે તમે કયી જાહોજલાલી સાથે ઉચકી જશો? અરે! તેના જેવા નિર્માલ્ય રાજાઓ સાથે સબધ બાધી કયી સત્તા મેળવવાની તમે ઇચ્છા કરી છે? છોડી દો–છોડી દો, પિતાશ્રી, પાપકર્મ કરી ભયકર પાપના ભાગીદાર થવાની ઇચ્છા છોડી દો કયા છે–કયા છે? હિદ ભૂમિનુ ગૌરવ વધારનારા ધાર્મિક પ્રજાવત્સલ, સ્વધર્મશીલ કર્ત્તવ્યપરાયણ રાજાઓ હાલ કયા છે? જેનામા ધર્મનુ પાલન કરવાની શક્તિ નથી, જેનામાં ઇન્સાફ આપવાની સત્તા નથી, જેનામા કન્યાવિક્રય બધ કરવાની હિમત નથી, જેનામાં પવિત્ર ગૌમાતાનુ રક્ષણ કરવાની શક્તિ નથી તેને કોણ રાજા કહી શકે તેમ છે? ઉઠો, ચેતો, જાગો, અરે! હિદના ક્ષત્રિય રાજાઓ! તમારી ભયકર કુભકર્ણની નિદ્રામાથી જાગો, તમારી મોહાધ મસ્તીને છોડી દો, તમારૂ તેજ હરાઈ ગયુ છે, તમારૂ ગૌરવ ખડિત થયુ છે, તમારૂ આત્મબળ નાશ પામ્યુ છે, તમારૂ શૂરાતન છુપાઈ ગયુ છે અરે! જે હિદના સિહાસન પર ધર્મધુરધર ન્યાયી રાજાઓ વિરાજતા હતા તેજ સિહાસન પર હવે ધર્મના શત્રુ, ન્યાયના ખુની, લક્ષ્મીના લોભી અને હિદના ન્યાયતત્વને કલક લગાડનાર ઘણા નૃપતિઓ હાલ જોવામા આવે છે જે હિદુસ્તાનના ભવ્ય પ્રભાવશાળી આત્મા પાસે વિદેશના તમામ રાજાઓ પોતાનાં મસ્તક નમાવતા હતા તેજ હિદના રાજાઓ પોતાના પ્રાચીન ક્ષત્રિયધર્મને ભુલી જઇ પોતાના પૂર્વજોની આબરૂને અધર્મી કર્મોથી દોષિત કરી રહ્યા છે, છતા પણ હિદના રાજાઓની હજુ આખ ખુલતી નથી પહેલા જે શરીર પર તલવારો, ભાલા, ઢાલ, કટારો લટકતી હતી તેજ શરીર પર અત્યારે સુદર વસ્ત્રાભુષણ ધારણ કરવામાં આવે છે પહેલાં એક પણ ગોવધ થતાં પ્રજાઓની તલવાર મ્યાનમાથી બહાર ખેચાતી હતી તે જગ્યાએ અત્યારે

---

થોડે નફે બહોળો વેપાર એ ઠક્કર મધુસૂદનની ઉમદા વલણ છે

લાકડી ઉગામવાની પણ શક્તિ રહી નથી પહેલાં જે હિંદભૂમિ પોતાના શૌર્ય વીર્યથી, જ્ઞાનવિજ્ઞાનથી, કળાહુન્નરથી તથા ઉદાર ધર્મજ્યોતિથી જગતમાં ઝળહળી રહી હતી તેજ પુણ્યભૂમિ આ સમયે એક અનાથિની વિધવાની માફક હૃદયવિદારક રૂદન કરે છે

દોલતસિંહ—નાદાન છોકરી, રાજખટપટની બાબતમા તુ શુ સમજે ? આજે તારા અપમાનભરેલા વચન સાંભળી હું મારા હૃદયમા દુખી થાઉ છુ મારી દયાનો તે આજે આવો ઉપયોગ કર્યો ? હુ નહોતો ધારતો કે તુ મારી પુત્રી થઈ મારા શત્રુની ગરજ સારશે હુ તારા અભિમાનનો બદલો આજે બરાબર આપીશ.

આમ કહી દોલતસિંહ અત્યત ક્રોધના આવેશમા બહાર ચાલ્યો ગયો એટલામા રાજસિંહ તથા ગુલાબરાય સામેથી આવતા જણાયા ત્રણે બગીચામા બેઠા

ગુલાબરાય—કેમ દોલતસિંહ ! આજે ઉદાસ જણાઓ છો ?

દોલતસિંહ—મારી દુરાગ્રહી કન્યા કોઇ પણ રીતે માનતી નથી તેથીજ મને દુખ થાય છે

ગુલાબરાય—શુ તમારૂ કહેવુ પણ તે માનતી નથી ?

દોલતસિંહ—અરે ! લગ્નની વાત સાભળવામા આવતાની સાથેજ તે સિંહણની માફક છ છેડાઈ મારી સામે થાય છે

ગુલાબરાય—દોલતસિંહ ! તમે જાણો છો કે રાજસિંહ તમારા માનની ખાતર કેટલી વાર અહીથી પાછા ફર્યા છે ? વળી આજનો તમારો છેલ્લો વાયદો છે, છતા તમે સ્પષ્ટ ઉત્તર આપતા નથી એ વ્યાજબી કહેવાય નહિ એક મોટા રાજ્યના કુમાર, તમારા જેવા ગરીબની પુત્રિની ઇચ્છા કરે અને તમે આમ બ્હાના બતાવો તે યોગ્ય નથી તમે જાણો છો કે રાજકુમારે મોટા મોટા રાજ્યના માગા તમારા વચનને ખાતર પાછાં ફેરવ્યા છે આજે

---

ઠક્કર બધર્સની શો રૂમમાથી ટોપી ખરીદવી એ એક જાતની મોજ છે

રાજસિંહ જો અહીથી એમને એમ પાછા જશે તો પછી તમે કયી સ્થિતિમા મુકાશો તે હુ કહી શકતો નથી રાજસિંહ તખ્તનશીન થયા પછી દશબાર ગામની જાગીર તમને આપવાનુ તેમણે વચન આપ્યુ છે તે યાદ કરો હુ તો તમારા ભલાને માટે કહુ છુ પછી જેવી તમારી મરજી

દોલતસિંહ—એ વિચાર રોજ મારા હૃદયમા રમી રહ્યો છે, પણ કરવુ શુ ? મુક્તા કોઇ વાતે લગ્નની હા ભણતી નથી ત્યાં શો ઉપાય ? છતા હવે રાજકુમારને યોગ્ય લાગે તેમ કરે મે મુક્તાને સમજાવવામા કઇ પણ બાકી રાખ્યુ નથી તે ઉદ્ધત છોકરીએ તો મને આજે ઘણા અપમાનભરેલા શબ્દો સભળાવી દીધા છે મારૂ મન અત્યારે સ્થિર નથી હમણાં હુ શિકાર પર જાઉં છુ મુકતા રાજસિંહને સોંપી તેને સમજાવવાની હુ તેમને તક આપુ છુ

એટલુ કહી દોલતસિંહ શિકાર પર રવાના થયો મુક્તાને એકાતમા મળવાનો પ્રસગ પ્રાપ્ત થવાથી રાજસિંહ મનમા આનદ માનવા લાગ્યો તેણે વિચાર્યુ, "આજે ખુલ્લા દિલથી મુક્તા સાથે પ્રેમની વાતો થઇ શકશે" ગુલાબરાય પણ એજ વિચારમા હતો કે, "આજે રાજસિંહને એકાન્ત આપવી જરૂરની છે" જેથી તે પણ તરતજ બહાર ચાલ્યો ગયો

રાજસિંહ પોતાના મનમાં તર્કવિતર્ક કરતો હતો કે, "શુ મુક્તા મારૂ કહેવુ નહિ માને ? શુ મારા રાજવૈભવના સુખની આશા તે નહિ કરે ? શુ મને તે નહિ ચ્હાય ? શા માટે મને નહિ ચ્હાય ? મારામાં શી બાતની ખામી છે ? ચાલ, પ્રથમ હુ તેને સમજાવુ, છતા નહિ સમજે તો કેદ કરી હુ બળાત્કારે તેને મારી સાથે લઇ જઇશ"

આમ વિચાર કરી રાજસિંહે તરતજ ઘરમા પ્રવેશ કર્યો આ વખતે મુક્તા દિવાલ પર માથુ ટેકવી ઉભી હતી તેના મનમા એવા વિચાર આવતા હતા કે, "હવે મારે શુ કરવુ ? નીચ રાજસિંહ અત્રે આવી પહોંચ્યો છે જરૂર આજે તે મારા ઉપર નિર્દયતાથી જુલમ ગુજારશે હવે હુ કયા જાઉં ? કોનો આશ્રય લઉં ? પિતા જાણી જોઈ જ્યારે પુત્રિનો શિકાર કરે ત્યારે કોની

મદદ લેવી ? હવે આ સ્થાન મારા માટે દુ ખ રૂપ છે અહીં રહેવુ મારે માટે સલામતીભરેલુ નથી ચાલ જીવ, પાછળના દરવાજેથી નાસી જાઉ "

આમ વિચાર કરી મુક્તા બ્હાર જવા લાગી એટલામાં તેણે પોતાની સ્હામે રાજસિંહને ઉભેલો જોયો તેને જોતાંજ મુક્તા ગભરાઈ ગઈ અને નીચુ જોઇ ઉભી રહી

રાજસિંહે કહ્યુ --"મુક્તા મારા સામુ જો હું કોણ છુ ? મને જોઇ તારે રાજી થવુ જોઇએ તેને બદલે નીસાસા નાખતી નીચુ શા માટે જોઇ રહી છે ? વ્હાલી, હુ તને સુખી કરીશ મારે ત્યા તુ જે સુખ ભોગવીશ તે સુખ બીજે કયાય પણ તને મળી શકશે નહિ મારી સત્તાનો ખ્યાલ કર અને સ્નેહભીની નજરથી મારા મુખ તરફ જો તારા દેવ દુર્લભ મનમોહક સૌંદર્યે મને દિવાનો બનાવી દીધો છે

> સૌન્દર્યપૂજક દિલ દિવાનુ, પ્રેમદા આ થઈ ગયુ,
> મનમોહના માશુક વિના, આ હૃદય સૂનુ થઈ રહ્યું
> હુ ઇશ્કઘેલો છુ દિવાનો, ત્હારા મનોહર રૂપ પર,
> જોતા પ્રતિમા લાગતા, આ જીગરમા શા કામસર!
> થાઉ ફના તો છો ભલે, લાવુ તને સહવાસમા,
> તુજ પ્યાર મેળવવા પ્રિયા ! કરૂ એક જમી ને આસમાં

માટે સુંદરિ ! હું કોણ છુ તે સમજીને વાત કર "

મુક્તા--કુમાર ! તમે મોટા રાજ્યના માલિક છો એ હું સારી રીતે સમજુ છુ, પણ મારો ધર્મ એ વાત સમજી શકતો નથી તમારી જાહોજલાલી હું જોઇ શકુ છુ, પણ મારો ધર્મ એ જોઈ શકતો નથી તમારો રસ્તો જુદો છે અને મારો રસ્તો જુદો છે, સિંહણનો અને હાથીનો મેળાપ કયાંય સાભળ્યો છે ? મારી આશા તમે છોડી દો હુ પ્રાણાતે પણ તમને ચ્હાઇ શકુ તેમ નથી મારા અને તમારા રસ્તામા વજ્રમય લોખંડની દિવાલો બંધાઇ ગઈ છે, તે કદી પણ તૂટે તેમ નથી તમને હુ કરગરીને કહુ છુ કે મારો પીછો છોડી દો, હુ નિરાધાર છુ, મને વિશેષ ના સતાવો

રાજસિંહ--મુક્તા ! તુ શુ નિરાધાર છે ? ના-ના, હવે તો તુ એક વિશાળ રાજ્યની ભવિષ્યની રાણી છે

મુક્તા--મારે રાજરાણી થવુ જ નથી રાજસિંહ ! માનમા રહો તમારો ક્ષત્રિય ધર્મ યાદ કરો તમે તો પ્રજાના રક્ષક કહેવાઓ છો, પિતા કહેવાઓ છો જ્યારે પિતા જ પુત્રીપર ખરાબ નજર કરે, ત્યારે દુનિયામા બાકી શુ રહે ?

રાજસિંહ—મુક્તા ! હુ તારી પાસે ધર્મનો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. તારા પિતા પોતાની મરજીથીજ મને તારો હાથ સોંપવા ઇચ્છે છે મારી ખુશીમાં આવે તેમ તારા તરફ વર્તવાનો મને સપૂર્ણ અધિકાર છે

મુક્તા--રાજકુમાર ! તમે ભુલો છો તમારી ખુશી તમારા રાજ્યમાજ અજમાવો અહીં તમારી ખુશી નાખુશી કામ નહિ આવે હુ મારા નિશ્ચય ઉપર પ્રાણાંતપર્યંત દૃઢ રહીશ

રાજસિંહ—મુક્તા ! હઠીલી ન થા આવ મને ભેટ મારી આજ્ઞાને શરણે થા મારા બોલને ઝીલી લે તારૂ હૃદય મારા હૃદય સાથે જોડી સુખી થા.

મુક્તા—રાજસિંહ ! હજી પણ ફરીથી કહુ છુ કે માનમા રહો. તમારા મુખમાથી નીકળતા ઝેરી બોલને અટકાવો જો કે હુ નિરાધાર છુ, છતા પણ મારૂ શીયળ સાચવવાની મારામા શક્તિ છે મારા તરફ સઘળી માનવજાત દયાહીન બની છે તો મારો આધાર એક પરમાત્મા પર રાખીશ તમે સત્વર અહીંથી ચાલ્યા જાઓ તમને જોઈ મારા શરીરમાં આગના સોલા સળગી રહ્યા છે મને સતાવ્યા સિવાય આ સ્થાન છોડી ચાલ્યા જાઓ જુઓ, મ્હારો નિશ્ચય સાંભળો,

> આકાશમા રવિ એક છે ને સિંહની ગતિ એક છે,
> છે વચન નરનુ એક, તેમજ નારની રતિ એક છે
> વિશ્વાસ મારો એક છે, કિરતાર મારો એક છે,
> તેવીજ રીતે નારનો સસારમાં પતિ એક છે
> નારી સતી ધનમાલની પરવા જરી કરતી નથી,
> જે વરી એકજ નાથને તે અન્યને વરતી નથી

---

રાજસિંહ—અરે દિવાની બાળા ! જેમ જેમ તને હુ પ્રેમથી બોલાવુ છુ તેમ તેમ તુ વધારે દુરાગ્રહી થાય છે હવે હુ આજ તને સાફ જણાવુ છુ, કે આજે તારે મારી સાથે લગ્ન કરવાં પડશે જો સીધી રીતે નહિ માને તો જબરદસ્તીથી અવશ્ય આજે તારે મને ભેટવુ જ પડશે આવ, પ્રિયા ! આવ, મને ભેટી મારા જખમી થયેલા હૃદયને શાન્તિ આપ મુક્તા ! હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે આજ પછી તારા સિવાય બીજી કોઈ પણ સુંદરીને હુ ચ્હાઇશ નહિ મારા પર વિશ્વાસ રાખ હુ તને અતુલનીય વૈભવવિલાસમા રાખીશ

મુક્તા--રાજકુમાર ! શા માટે હઠ કરો છો ? મારી આશા તમે તો શુ પણ દેવ કે દાનવ પણ હવે કરી શકે તેમ નથી કારણ મે મારૂ હૃદય અમૂલ્ય કિંમતે વેચી નાખ્યુ છે મારા હૃદય પર મારો હવે હક્ક નથી મારૂ હૃદય મે એ કિંમતમાં વેચ્યુ છે કે જે કિંમત તમારી રાજ્યધાનીમા તો શુ પણ સ્વર્ગમાં વસતા દેવો પાસે પણ નથી

રાજસિંહ--તારા વેચાયલા હૃદયનો માલિક શુ મારા કરતાં પણ અમીર છે ?

મુક્તા--અમીર નહિ, પણ ભીખારી ફકીર છે, ફકીર છે, છતા અમીરનો પણ અમીર છે

રાજસિંહ--તે કોણ છે ?

મુક્તા--મહેન્દ્રકુમાર જેના ઉપર તમોએ દુ ખના ડુંગરો તોડી પાડ્યા છે એ મહેન્દ્રકુમારજ મ્હારા પ્રિયતમ છે મ્હારા તનમનના માલિક છે તેમના શુદ્ધ અમૃતમય પ્રેમ આગળ તમારા સ્વાર્થી પ્રેમની કિંમત હુ એક કોડીની પણ આંકી શકતી નથી તમે રાજકુમાર છો, છતાં પણ એ મસ્તફકીર મહેન્દ્રકુમારના જોડા ઉપાડવા યોગ્ય પણ તમને હુ લેખતી નથી

રાજસિંહ—શુ એ ભીખારી મહેન્દ્રને તુ ચ્હાય છે ?

મુક્તા—એ ભીખારી નથી તેમની પાસે પ્રેમનો અમૂલ્ય ખજાનો છે

રાજસિંહ--મુક્તા ! આગમાં ઘી હોમાય છે શું કરૂં ? મને તારા પર દયા આવે છે, નહિ તો હમણાંજ તને બતાવી આપત કે આ અપમાનનો બદલો કેવો મળે છે ?

મુક્તા--હવસના ગુલામ ! ત્હારા જેવા વિષયથી અંધ બનેલા કાણ્ડ-જ્ઞાનશૂન્ય રાક્ષસી રાજાના દિલમાં દયા હોય શાની ? દયા શી ચીજ છે તે તું જાણે છે ? દયા નામ ઉચ્ચારવાનો તને હક્ક શો છે ?

રાજસિંહ--હું બીજી વાત સાંભળવા નથી ઇચ્છતો. હું એકજ વાત ઇચ્છું છું કે મારી સત્તાને આધીન તારે થવુંજ પડશે આ ઘર તજી તારે સદાને માટે મારે ત્યાં રહેવુંજ પડશે

મુક્તા--પ્રાણાંતે પણ હું તારી આ દુરાકાંક્ષા--પાપી ઇચ્છા પૂર્ણ નહિ થવા દઉં

રાજસિંહ--ગાર્વિષ્ટ બાળા ! જોઈ લે કે હવે તારા કેવા હાલ થાય છે ! જે મહેન્દ્રને તું ચ્હાય છે તે મહેન્દ્રને કાલે સૂર્યાસ્ત થતાં પહેલાં તારી નજરની સામે આ દુનિયામાંથી સદાને માટે વિદાય કરી દઇશ મેં દયાની ખાતર તેને કારાગૃહમાં જીવતો પૂરી રાખ્યો છે, પણ હવે તો તારી સામે તેનું મસ્તક ધડથી જુદું કરી નાખી ઠોકરે ઉડાવવામાં આવશે

મુક્તા--શું મ્હારા પ્રિયતમ તારા કારાગૃહમાં છે ? પ્રભુ ! પ્રભુ ! આ હું શું સાંભળું છું ? શું મારા પ્રિયતમ શત્રુની છાયામાં ? શું સિંહ શીયાળના બંદીખાનામાં ?

રાજસિંહ--હા, તે મારા કારાગૃહમાં છે અને તને પણ અત્યારે ત્યાંજ લઇ જવામાં આવશે. તારી સામે તેની ગરદન કાપી હું તને ભેટ આપીશ

એટલું કહી રાજકુમાર બહાર ગયો બહાર ઉભેલા ગુલાબરાય તથા સિપાહીઓને બોલાવી મુક્તાને બાંધી સાથે લેવાની તેણે આજ્ઞા કરી.

---

ઠક્કર બધર્સની ટોપીએ પંજાબમાં પણ પુરતા પ્રમાણમાં પ્રવેશ કર્યો છે.

બહાદુર મુક્તા ઊંડા વિચારમા પડી ગઇ હવે શુ કરવુ એ તે વિચારવા લાગી "શુ મહેન્દ્ર કારાગૃહમાજ હશે? મારા પ્રિયતમ કેટલુ બધુ દુખ સહન કરતા હશે? પ્રાણેશ્વર! હુ તમારી પાસે આવીશ તમારો દેહ પડતા મારા દેહને તેની સાથે મેળવી દઇશ આ અવતાર આપણે માટે દુખમય બની રહ્યો છે તો પરમાત્માના ધામમા જવુ એ બન્નેને માટે યોગ્ય છે અરે! આપણ બંને નિરાધાર થયા મારે તો તમારો આશ્રય છે પણ તમને તો પરમાત્મા સિવાય કોઇનો આશ્રય નથી"

ગુલાબરાય સિપાહીને લઈ ઘરમા દાખલ થયો ને મુક્તા તરફ આગળી કરી કહેવા લાગ્યો –"સિપાહીઓ! આ છોકરીને આપણી સાથે લઇ ચાલો."
સિપાહીઓ આગળ વધવા જતા હતા એટલે મુક્તા બોલી –' ખબરદાર! જો એક પણ પગલુ આગળ ભર્યું છે તો! હુ ખુશીથી તમારી સાથે આવુ છુ હવે સકળ સ્થાન મારે મન સરખા છે અહી રહેવા કરતાં તો ત્યા આવવામાંજ લાભ છે, કે જેથી હુ મારા પ્રિયતમના દર્શન કરી શકુ"

એટલુ કહી મુક્તા ઘરમાંથી બ્હાર નીકળી

રાજસિંહ પણ વિચાર કરવા લાગ્યો —"મુક્તા હવે સમજી ગઇ જણાય છે!" પણ એ મૂર્ખને શી ખબર કે મુક્તા તો મહેન્દ્રના દર્શન કરવા માટેજ તેની સાથે જતી હતી સર્વ બ્હાર જઈ ઘોડા પર સ્વાર થઇ ચંદ્રપ્રભાના ઘર તરફ રવાના થયા



## પ્રકરણ ૧૦ મુ

### છછેડાયેલી ઝેરી નાગણ

तुष्यन्ति भोजने विप्रा मयुरा घन गर्जिते ।
साधवः पर सपत्तौ खलाः पर विपत्तिषु ॥

ભોજન વેળાએ બ્રાહ્મણ સતુષ્ટ થાય છે, વર્ષાદની ગર્જના સાંભળી મોર આનંદમાં ડોલે છે, બીજાને સુખ તથા સપત્તિ મળતી જોઈ સત પુરૂષ પ્રસન્ન થાય છે પણ દુષ્ટ પુરૂષ તો બીજાને દુખી થતા જોઇ આનદ પામે છે

" જગ સુખી પોતે સુખી નિજ અતરે જે ન્હાય છે
પર જન તણુ હિત જોઇને, જે હૃદયમાં હરખાય છે,
સાધુ પુરૂષ તો તેજ છે, જે જીવહિત ધ્યાને ધરે,
ક્રૂર પાપી તેને જાણવા નિર્દોષના જીવ જે હરે '

આવળને તોડવાથી કાટા વાગે છે, પણ ગુલાબ પુષ્પ તોડવાથી સુગધ આવે છે મોટા થયા તેથી શુ ? તાડનુ વૃક્ષ લબાઇમા ઘણુ મોટુ ગણાય છે, છતા તે શીતળ છાયા આપતુ નથી સજ્જન પુરૂષો ગુલાબ જેવા છે, દુષ્ટ પુરૂષો બાવળ જેવા છે, દ્રૌપદીના વસ્ત્ર ખેચાતાં જોઇ દુશાસન તથા દુર્યોધન હરખાયા, પણ ભીષ્મ તથા વિદુર દુભાયા સ્વાથમા અધ બનેલા મનુષ્યો સારા અને નરસાનો ભેદ ભૂલી જઇ ફક્ત ક્ષણિક સુખ માટે એવા દગાબાજ અને ભયકર પાપ કર્મો કરે છે કે જેની હકીકત સાભળતા હૃદયમાથી હાયની બૂમ અનાયાસે નીકળી પડે છે

સૂર્યાસ્ત થવાની તૈયારી હતી એવામા રાજસિંહની સ્વારી ચદ્રપ્રભાના નિવાસસ્થળ નિકટ જઇ પહોચી તેણે ચદ્રપ્રભાનુ સગીત સાંભળ્યુ હતુ, જેથી તેને સશય ઉપજ્યો કે ચદ્રપ્રભાએ કોનુ દિલ રજન કરવા સગીત

---

લલકાર્યું હશે ? ચંદ્રપ્રભાએ આ વખતે બારીમાં જોયું તો રાજસિંહ આવતો જણાયો હજી સુધી મહેન્દ્ર શુદ્ધિમાં ન હતો માટે ચંદ્રપ્રભા તેને ઉઠાડવા લાગી અને બોલી કે, "ઉઠો, મહેન્દ્રકુમાર ! ઉઠો તમારો શત્રુ અહીં આવતો જણાય છે તમે શુદ્ધિમાં આવો અને સત્વર કોઈ સ્થળે છુપાઈ જાઓ આ સમય લેશ માત્ર ઢીલ કરવાનો નથી તમારો જીવ જોખમમાં ન આવે માટે હું તમોને સોગન આપી કહું છું કે એક પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં જલ્દી અંદર ચાલ્યા જાઓ" મહેન્દ્ર હવે શુદ્ધિમા આવ્યો હતો. ચંદ્રપ્રભાએ તેને ઘણું સમજાવ્યો, છતા તે ત્યાથી બિલકુલ ખસ્યો નહિ એટલામા રાજસિંહની સ્વારી ચંદ્રપ્રભાના ઘર પાસે આવી પહોંચી ચંદ્રપ્રભાએ બારી પાસેથી બરાબર જોયું તો તેણે રાજસિંહની સાથે એક રાજકુંવરી જોઈ તેણે વિચાર્યું, "રાજસિંહ શા માટે તેને અહીં લાવ્યો હશે ? હા-હા, હું સમજી મને તે અહીં જેમ ફસાવીને લાવ્યો છે તેમ તેને પણ લાવ્યો હશે ! મને મહારાણી બનાવવાની અનેક આશાઓ આપી લુચ્ચાઈથી અહીં લાવ્યો છે તેમ તેને પણ લાવેલો હોવો જોઈએ" પુન તે નિરખીને જોવા લાગી તો રાજસિંહ કારાગૃહ તરફ જતો જણાયો ચંદ્રપ્રભા વિચાર કરવા લાગી, "કોણ જાણે એ નીચ કામાંધે કેટલીયે રાજકુંવરીઓના ભવ બગાડ્યા હશે ? ! તેની વિષયલંપટતા અમર્યાદિત છે હવે હું પણ તેને બરાબર બતાવી આપીશ કે નિર્દોષ સ્ત્રીઓને કલંકિત કરવાથી કેટલું બધું દુઃખ સહન કરવું પડે છે !"

થોડી વારમા રાજસિંહ કારાગૃહ પાસે જઈ પહોંચ્યો તો મહેન્દ્ર ત્યાં જોવામા આવ્યો નહિ વળી પહેરા ઉપરના સિપાહીઓ પણ દેખાતા ન હતા, જેથી રાજસિંહ ગુલાબરાય પ્રત્યે કહેવા લાગ્યો—"ગુલાબરાય ! મહેન્દ્ર નાસી ગયો હોય તેમ જણાય છે !"

ગુલાબરાય—એ તો પ્રથમથીજ મે આપને કહ્યું હતું કે તેને જીવતો રહેવા દેવો એ હાનિકારક છે, છતા આપના ધ્યાનમા ન આવ્યું તેમાં હું શું કરૂં ?

---

'સત્યતા' એજ ઠક્કર બ્રધર્સનો મુદ્રાલેખ છે.

રાજસિંહ—છટકીને તે ક્યાં જનાર છે ? પહેરા ઉપરના સિપાહીઓએ તેની પુઠ પકડી હોય એમ જણાય છે તેઓ હમણાં પકડીને તેને હાજર કરશે ત્યાં સુધી મુક્તાને આ કારાગૃહમાં કેદ કરી રાખો

આ આજ્ઞા સાંભળતાજ મુક્તા સ્વેચ્છાપુર્વક એ કારાગૃહમાં જઇ બેઠી રાજસિંહ તેની આવી અડગ હિમ્મત અને ધૈર્ય જોઇ ઘણુ આશ્ચર્ય પામ્યો તેણે પોતાના મનમાં વિચાર્યું, "ખરેખર, જો આવી વીર નારી મ્હારી પ્રિયતમા થાય તોજ જીંદગી સફળ થાય" આમ ધારી પુનઃ વિચાર્યું, "એ હઠીલી બાળાને સમજાવવાનુ કામ શાન્તાને સોંપુ જરૂર તે મુક્તાને સમજાવી મારા તરફ તેનુ મન લલચાવશે" હવે રાજસિંહ ચંદ્રપ્રભાના ઘર તરફ રવાના થયો કારાગૃહમાં મુક્તા પણ ઉંડા વિચારમાં પડી કે, "શુ મહેન્દ્રકુમાર અહીંથી નાસી છુટયા ? રાજસિંહે મને ભરમાવી તો નહિ હોય ? શુ વ્હાલા મહેન્દ્રકુમાર સાથે મારૂ પુનર્મિલન નહિ થાય ? તેમના પવિત્ર મુખનાં દર્શન હુ નહિ પામુ ? શુ પરમાત્મા એવો નિર્દય બનશે ? મહેન્દ્રકુમારને મળવા શત્રુની છાયામાં હુ અહી આવી છુ, છતા આ અભાગિની મુક્તા તેમના દર્શન તો નજ પામી ખેર ! પ્રભુ કરે તે સારા માટે તેઓ નાસી છુટયા તે ઠીકજ થયુ છે, નહિ તો જરૂર રાજસિંહ તેમને મારી હાજરીમા વિશેષ દુઃખી કરત મારૂ તો અહી ગમે તે થાઓ, પણ પ્રભુ તેમનુ રક્ષણ કરો જો કે રાજસિંહની તાકત ન હતી કે મને બળાત્કારથી અહીં લઇ આવે, પણ હુ તો મારી ખુશીથી પ્રિયતમ મહેન્દ્રકુમારના દર્શન કરવાની ઇચ્છાથી અહીં આવી છુ તેઓ જે દિવસથી મને છોડી ગયા છે તે દિવસથી મારા શરીરમા દુઃખનો અગ્નિ પેદા થયો છે ભોજન મને ઝેર સમાન ભાસે છે નિદ્રા મને વેરણ જણાય છે રાત્રિના સ્વપ્નમાં પણ હુ તેમનુ નિર્દોષ મુખ જોઉ છુ હુ દિન રાત તેમના વિયોગે આંખમાંથી આંસુઓ સારૂ છુ મારા આ દારૂણ દુઃખની વાત હુ કોને કહુ ? મારૂ દુઃખ જોઇ નિષ્ઠુર હૃદયના પિતાને પણ દયા ન આવી તેમના હૃદયમા તો

રાજ્યલોભનો કીડો પેઠેલો છે પ્રિયતમ સાથે જે વખતે બગીચામા હું ફરતી હતી તે વખતે બધાં પુષ્પો કેટલા સુદર લાગતાં હતાં ? પણ એજ પુષ્પો પ્રિયતમનો વિયોગ થયા પછી મને અ ગારા માફક જણાય છે પ્રિયતમ ! તમને જોઇ જે ઝાડો ખુશ થઇ ડોલતા હતાં તે મને જોઇ શર્માવા લાગ્યા છે જે ગુલાબનાં પુષ્પો લાલ ર ગ ધારણ કરતા હતા, તે શ્યામ ર ગ ધારણ કરવા લાગ્યા છે તમારા ગયા પછી મ્હે કદાપિ પુષ્પને સ્પર્શ કર્યો નથી"

આટલુ કહેતા મુકતાની આંખમાંથી અશ્રુબિ દુની ધારા વહેવા લાગી

આ વખતે રાજસિ હ પણ ચ દ્રપ્રભાના ઘર નીચે આવી પહોચ્યો ચ દ્રપ્રભા તેને જોઇ ગભરાઇ તેણે મહેન્દ્રને કાલાવાલા કરી જણાવ્યુ કે, "આ સમયે તમે ભય કર સ કટમા છો તમારો શત્રુ ઉપર આવે છે માટે તમે જલ્દી અહીંથી છુપાઇ જાઓ"

આવી રીતે મહેન્દ્રને વિનવણી કરી ચ દ્રપ્રભા તેને અ દરના ખ ડમા લઈ ગઇ અને બહારથી દ્વાર બ ધ કરી દીધા

એટલામા રાજસિ હ પણ ઉપર ચઢી આવ્યો તેણે મહેન્દ્રને છુપાતા જોયો, પણ ચિત્તને કાબૂમાં રાખી આ સમયે તે શાન્ત ચિત્તે વિરામાસન ઉપર બેઠો ચ દ્રપ્રભા ચિ તાતુર બની દિવાનખાનામા આમથી તેમ આંટા મારતી હતી

રાજસિ હ—ચ દ્રપ્રભા ! આજે તો તુ ક ઇ નવીનજ વિચારમા જણાય છે ? દૂરથીજ મને તારા સ ગીતમા અજબ માધુર્ય જણાયુ છે તુ તારૂ આજનુ સ ગીત કોને સ ભળાવતી હતી ?

ચ દ્રપ્રભા—હુ મારૂ આજનુ સ ગીત મારા દિલના માલિકને સ ભળાવતી હતી

રાજસિ હ—ચ દ્રપ્રભા ! મને શ કા છે કે આ ભુવનમા કોઇ નવીન મનુષ્યનુ આગમન થયુ છે

ચંદ્રપ્રભા--તમને આવો પ્રશ્ન પૂછવાનો શો હક્ક છે ?

રાજસિંહ—ચંદ્રપ્રભા ! હવે આગમાં ઘી હોમાય છે

ચંદ્રપ્રભા—મને તેની ચિંતા નથી હવે હું તમારો લેશ માત્ર પણ ભય રાખવાની નથી

રાજસિંહ--ચંદ્રપ્રભા ! તારા બોલે બોલ પર મારો ક્રોધ ઉશ્કેરાય છે

ચંદ્રપ્રભા--હું તમારા જેવા પાપીઓના ક્રોધને ગણકારતી નથી

રાજસિંહ--બેવફા ઓરત ! મારા રસ્તામાં આડે ન આવ આ ઘરમાં મારો શત્રુ હોય તેમ મને જણાય છે માટે જો તને તારા પ્રાણની પરવાહ હોય તો સત્વર દૂર થા

ચંદ્રપ્રભા—તો હું પણ તમોને ચેતાવું છું કે જો તમોને તમારા પ્રાણની પરવાહ હોય તો આ ક્ષણેજ અહીં થી નાસી જાઓ

રાજસિંહ--દુષ્ટ પાપિણિ ! હું કાળો નાગ છું

ચંદ્રપ્રભા—પણ આ નાગણ તમારા કરતાં વિશેષ ભયંકર અને ઝેરી છે

રાજસિંહ--પ્રભા ! યાદ રાખજે કે હું વિફરેલ વાઘ છું

ચંદ્રપ્રભા—પરંતુ તમારા જેવા વાઘ કરતા આ સિંહણ વિશેષ ઝનુની છે

રાજસિંહ—પ્રભા ! તું દિવાની બની ગઇ છે

ચંદ્રપ્રભા—હા-હા, હું દિવાની બની ગઇ છું, પણ તે અત્યારથી નહિ, જ્યારથી મારા સ્વામીને ત્યાંથી તેં મારૂં હરણ કર્યું છે ત્યારથી હવે તારા પાપી કૃત્યો જોઇ હું વધારે દિવાની બની છું રાજસિંહ ! હવે મને તું આગળની ચંદ્રપ્રભા ન સમજીશ, પણ હવે તો હું ઝેરી નાગણ બની છું જો વધારે છંછેડીશ તો ડંશ કરીશ નીચ ! મિત્રદ્રોહી ! આજ

દિન સુધી હું વખત વિચારીનેજ શાન્ત રહી હતી હવે મ્હારી સઘળી શાન્તિ ક્રોધના રૂપમાં ફેરવાઇ ગઇ છે

"મીઠી વીણાના બોલ પર, નાગણ પ્રથમ લલચાય છે,
મોહી વીણાના સુર પર, તે વાદીને વશ થાય છે,
સુર બંધ પડતાં તે પુન નિજ રૂપ ભાવ પ્રકાશતી,
બંધન મહીંથી મુક્ત થાવા પ્રાણ સુદ્ધા ત્યાગતી"

ક્રોધના આવેશમા આવેલી ચંદ્રપ્રભાએ આ સમયે મહા ભયંકર વિક્રાળ રૂપ ધારણ કર્યું હતુ તેની ક્રોધથી લાલચોળ બનેલી મુખાકૃતિ પરથી તે હમણાજ જાણે કે, રાજસિંહનું ખુન કરશે એમ જણાતુ હતુ તેના હાથમાંનો તમંચો કોઇનુ જાણે હમણાં લોહી પીશે એવો સ્પષ્ટ ભાસ થતો હતો તેનુ આવુ ચણ્ડી સ્વરૂપ જોઇ રાજસિંહ દિગ્મૂઢ બની ગયો. પહેલા તેણે કદાપિ ચંદ્રપ્રભાને આવા ભયંકર વેશમાં દીઠી ન હતી તે ધ્રુજવા લાગ્યો રાજસિંહ પોતાનાથી ડરે છે એવુ જાણવામાં આવતાં ચંદ્રપ્રભાએ કહ્યુ – "રાજસિંહ ! ગભરાઇશ નહિ આજે તારૂ ખુન કરવાની મારી લેશ માત્ર ઇચ્છા નથી તારૂ ખુન હુ એવી જગ્યાએ કરીશ કે જ્યાં હજારો મનુષ્યોની મેદની મળી હશે આજે તારો વાંકો વાળ પણ હું કરનાર નથી તારૂ શ્યામ મુખ મારી નજર આગળથી હમણાંને હમણાં દૂર કર જા, આ સમયે તો તને જીવતદાન આપુ છુ"

આમ કહી ચંદ્રપ્રભાએ ક્રોધાવેશમાં તમંચાના બધા બાર હવામાં કર્યાં ગુલાબરાય આ અવાજ સાભળી તરત ઉપર આવ્યો ચંદ્રપ્રભાનું ઝનુની સ્વરૂપ જોતા તેના હાંઝાં ગગડી ગયા આ સ્થળે વધારે વખત રહેવુ, એ ભયંકર જોખમ છે એવુ તેણે રાજસિંહને સંજ્ઞામાં જણાવ્યુ તત્કાળ બન્ને ત્યાંથી નાસી છુટયા

એટલામા બે ઘોડેસવાર આવ્યા તેઓમાંના એકે નમન કરી રાજસિંહના હાથમા એક પત્રિકા મુકી પત્રિકા મહારાજાની લખેલી હતી તથા

તેમા રાજસિંહને સત્વર પોતાની પાસે આવવા વિષે લખ્યુ હતુ. પત્રિકા વાંચ્યા પછી રાજસિંહે રાજ્ય તરફ જવા નિશ્ચય કર્યો પણ મુક્તાની વાત યાદ આવતાં તે વિચારમાં પડયો થોડી વાર પછી તેણે ગુલાબરાયને ઉદ્દેશીને કહ્યું – "ગુલાબરાય ! શાન્તા કયા છે ? તેને મારી પાસે બોલાવો "

ગુલાબરાય—કુમાર ! તે અહી સામેજ છે

આમ કહી વિના વિલંબે તે શાન્તાને બોલાવી લાવ્યો.

શાન્તા રાજસિંહને નમન કરી ઉભી રહી રાજસિંહે તેને ઉદ્દેશી કહ્યુ – "શાન્તા ! આજે તને એક કામ સોંપવાનુ છે મને ખાત્રી છે કે મારૂ એ કામ જરૂર તુ પૂર્ણ કરીશ "

શાન્તા—કુમારશ્રી, આપ જે કામ મને સોંપશો તે જીવના જોખમે પણ હુ પૂર્ણ કરીશ

રાજસિંહ—તેનુ ઇનામ તને ઘણુ સારૂ મળશે જો સાંભળ, જે બાળા સાથે હું લગ્ન કરનાર છુ તેને મે સામેના કારાગૃહમાં પુરી છે તુ ગમે તે પ્રયત્ને તેનુ દિલ મારા તરફ લલચાવવાનો પ્રયત્ન કરજે તેના સહવાસમા રાત દિવસ રહી તેનુ મન રીઝવજે જરૂરી કાર્ય પ્રસંગે હમણા હુ રાજ્ય તરફ જાઉ છુ, ત્યાથી પુન સત્વર પાછો આવી પહોંચીશ કહે જોઇએ કે આ કાર્ય ત્હારાથી થઇ શકશે ?

શાન્તા—કુમાર ! આપ બેફિકર રહો આપે ફરમાવેલુ કામ બજાવવા હુ મુક્તા તરફજ અહીથી જાઉ છુ

આમ કહી શાન્તા ચાલતી થઇ

રાજસિંહે જતા જતા ગુલાબરાયને જણાવ્યુ કે, "તારે હવે અહીજ રહેવાનુ છે આપણી આગળની ગોઠવણ પ્રમાણે બે ચાર દિવસમા કોઇ પણ માણસનુ ખુન કરી તે ખુનનો આરોપ મહેન્દ્ર પર મેલી, તેને પકડી તરતજ

રાજ્ય દરબારમા આવવુ  યાદ રાખજે કે આ કામ તારે સાવધાનતાથી કરવાનું છે જો હુ અહી રહીશ અને ખુન થશે તો પિતાશ્રી મારા ઉપર શકા લાવશે કે મહેન્દ્ર પર આ ખોટુ આળ ચઢાવવા રાજસિંહે તરકટ રચ્યુ છે. પણ જો હુ ત્યાં હઇશ તો પિતાશ્રીને પણ મારા પર સદેહ નહિ આવે વળી હું ત્યાં હઇશ તો આ ખુન બદલ મહેન્દ્રને મૃત્યુની સજા અપાવી શકીશ

આમ કહી રાજસિંહ ત્યાંથી ચાલી નીકળ્યો.

રાજસિંહના ગયા પછી ગુલાબરાય તથા શાન્તા બન્ને એકાતમાં બેઠાં શાન્તાએ ગુલાબરાયને કહ્યુ –"ગુલાબરાય! હાલ તો તમે બહુ ખટપટમાં પડ્યા છો શુ મને યાદ કરવાનો પ્રસગ પણ તમને મળતો નથી ?"

ગુલાબરાય—શાન્તા! આ શુ બોલે છે? ત્હારા જેવી પ્રિયતમાને ભુલી જવાય? તુ તો મારા હૈયાનો હાર છે? જીવન પર્યંત હુ તને ભુલી શકનાર નથી

શાન્તા—જાઓ-જાઓ, ખાલી ન બનાવો સ્વાર્થનીજ પ્રીતિ આખી દુનિયામાં ચાલી રહી છે તમે પણ સ્વાર્થી છો હોં!

આમ કહી શાન્તાએ ગુલાબરાયના ગાલપર ધીમેથી પ્રેમસૂચક થપ્પડ મારી

ગુલાબરાય—શાન્તા! તારી મનમોહક મૂર્તિએ મ્હને દિવાનો કેમ બનાવ્યો છે તે તું કહીશ?

શાન્તા—હવે ખાલી બનાવવાની વાત જવા દો મારે મુક્તાબાની સારવારમાં જવાનું છે

ગુલાબરાય—શા માટે?

શાન્તા—મુક્તાબાની પ્રીતિ રાજસિંહ તરફ આકર્ષવા માટે

ગુલાબરાય—તુ સહુનાં કાર્ય કરે છે, પણ મારૂ કાર્ય શા માટે કરતી નથી ?

શાન્તા—ફરમાવો તમારૂ કાર્ય કરવાને પણ આ શાન્તા ખડે પગે તૈયાર છે

ગુલાબરાય—જો સાભળ આપણે એક માણસને આ સસારમાંથી સદાને માટે વિદાય કરવાનો છે, સમજી કે ?

શાન્તા—ના, હુ બિલકુલ ન સમજી વિદાય કરવો છે એટલે શુ ?

ગુલાબરાય—એટલે એ મનુષ્યને પરલોકનો પ્રવાસી અથવા જહન્નમનો મુસાફર બનાવી દેવો છે

શાન્તા—હા, સમજી પરલોકનુ પ્રવાસી નહિ પરંતુ પ્રેમનુ પ્રવાસી કરવુ છે એ વાત રાજસિંહજી મહારાજ બરાબર શીખવાડી ગયા છે મુક્તાનુ જીગર હરી લઇ તે જીગર તેમને સોપી દેવાનુ કામ મારે બજાવવાનુ છે અરે ! એમા તે શી મોટી વાત છે !

ગુલાબરાય—ગાંડી રે ગાડી ! હજી પણ ન સમજી આપણે કોઈ મનુષ્યનુ જીગર હરવાનુ નથી, પણ જીવન હરવાનુ છે, એટલે તેનુ ખૂન કરવાનુ છે !

શાન્તા—ખુન ! અરરરર બાપ રે ! શા માટે ખુન કરવુ છે ? !

ગુલાબરાય—રાજકારસ્થાનની વાતમા તુ શુ સમજે ?

શાન્તા—શુ નિર્દોષનુ ખુન કરવામા રાજ્યની શોભા ગણાય ? શુ રાજ્યમા આવાં કારસ્થાન ચાલતાં હશે ?

ગુલાબરાય—આ બાબતમાં તારે પંડિતાઈ બતાવી મને શીખામણ આપવાની જરૂર નથી. તારે તો મારી વાતમા હા એ હા ભણવાની છે જો

આ કામ તુ ચતુરાઇની પાર પાડીશ તો તને અમૂલ્ય ઇનામ આપીશ, સમજી કે ?

શાન્તા—ઠીક ચાલો કબુલ, પણ કહો જોઇએ કે ખુન કોનુ કેવી રીતે કરવાનુ છે ?

ગુલાબરાય—શાન્તા ! આ બહાદુર ગુલાબસિંહ આ સમશેરથીજ ખુન કરે તેમ છે, પણ ખુન કરવુ કોનુ તેની કઇ ગમ પડતી નથી તારા ધ્યાનમાં એવો કોઇ પાપિષ્ઠ મનુષ્ય છે ?

શાન્તા—હા-હા, ઠીક યાદ આવ્યુ જુઓ હુ સ્હવારે જયારે ફૂલ વીણવા જાઉ છુ ત્યારે એક વૃદ્ધ પુરૂષ હમ્મેશાં થોડે દૂર ઉભો રહી મને આંખથી ઇશારા કરે છે રોજ તે મને સતાવે છે, પણ હુ તેના પર દ્રષ્ટિ સુદ્ધા ફેકતી નથી તે રોજ નિસાસા નાખી ચાલ્યો જાય છે તેના દેખાવ પરથી તે કોઇ સોદાગર હોય એમ જણાય છે તમારી મરજી હોય તો કાલે તેની સાથે હુ તમારી મુલાકાત કરાવી આપુ'

ગુલાબરાય—જો કાલે તુ મને તેની મુલાકાત કરાવી આપે તો હુ તેને સદાને માટે યમદૂતને સ્વાધીન કરી દઉ પછી તે તારી સામે ઇશારા કરતો બધ થશે, આપણુ ધાર્યુ કામ થશે, અને આપણને રાજસિંહ પાસેથી મોટામા મોટુ ઇનામ મળશે અને એક કાંકરે બે પક્ષી મરશે

શાન્તા—ના-ના, મારે રાજસિંહની પાસેથી ઇનામ નથી જોઇતુ, મારે તો તમારી પાસેથી ઇનામ લેવાનુ છે શુ તમે મને ઇનામ નહિ આપો ?

ગુલાબરાય—તુ તો મારા જીગરની મોહબતવતી મોહિની છે તુ આ શુ બોલે છે ? તુ જે માગે તે આપવા આ રસિકવિહારી નિરતર તૈયારજ છે

શાન્તા—હુ જે માંગીશ તે તમે આપશો ? એમજ હોય તો આપો વચન

---

ગુલાબરાય—લે આ વચન, શું વીર નરનો બોલ પાછો ફરનો હશે?

શાન્તા—વ્હાલા! એવા નિર્દોષ વૃદ્ધનું ખુન કરાવી રાજસિંહજી શું કરવા ધારે છે?

ગુલાબરાય—એ ખુનનો આરોપ મહેન્દ્ર ઉપર નાખી તેને મૃત્યુની શિક્ષા અપાવવાની છે એમ કરવાથી રાજસિંહજીના રસ્તામાંથી એક કટ્ટો દુશ્મન સદાને માટે દૂર થાય તેમ છે

શાન્તા—પણ નિર્દોષ મહેન્દ્ર પર આવું તરકટ રચવાનું કારણ શું છે?

ગુલાબરાય—આ પ્રશ્નનો ઉત્તર હું યથાપ્રસંગે તને આપીશ શાન્તા! રાત ઘણીજ ગઈ છે, માટે હવે તું મુક્તા પાસે જા હું પ્રભાતમાં તને બગીચા પાસે મળીશ

આમ કહી શાન્તા તથા ગુલાબરાય એક બીજાથી છુટા પડયા

---

## પ્રકરણ ૧૧ મુ

### ઇશ્કનો અંજામ અને અનુચિત પ્રેમનુ પરિણામ.

गंध सुवर्णे फलमिक्षुदण्डे नाकारि पुष्प खलु चंदनस्य ।
विद्वान्धनी भूपति दीर्घजीवीधातु. पुराकोऽपिनबुद्धिदोऽभूत् ॥

વિધાતાએ સુવર્ણમા ગંધ, શેરડીમા ફળ, ચંદનમા પુષ્પ, વિદ્વાનને ધનવાન, તથા રાજાઓને અમર ન કર્યા તેનુ કારણ શુ ? શુ વિધાતાને કોઇ બુદ્ધિ આપનાર સલાહકાર તે સમયે નહિ મળ્યો હોય ?

અદ્‌ભુત લીલા પ્રભુની છે, માનવી ત્યા શુ કરે !
કોયલ બનાવી શ્યામ તોયે, કંઠમા અમૃત ઝરે !
ગુલ પુષ્પમા કાંટા બીછાવ્યા, કસ્તુરી કાળી કરી,
ગજરાજ પર અંકુશ મૂકી, અંબાડી શિર ઉપર ધરી !
એવી લીલા વિધિએ રચી, ના કોઇથી જ કળાય છે,
લેખો વિધાતાના નહિ, જન કોઇથી સમજાય છે

જે કુદરત આ વિશ્વની અગમ્ય ઘટમાળ ઘડી રહી છે તેની લીલા અગાધ છે, તેની કળાનો અંત નથી મહાન્ વિદ્વાનો ધન વિના હયરાન થાય અને કંઇક મૂર્ખાઓ અઢળક લક્ષ્મીના જોરે મોજમજાહ ઉડાવે છે એ શુ કુદરતની અકળ લીલા નથી ? વિભિષણને રાજ્ય મળે અને હનુમાનજીને તેલ ચડે એ શુ કુદરતની અકલ્પનીય કળા નથી ? ભક્તજનો દુખી થાય અને પ્રપંચીના પોબાર પડે એ ભેદ શુ અગમ્ય નથી ? પતિવ્રતા અન્ન વસ્ત્ર વિના કષ્ટ પામે અને કુલટાઓ હીરા મોતીથી દેહ દીપાવે એમા શુ કુદરતની ગંભીર ભૂલ નથી ? કુલીન હંસ જેવી કુમારિકા નાદાનના પંઝામાં

---

અપડાય અને કુલટા ધર્મવીર સાથે જોડાય એમાં શુ કુદરતનો ઉ
સ કેત નથી ?

લક્ષ્મી બે પ્રકારની છે સુરી તથા આસુરી સુરી લક્ષ્મીનો માલિક તેને વ્યાજબી ઉપયોગ કરે છે, પોતે તેનાથી સુખી થાય છે અને બીજાને ધનથી સુખી કરી શકે છે આસુરી લક્ષ્મીનો માલિક મધપુડાની મધમા જેવો છે મધમાખ પોતે તેનો ઉપયોગ કરતી નથી, બીજાને કરવા દેતી નથ પણ પારધિ અચાનક જેમ મધપુડાને લઈ જાય છે તેવી જ રીતે આસુર ધનનો સ્વામી તેનુ સુખ લઇ શકતો નથી અનીતિ આચરી, તથા કુકમ ધધા કરી તે પોતાની લક્ષ્મીનો તથા પોતાનો પણ નાશ કરે છે

પ્રાત કાળનો સમય હતો વ્યવસાયી મનુષ્યોનો અવરજવર ચાલુ થ હતો જાહેર રસ્તા પર પાણીનો છટકાવ થતો હતો સૂર્યનારાયણ પ પોતાના કોમળ પ્રકાશિત કિરણોથી વિશ્વને દેદીપ્યમાન કરતા હતા આ સમ શાન્તા સફાળી બેઠી થઈ અને બોલી –“ બ્હેન મુક્તા ! હુ તમારા મા બગીચામાથી થોડા પુષ્પ ચુટી લાવુ ? ”

મુક્તાએ વિરક્ત ભાવથી કહ્યુ –“ ના બ્હેન, હુ પુષ્પોનો ઉપયોગ કર નથી ”

શાન્તા—બ્હેન ! આમ કેમ બોલો છો ? પુષ્પો કોને ન ગમે ? પુષ્પો દેવને પણ પ્રિય છે

મુક્તા—હશે, પણ મારે મન તો આ સમયે તે અ ગારા રૂપ છે હ પછી તુ પુષ્પનુ નામ લઇ મને દુ ખીને વધારે દુખ ન આપીશ

શાન્તા સમજી કે, “ મુક્તાને પુષ્પ ઉપર પ્યાર નથી, હવે મારે પ અહીંથી સ કેત પ્રમાણે ગુલાબરાયને મળવા જવુ છે, માટે મુક્તા પાસેથી કે

---

રીતે રજા મેળવવી ? ઠીક યાદ આવ્યુ મુક્તાને હજી સ્નાન કરાવવુ છે, માટે તેની પાસે જળ લાવવાનુ નિમિત્ત દર્શાવી હુ ચાલી જાઉં"

આમ વિચાર કરી તેણે મુક્તાને કહ્યુ –" બ્હેન ! હવે હુ તમારા સ્નાન માટે જળ ભરી લાવવા જાઉ છુ"

આટલુ કહી શાન્તા બગીચા તરફ રવાના થઈ

ગુલાબરાય તો ઘણા સમયથી શાન્તાની રાહ જોતો હતો એટલામા શાન્તા તેની પાસે ઉપસ્થિત થઇ તેને જોઇ ગુલાબરાય બોલ્યો –" શાન્તા ! પેલો વૃદ્ધ પુરૂષ આવી પહોંચ્યો છે કે ?"

શાન્તા—ના, તે હમણાં આવશે જોઇએ હવે હુ બગીચામાં જાઉ છુ તમે અહીં વાડની પાછળ છુપાઇ રહો

એમ કહી શાન્તા બગીચામા ગઈ અને પુષ્પ વીણવા લાગી ગુલાબરાય હાથમાં ખુલ્લી તલવાર લઇ ત્યાજ છુપાઇ રહ્યો હતો, એટલામા સામેથી એક બુઢ્ઢો પુરૂષ આવતો જણાયો શાન્તા તેને જોઇ નીચુ નિહાળી પુષ્પ વીણવા લાગી બુઢ્ઢો બગીચા બહાર ઉભો રહ્યો અને શાન્તા તરફ એકી નજરથી જોઇ મનમા બબડવા લાગ્યો કે, " આ સુદરીને વશ કરવા હુ દરરોજ અહી આવુ છુ, છતાં કોઇ દિવસ તે મારા તરફ નજર સુદ્ધા કરતી નથી પ્રભાતમાં જ્યારે બધા મનુષ્યો પ્રભુના દર્શન કરવા જાય છે ત્યારે હુ તેનાં દર્શન કરવા સીધો અહીં આવુ છુ, છતા તે મને બિલ્કુલ દાદ આપતી નથી આજે તો ઘેરથી નિકળતાં શુકન પણ સારા થયા છે, માટે પ્રભુ આજે મારી દાદ સાભળશે"

આ સમયે શાન્તા પણ તે બુઢ્ઢા તરફ જોઇ હસવા લાગી તેને હસતી જોઇ બુઢ્ઢો ખુશી થવા લાગ્યો, પણ એ જાણતો નહોતો કે પરમાત્માએ તેમ માટે આજે મૃત્યુમાર્ગનાં દ્વાર ખુલ્લાં કર્યા હતા શાન્તાને હસતી જોઇ તે પણ તેને ઈશારા કરવા લાગ્યો. એટલે શાન્તાએ તેના તરફ તીરછી નજર ફેંકી,

અને ઈશારતથી પોતાની પાસે બોલાવ્યો બુઢ્ઢો તરત સમજી ગયો અને શાન્તા પાસે આવી ઉભો રહ્યો

શાન્તાએ કહ્યું —"આપ કોણ છો અને અહીં દરરોજ શા માટે આવો છો?"

બુઢ્ઢો—તમે જાણો છો, છતાં શા માટે મને પૂછો છો? હું પ્રતિદિન પ્રાતઃકાળે દેવદર્શન છોડી તમારાં દર્શન કરવા આવુ છુ તમેજ ખ્યાલ કરે કે એમ હુ શા માટે કરતો હોઇશ?

શાન્તા—હું તો કંઇ પણ જાણી શકતી નથી, કે આપ આપના પનોતા પગલાં અહીં શા માટે લાવો છો?

બુઢ્ઢો—ત્યારે હવે હુ ખુલ્લુ જણાવી દઉ? અહીં બીજુ કોઇ માણસ તો નથી ને?

શાન્તા—ના કોઇ પણ નથી આપ નિર્ભય થઇ જણાવો, પણ પ્રથમ કહો જોઇએ આપનુ નામ શુ છે?

બુઢ્ઢો—મારૂ નામ કલ્યાણરાય છે હુ જાતે વણિક છુ વેપારને અર્થે અહીંથી બે ગાઉ પર આવેલા શિહોરગઢમા મારે દરરોજ જવું પડે છે એક વખત આવશ્યક કાર્યાર્થે મારે વહેલુ ઉઠી શિહોરગઢ તરફ જવાનુ હતુ દિવસ જરા ચઢેલો હતો તે સમયે હુ આ સ્થાન પાસેથી પસાર થતો હતો, એ પ્રસંગે તમે આ બગીચામાં પુષ્પ વીણતા હતાં હુ ઉભો રહી તમને બરાબર જોવા લાગ્યો જેમ જેમ હુ તમને જોતો ગયો તેમ તેમ મારા શરીરમા નવી જુવાની આવતી હોય એમ મને લાગ્યુ મને તમારી સાથે વાત કરવાનુ મન થયુ, પણ વાત હુ શી રીતે કરી શકુ? તમે પુષ્પ ચુંટી ચાલતા થયાં અને હુ પણ નિરાશ થઇ તે દિવસે ચાલ્યો ગયો પણ તે દિવસથી હુ મારો ધંધો છોડી પ્રતિદિન પ્રભાતકાળે તમારાં દર્શન કરવા અત્રે આવુ છુ મારા અહોભાગ્ય

, તમારી સાથે આજે વાત કરવાનો અલભ્ય પ્રસંગ મને પ્રાપ્ત થયો. તમે મને બોલાવી મારૂં જીવન સફળ કર્યું છે.

શાન્તા—બહુજ સારૂં થયું. હવે તમે અહીં બેસો.

કલ્યાણરાય—પણ મને ડર લાગે છે. મને કોઇ જોઇ જશે તો?

શાન્તા—અહીં આપણા બેના સિવાય બીજું કોઈ નથી, તમે ગભરાશો નહિ. પણ કહો જોઇએ તમે મારી પાસેથી શું મેળવવાની ઇચ્છા રાખો છો?

કલ્યાણરાય—હજી પણ તમે ન સમજ્યા? હું તમને જોઈ દિવાનો બન્યો છું. આ દિવાનાને ઠેકાણે લાવવો એ તમારી ફરજ છે. મને તમારા પર દયા આવે છે. તમે રાજકુંવરી જેવાં જણાઓ છો, છતાં તમારા અંગ પર એક પણ અલંકાર નથી તેનું કારણ શું? લ્યો, હું તમારા માટે સાચાં મોતીનો મૂલ્યવાન્ હાર લાવ્યો છું. તે તમે સ્વીકારો.

શાન્તાએ તે હાર લઇ પોતાના કંઠમાં નાખ્યો અને બુઢ્ઢાને બનાવવા બોલી, "વાહ વાહ! હાર ઘણો કિંમતી છે શેઠ! આ હાર તમે ક્યાંથી મેળવ્યો?"

કલ્યાણરાય—મોતીબજારમાંથી.

શાન્તા—પણ રૂપિયા ક્યાંથી કાઢ્યા?

કલ્યાણરાય—અરે એ શું બોલ્યા? અમે વાણિયાભાઇ બધા ધંધા કરીએ. દલાલી કરીએ, વેપાર કરીએ અને હુંડી પત્રિકાની પણ ફેરવણી કરીએ.

શાન્તા—હુંડી કોને કહેવાય?

કલ્યાણરાય--બજારમાં દેખાડતાની સાથે ભજકલદારમ્ રૂપિઆ ખનનન પતી જાય તેને હુંડી કહેવાય હમણાં બે માસ પહેલા મે ઉપરા ઉપરી ત્રણ હુંડીઓ વટાવી હતી

શાન્તા—આ હુંડી કયા ગામની હતી ?

કલ્યાણરાય—અરે ! હુંડીનુ વળી ગામ હોય ? મારા ઘરમાં ત્રણ હુંડીઓ હતી જે મે બધી વટાવી

શાન્તા—તમે શુ કહો છો એ હુ સમજી શકતી નથી

કલ્યાણરાય—જુઓ, હમણાંના વખતમા નવી હુંડીનો ધંધો ધમધોકાર ચાલે છે આ હુંડી નવીન પ્રકારની છે પેલી હુંડી આટની તથા શરાફી ગણાય છે, જ્યારે આ હુંડી દીકરીઓની વેચાય છે દશ વર્ષની હોય તો દશ હજાર, બાર હજાર-જેવો હુંડીનો વેચનાર અને જેવો હુંડીનો સ્વીકારનાર

શાન્તા—ઓ બાપ રે ! આ તો દીકરી વેચીને માલદાર થવાનો ધંધો ! શેઠ ! તમારી જ્ઞાતિમા કોઈ પૂછનાર નથી કે ? ન્યાતનુ મહાજન આ ધંધો ન અટકાવી શકે ?

કલ્યાણરાય--મહાજન બહુ કરે તો દંડ કરે બીજુ શુ કરે ? તે દંડ લે છે, પણ અમે તો એમ સમજીએ છીએ કે તેને સેંકડે અમુક ટકા દલાલી આપી છે અરે ! લક્ષ્મી દેખી મુનિવર ચળે તો અમ સરીખા પામરનુ ગજુ શુ ? !

શાન્તા--તમે એવી કેટલી હુંડીઓ વટાવી ?

કલ્યાણરાય—ત્રણ હુંડીઓ

શાન્તા—એ ત્રણ હુંડીઓનુ શુ મળ્યુ ?

કલ્યાણુરાય—પહેલીના પચીસ હજાર, બીજીના અઢાર હજાર અને ત્રીજીના તો પચીસ હજારથી વધારે લેવાનો વિચાર છે, કારણ કે છોકરી સારી છે હમણાંજ ફત્તેહગઢથી ફકીરચંદ ફતવાજીનુ માગુ આવ્યુ છે તે બાવીસ હજાર આપે છે પણ મારે તો સત્તાવીસ હજાર લેવાના છે

શાન્તા—આ કન્યાનો આટલો બધો ભાવ વધારવાનુ કારણુ ?

કલ્યાણુરાય—કારણુ બીજુ શુ હોય ? ફતવાજી શેઠ પાંસઠ વર્ષની ઉમ્મરના છે અને અમારી કંકુડી તો બીચારી સોળ વર્ષની નાની બાળકી છે

શાન્તા—વાહવા ! ત્યારે તો "લાકડે માકડુ" વળગાડવા જેવો ઘાટ ઘડયો છે પણુ શેઠ હવે તમે મારી પાસેથી શી ઇચ્છા રાખો છો ?

કલ્યાણુરાય—તમારા ઇશ્કની

શાન્તા—બુઢ્ઢા થયા છતા હજી ઇશ્ક યાદ આવે છે ?

કલ્યાણુરાય—કેમ યાદ ન આવે ? હુ બુઢ્ઢો હોવા છતા મારો આત્મા તો હજી નવજુવાન છે વળી રોજ એક તોલો હુ પુષ્ટિકારક શીલાજીત ખાઉં છુ

શાન્તા—શીલાજીત ખાવાથી શુ થાય ?

કલ્યાણુરાય—શકિત વધે અને અનગના જોરથી અતર રૂપસુદરીઓને જોઇ માતેલા સાઢની માફક ઉછાળા મારે

શાન્તા—પણુ શકિત વધે શુ થયુ ? કયા તમારી ઉમ્મર અને કયાં મારી ઉમ્મર ? આપણે બન્ને સાથે ફરવા નીકળીએ તો બાપ અને દીકરી જેવો સબધ જણાય !

કલ્યાણુરાય—એ જમાનો ગયો હવે તો ઘણીખરી જ્ઞાતિમાં આવાજ સબધ જોડાય છે

---

શાન્તા—પણ બુઢ્ઢા માણસો નાની ઉમ્મરની કન્યા સાથે તેનો ભવ બગાડવા શા માટે લગ્ન કરતા હશે ?

કલ્યાણરાય—પ્રાણીઆ વૈદ્યે મને કહ્યુ છે કે જો બુઢ્ઢાઓ નાની ઉમ્મરની કન્યા સાથે લગ્નનુ સુખ માણે તો તેમનુ આયુષ્ય વધે છે, માટેજ હું નાની ઉમ્મરની સુદરી સાથે પ્યાર કરવા નીકળી પડયો છુ

શાન્તા—બાપ રે ! નખ્ખોદ જજો એવા પ્રાણીઆ વૈદ્યનુ કે જે બીચારી બાળકીઓનો ભવ બગાડવા બુઢ્ઢાઓને એવી નીચ સલાહ આપે છે શેઠ ! ત્યારે તમે શુ આયુષ્ય વધારવા માટેજ અહી આવ્યા છો ? પધારો મોંઘેરા મેમાન, આજે તમારા આયુષ્યમા સદાને માટે હુ વધારો કરીશ

એટલામા ગુલાબરાયે છેટેથી બુમ પાડતા કહ્યુ—"શાન્તા ! હુ પોતેજ આ વૃદ્ધના આયુષ્યમા વધારો કરી આપીશ "

કલ્યાણરાય—અરે શાન્તા ! એ કોણ બોલ્યુ ?

શાન્તા—એ તમારા આયુષ્યને વધારનાર તમારો યમદૂત બોલ્યો એનુ બોલવુ સાભળી તમે ચમકશો નહિ, પ્રેમ તો શિર સાટેજ મળે છે આવો પધારો ! અને મારી યૌવનવાટિકાને લુટી તમારા આયુષ્યને વધારો

કામાંધ કીડો કલ્યાણરાય શાન્તાને આલિંગન કરવા તૈયાર થયો, પણ અફસોસ, ક્ષણ માત્રમા જ ગુલાબરાયની સમશેરથી કલ્યાણરાયનુ શિર ધડથી જુદુ થઇ ગયુ માણસ ધારે છે કઇ અને કુદરત કરે છે કઇ કલ્યાણરાય શાન્તાની સાથે રમણ કરી ઉમ્મર વધારવાની પાપપૂર્ણ આશાનુ પોતાના મનમા પોષણ કરી આવ્યો હતો, છતા તેની બાકી રહેલી ઉમ્મર પણ અહી પૂરી કરી તે યમના દરબારમાં ચાલ્યો ગયો તેને કયા ખબર હતી કે તેના અત્રે આવતા પહેલાંજ વિધાતાએ તેના મૃત્યુની જાળ પાથરી

દીધી હતી. ચેતો ચેતો ! પરસ્ત્રીના પ્રેમમાં પતગીઆ માફક પટકાતા પામર કામાંધ કીડાઓ, ચેતો અને પરદારાને મૃત્યુનુ દ્વારજ સમજો

કલ્યાણરાયનુ ખુન થયેલુ જોઈ શાન્તા દિઙ્મૂઢ બની ગઈ આજ દિવસ સુધી તેણે કોઈનુ પણ ખુન થતુ જોયુ ન હતુ તેના અતરમાં આ સમયે દયાનો આવિર્ભાવ થયો હવે તે પોતાની જાતનો મનમાને મનમા તિરસ્કાર કરવા લાગી એ વૃદ્ધ પોતાને લીધેજ મૃત્યુ પામ્યો છે એવુ જાણી તેને દુ ખ થવા લાગ્યુ

ગુલાબરાયે આ કાર્ય માટે શાન્તાને ધન્યવાદ આપ્યો શાન્તાએ કહ્યુ – “ મને ધન્યવાદ આપી તમારાથી છુટા થઈ જવાય તેમ નથી મને આપેલુ વચન તમે બરાબર યાદ રાખજો હવે, હવે હુ મુક્તા પાસે જાઉ છુ ”

ગુલાબરાય વૃદ્ધ કલ્યાણરાયના ઉષ્ણ શોણિતથી ભીંજાયલી સમશેર સાફ કરતો હતો એટલામા મહેન્દ્રની શોધમા ગયેલા સિપાહીઓ સામેથી આવતા જણાયા ગુલાબરાય તેમને જોતાજ બુમ પાડવા લાગ્યો કે, “ ખુન ! ખુન ! સિપાહીઓ, મહેન્દ્રને પકડો–તે ખુન કરી નાસી જાય છે ! ”

આ બુમ સાભળી સિપાહીઓ ગુલાબરાય પાસે આવી પહોચ્યા અને એ સ્થળે કલ્યાણરાયના મૃતદેહને પડી રહેલો જોઇ તેઓ સહુ ચમકી ઉઠયા ગુલાબરાયે તેમને જણાવ્યુ –“ આ મૃત દેહને મહારાજા નરેન્દ્રનાથ પાસે લઇ જાઓ અને જણાવો કે પાપાત્મા મહેન્દ્ર એક નિર્દોષનુ ખુન કરી નાસી ગયો છે ”

સિપાહીઓના સરદારે ગભીરતાથી પૂછ્યુ –“ મહારાજા અમને પૂછે કે મહેન્દ્ર શા કારણથી આ ખુન કર્યુ છે તો અમારે તેમને શો ઉત્તર આપવો ? ”

ગુલાબરાય—તમારે તેમને જણાવવુ કે, મરનાર પાસે હીરા મોતીના દાગીના હતા, તે લઈ લેવા માટે ખુન કરી મહેન્દ્ર નાસી ગયો છે જાઓ, તમે સત્વર આ મૃતદેહને મહારાજા પાસે લઇ જાઓ હુ પણ અલ્પકાળમા ત્યાં આવી પહોચુ છુ

---

આટલું કહી ગુલાબરાય ચાલતો થયો. ગુલાબરાયના ગયા પછી સિપાહીઓ મૃતદેહને લક્ષ્યપૂર્વક નિહાળવા લાગ્યા.

૧ સિપાહી—દેખો દેખો! એ ખુન કિસકા હુવા હય, યહ ઓરત હય યા મર્દ?

૨ સિપાહી—કયું મીયા અંધે હો? આપકુ ઈતનાભી માલુમ નહિ હય કે યહ બુઢ્ઢા ઔર મર્દ હય!

૩ સિપાહી—મગર ઇસકે મુખપે મુછ નહિ હય, કયા ઇસકા ચાચા મર ગયા હોગા?

૪ સિપાહી—અરે છોડો મીયા અયસી બાત! ચચ્ચા સરીખા તો કોઈ લગતા હય.

૫ સિપાહી—અબે દેખ તો સહી! યહ તો અપના ગામકા કનીયાનીયા હય, જીસને અપની બેટીકી પચ્ચીસ હજાર રૂપિયા લેકર વિક્રી કી થી.

૧ સિપાહી—કમબખ્તકા સાલેને કયા લડકીકા પચ્ચીસ હજાર રૂપિયે લીયે? ઇસકુ પુછો તો સહી, વો રૂપિયે કીધર રખે હય? અપનેકુ ભી થોડાસા મીલ જાય તો અપના બેડા પાર હો જાવે.

૨ સિપાહી—તુમ સબ ઉલ્લુ કે પઠ્ઠે હો! યહ મુર્દા કયા જવાબ દેગે? દયાનત હો અયસે પૈસે પર. અયસા હરામી પયસા ઇસકા નતીજા કૈસા આયા વો અપન અભી અપની આંખોસે દેખ સકતે હય. જો વો પયસા ખાવે, ઇસકા ભી જડમૂળસે નખ્ખોદ નીકલ જાવે.

૩ સિપાહી—મગર વો બનીયા ઇધર કાયકુ મરા? સાલે ઇતના ભી નહિ સમજા કે બીયાબાન જંગલમે કોન ઇસકી લાસકો દફનાવેગે?

૪ સિપાહી—અભી ઇસકુ ઉઠા કર લે જાના પડેગા, ઇસકુ કિસ તરેહસે ઉઠા સકેંગે?

૧ સિપાહી--ઇસમે ક્યા બિચાર કરતે હો? તુમ ઉઠાવો ઇસકા શિર, મૈંય ઉઠાઉ ઇસકા બદન, ઔર મામુદમીંયા! તુમ ઉઠાઓ ઉસકા પાંઉ સું કર ઇસ મુર્દે કુ લે ચલો

૨ સિપાહી--ઇસી તરહસે લેનેમે અપનાં કપડા સબ ખુન હો જાયગા

૩ સિપાહી--અબી તો જીધર દેખો ઇધર ખુનકી બાતો ચલ રહી હય ધાસકી તરહ ઇસ જમાનેમે આદમ જાત કટા રહી હય

૪ સિપાહી--જમાનેકી બાત છોડ દો અપને ચચ્ચેકે જમાનેમે ઘરકુ શીલ મારનેકા કાયદા હોતા, અબી તો બહુત રાજ્યમે મુખ પર શીલ લગાતે હય જમાનેકી બાત છોડ દો સાલે યહ બુરે જમાનેમે બદીકા ધધા જોર શોરસે ચલ રહા હય રાજાકુ તો કુછ બાતકી બાતમી બી નહિ મીલતી

૫ સિપાહી--રાજકી કસુરમે રાજા ક્યા કરે? અપને નરેન્દ્રનાથ મહારાજ કીતના ભોના, ઔર પરહેજગારી રાજા હય? ક્યા વો જાન શકતે હય કે ઇનકે રાજ્યમે અયસા અ ધેરા ચલ રહા હય ઔર અપને દરબારમે એક બડા કમબખ્ત આદમી હય!

૧ સિપાહી--અબ સબ બાત છોડ દો બદીકા પ્યાલા જબ ભરા જાયગા તબ અમીર, ઉમરાવ, સબ બડે બડે આદમીકી બી મીટ્ટી ખરાબ હો જાયગી સચ હય —

> હમેશા બદલાતા હય, અયસા જમાના,
> આજ ઇસકા કલ ઉસકા જમાના,
> દીખાતા હય નૌરંગ ક્યા ક્યા જમાના!
> બહુત યાદ આતા હય પીછલા જમાના

આવી અનેક બાવા આદમના વારાની ભાગીતુટી યાવની વાતો કરતા સિપાહીઓ કલ્યાણરાયના શબને ઉંચકી ચાલતા થયા

---

## પ્રકરણ ૧૨ મુ

### કુલટાનુ કારસ્થાન

वर न राज्य नकु राज राज्य वर न मित्र न कुमित्र मित्रम् ॥
वर न शिष्यो न कुशिष्य शिष्यो वर न दारा न कुदार दारा॰ ॥

રાજ્ય ન રહે અગર ન હોય તો સારૂ, પણ ખરાબ રાજ્ય સારૂ નહિ, મિત્ર ન હોય એ ઠીક પણ ખરાબ મિત્ર સારો નહિ, શિષ્ય ન હોય તો કંઈ વાધો નહિ પણ ખરાબ શિષ્યથી સાર શો ? તેવીજ રીતે સ્ત્રી વગર વાઢા રહેવુ એ સારૂ, પણ કુલટા અને અધર્મી સ્ત્રી મળી હોય તેમાં ફાયદો શો ? તેથી સુખ શુ ?

સ્વચ્છંદી નૃપના રાજ્યમાં, રહેવુ ગણાયે ભૂલ છે,
કુલટા મળે જો કારમી, તો જીંદગાની ધુળ છે
મધમાખ સમ જીવન ચુસી લેનાર મિત્ર અનેક છે,
સંકટ સમય શિર આપનારો, લાખમાંહી એક છે

મનુષ્યો પોતાના સુખ માટે શરીર પટકી દરેક કામ કરે છે, પણ ખરૂ સુખ તેઓ સંપાદન કરી શકતા નથી પવિત્ર પ્રેમ એજ મનુષ્યનો જીવનદાતા આરામ છે સ્વાર્થી પ્રેમની અથવા હવસની કિમ્મત શી ? તેનુ માન શુ ? મોહ નાશ પામતાજ હવસ કિંવા પાપવાસના નાશ પામે છે સ્વાર્થી હવસ ઉપર મરી ફીટનારા બાહ્યાતર પ્રેમીઓ પ્રેમનુ ખરૂ સુખ અનુભવી શકતા નથી યુવાન વયના કામાંધ મનુષ્યો વિશુદ્ધ પ્રેમની વ્યાખ્યા સમજ્યા સિવાય કેવળ વાસનાની તૃપ્તિ કરવાના તુચ્છ ઉદ્દેશથી બાહ્ય પ્રેમ દર્શાવે છે દમયંતી જંગલે જંગલ શા માટે ભટકી ? સાવિત્રી સત્યવાનનુ અલ્પાયુષ્ય જાણવા છતાં તેનેજ કેમ વરી ? પ્રહ્લાદને ઉચ્ચ પર્વતના

શિખર ઉપરથી કે કવા છતા તેણે પિતાનુ વચન શા માટે ન માન્યુ ? એનું નામજ વિશુદ્ધ પ્રેમ છે એ પ્રેમથીજ વિશ્વની સત્ય ઘટના ચાલી રહી છે સ્વાર્થી પ્રેમ તો કામચલાઉ ભાડુતી છે ચાપરાજના શિર બદલે પોતાનુ શિર આપવા તૈયાર થનાર પહાડસિહ સરખા કુલિન મિત્રો અધુના કયાં છે ? સ્વાર્થ પાસે પ્રેમની કિમતજ નથી

ચદ્રપ્રભા મહેન્દ્રપર દિવાની થઇ તેને જોતાં તે ભાન સાન ભુલી ગઇ છતાં તે ખરા પ્રેમની પુજારણ હતી એમ આ સ્થળે આપણાથી કેવી રીતે કહેવાય ? નિર્દોષપર ખોટુ આળ ચઢાવી પોતાના સુખ માટે બીજા મનુષ્યનુ અહિત કરવુ તેમા વિશુદ્ધ પ્રેમ કયા રહ્યો ? ચદ્રપ્રભા ગમે તેટલી પ્રેમાળ છતાં તેના હૃદયમા પાપી પ્રેમનીજ ઇચ્છા હતી શુ આ પ્રેમથી એ મહેન્દ્રના મનને જીતી શકશે ? કદિ નહિ ચપો ગમે તેવો સુવાસિક હોવા છતાં ખરો ભ્રમર તેની પાસે જતોજ નથી

મધ્યાન્હ કાળનો સમય હતો પ્રચડ તાપથી જળ, સ્થળ તથા વનમાં વિહાર કરતા પ્રાણીઓ પોતપોતાના સ્થળમાં ભરાઇ બેઠાં હતાં આ વખતે ચદ્રપ્રભા પોતાના અવાસમાં વિચાર કરતી હતી "રાજસિહ ગઇ કાલે જે બાળાને કેદ કરી લાવેલો છે તે બાળા કોણ હશે ? શાન્તા તે બાળાની સારવારમાં છે માટે તે આ વિષયનો યથાર્થ ખુલાસો કરી શકશે."

આમ ધારી ચદ્રપ્રભા શાન્તા પાસે ગઇ ચદ્રપ્રભાને જોઇ શાન્તાએ માનપૂર્વક તેને નમન કર્યું ચદ્રપ્રભાએ મુકતાને જોતાંજ માની લીધુ કે મહેન્દ્ર જેને ચ્હાય છે તેજ આ બાળા છે મુકતા પણ ચદ્રપ્રભાના મુખ તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહી મુકતાનુ લાવણ્ય જોઇ ચદ્રપ્રભા આશ્ચર્ય પામી. તે પોતાના મનમા વિચાર કરવા લાગી, "મારા કરતાં આ બાળા અત્યત રૂપસૌંદર્યશાલિની છે, પણ તેથી મારે શુ ? મારે તો આ સમયે તેને આશ્વાસન આપી તેની હૃદય ભાવના શી છે તેજ જાણી લેવુ જોઇએ"

---

આમ વિચારી ચન્દ્રપ્રભા મુક્તા પ્રત્યે કહેવા લાગી.—"બ્હેન ! ગભરાશો નહિ. દુ:ખમાં ધૈર્ય ધારણ કરી પરમકૃપાળુ પ્રભુનું સ્મરણ કરવું એ મનુષ્ય માત્રનો ધર્મ છે આપણે તો વીર ક્ષત્રિયાણીઓ છીએ આપણે શા માટે ગભરાવું જોઇએ ? બ્હેન ! હું તમને થોડી હકીકત પૂછવા આવી છું તમે મ્હને ખરો ખુલાસો કહેશો ?"

મુક્તાએ સરળ ભાવથી કહ્યું —"જે પુછશો તે ખરુંજ કહીશ"

ચન્દ્રપ્રભા—તારૂં નામ શું છે તથા તને અહીં કોણ લાવ્યું છે ?

મુક્તા--મારૂં નામ મુક્તા છે તથા નરાધમ નિષ્ઠુર રાજસિંહ મને અત્રે લઇ આવ્યો છે

ચન્દ્રપ્રભા—શા માટે ?

મુક્તા—તે સબંધી હું કંઈ જાણુતી નથી

આટલું કહેતાં અભાગિની પ્રિયતમવિયોગિની મુક્તાનો કંઠ રુંધાઇ ગયો.

ચન્દ્રપ્રભા—ન ગભરાઓ બ્હેન ! તમે રાજસિંહને ચ્હાઓ છો ?

મુક્તા—ના, હું અંતઃકરણપૂર્વક તેનો તિરસ્કાર કરૂં છું

ચન્દ્રપ્રભા--છતાં તમને અત્રે લાવવાનું કારણ ?

મુક્તા—બ્હેન ! હું અહીં બીજી આશાએ આવી હતી તે નરાધમે મ્હને જણાવ્યું કે, 'તું જેને ચ્હાય છે, તે મારા કારાગૃહમાં છે કાલે સૂર્યનો અસ્ત થતાં પહેલાં તેનો શિરચ્છેદ થવાનો છે' મેં તે વાત સાચી માની અને મનમાં સંકલ્પ કર્યો કે પ્રાણાધિક પ્રિયતમનાં એક વખત પણ દર્શન થાય તો પછી આ દુઃખી જીવનનો અંત આણવો

ચન્દ્રપ્રભા--તમે આ વાત શા પરથી સાચી માની ?

મુક્તા--તેના બોલવા ઉપર હું એકદમ વિશ્વાસ મૂકું એવી મૂર્ખ નથી, પણ એ દુષ્ટે મ્હારા પ્રિયતમને કારાગૃહમાં પૂર્યા છે એ વાત હું જાણુતી હતી,

જેથી તેના બોલવા પરથી અહી આવી છુ પણ મને હજી મારા હૃદયેશ્વરના દર્શન થયા નથી.

ચદ્રપ્રભા આ વાત સાંભળી મનમાં કહેવા લાગી –"બીચારી આ બાળાને શી ખબર કે તે જેના દર્શનની પ્યાસી છે, જેનાં દર્શન કરવાની કામનાથી તે દુશ્મન સાથે અત્રે આવી છે તેને તો મે મારા અવાસમાં છુપાવી રાખ્યો છે" આમ વિચારી પ્રકટ રીતે તેણે કહ્યુ –"ઠીક છે બ્હેન! તમારા પ્રિયતમનુ નામ શુ છે?"

મુકતા—મહેન્દ્રકુમાર

નામ સાંભળતા ચદ્રપ્રભાના મનમા એવો વિચાર ઉપજ્યો કે, "નક્કી હવે મારા પ્રેમમાં ભગાણુ પડશે મુકતા મારા પ્રેમની હરિફાઇમા ઉતરવા આવી છે જો હુ તેને સહજ પણ ફાવવા દઇશ તો મ્હારે નિરાશ થવુ પડશે. માટે આજે મહેન્દ્રને વચનથી બાંધી તેમની પાસે પ્રેમભિક્ષા માગુ મને મુકતાની દયા આવે છે પણ લાચાર કે તે મારા રસ્તામાં કાટારૂપ છે"

ચદ્રપ્રભાને આમ વિચારયુકત જોઈ મુકતા બોલી "બ્હેન! તમે કેમ વિચારમા પડયા?"

ચદ્રપ્રભા—કઇ નહિ, એ તો તમને હવે મારે કેવી રીતે મદદ કરવી એ વિષયનો હુ વિચાર કરતી હતી બ્હેન! ધીરજ રાખજો પ્રભુ તમારૂ શ્રેય કરશે

આમ કહી ચદ્રપ્રભા ચાલતી થઇ

મુકતાએ વિચાર કર્યો –"મહેન્દ્રનુ નામ સાભળતા એ વીરબાળા શા માટે ચમકી? શુ તે તેમને ઓળખતી હશે? ગમે તે હો, મારે શુ?"

ચદ્રપ્રભા પુન મુકતાનાજ ઘાટ ઘડવા લાગી –"આ વીર બાળા પર ગમે તે તરકટ રચી તેના અને મહેન્દ્રના પ્રેમમા ખલેન પહોચાડુ તોજ હુ મહેન્દ્રનો પ્યાર મેળવી શકુ અરેરે મહેન્દ્રકુમાર! તમારે માટે હુ શુ શુ

કરી રહી છુ ? મુકતાને સુખી કરવાને બદલે તેનુ અહિત કરવા હું તૈયાર થઈ છુ પ્રભુ ! આજે હુ આ શુ કરવા બેઠી છુ ? મહેન્દ્રકુમાર ! તમે જાણો છો કે ચન્દ્રપ્રભા આજે તમને પ્રપંચની જાળમા જકડનારી છે ?"

આવા તર્કસાગરમાં ડુબેલી ચંદ્રપ્રભા મહેન્દ્ર પાસે ઉપસ્થિત થઇ તેને જોઈ મહેન્દ્ર બોલ્યો –"ચન્દ્રપ્રભા ! આજે મારૂ કંઇ અનિષ્ટ થવાનુ હોય એવો મને ભાસ થાય છે હવે તો સત્વર આ સ્થળનો ત્યાગ કરવાને હુ ઇચ્છુ છુ "

ચન્દ્રપ્રભા—તમોને જવાની રજા હું કેવી રીતે આપુ ? તમારે તો અહીં જ રહેવુ પડશે, અગર અત્રેથી જવુ હોય તો દયા લાવી મને પણ સાથે લઈ જવી પડશે

મહેન્દ્ર—ચંદ્રપ્રભા ! મારા જેવા ભવસાગરમા ભટકતા મુસાફર ઉપર તારે આવો અસીમ પ્રેમ શા માટે રાખવો જોઇએ ? તુ અહી સુખી હોવા છતાં શા માટે મારી સાથે દુઃખ ભોગવવા ત્હારે આવવુ જોઇએ ?

ચન્દ્રપ્રભા—હુ આ સુખ ભોગવવા ઇચ્છતી નથી મારૂ સુખ તમારા નિત્યના સહવાસમાં સમાયુ છે હવે તમારો એક ક્ષણનો વિયોગ પણ મ્હારાથી વેઠી શકાય તેમ નથી

મહેન્દ્ર—પ્રભા ! તે તો નહિ બને કયી આશાથી મારી સાથે આવી તુ દુઃખી થવા ઇચ્છે છે ?

ચન્દ્રપ્રભા—તે તમે નથી જાણતા કે ? તમે સઘળુ જાણો છો છતાં શા માટે પુછી મને દુઃખી કરો છો ?

મહેન્દ્ર—ચંદ્રપ્રભા ! મે તને પ્રથમથીજ જણાવ્યુ છે કે તારી અનુચિત આશા આ ભવે તો હુ પુરી કરી શકુ તેમ નથી, પુનઃ એની એ વાત કરી શા માટે મારા બળતા હૃદયને વિશેષ બાળે છે ?

ચન્દ્રપ્રભા--મહેન્દ્રકુમાર ! શુ તમે મને તદ્દન નિરાશ કરશો ?

મહેન્દ્ર—લાચાર, મારા હૃદય ઉપર મારો પોતાનો હક્ક નથી તો પછી તે હૃદય તમને શી રીતે આપુ ?

ચન્દ્રપ્રભા મનમાં વિચાર કરવા લાગી કે "મહેન્દ્રકુમાર ! તમે મને રીબાવો છો અને હુ તો તમને કરગરૂ છુ તમે એમ કહો છો કે તમારૂ હૃદય તમે બીજીને આપી દીધેલુ છે ના—ના, તે હૃદય તમારે પાછુ એચી લેવુ પડશે હુ તે હૃદયની ભીખારણ છુ ભીખના બદલામા તે હૃદયની ભેટ મને આપવી પડશે તમે સીધી રીતે નથી માનતા તો હવે હુ લાચારીથી છળકપટનો આશ્રય સ્વીકારીશ જે મુકતાને તમો ચાહો છો તે મુકતાને આજે તમારા જીગરમાથી દૂર કરીશ "

આમ વિચાર કરી તે મહેન્દ્ર પ્રત્યે બોલી —"મહેન્દ્રકુમાર ! તમે મારી પાસે બેસો હુ તમને એક ખાનગી વાત કહેવાની હતી, પણ તે વાત સાંભળી તમે ઉશ્કેરાઈ જઇ કાંઇ આડુ અવળુ કરી બેસશો એવો ભય ઉપજવાથી મે તે વાત છુપાવી હતી પણ લાચાર કે અત્યારે તે કહ્યા સિવાય રહેવાતુ નથી જો કે કોઇનુ ખરાબ ચરિત્ર ખુલ્લુ કરવુ તેમા પાપ છે, પણ તમે નિર્દોષ એ પાપની છાયામાંથી બચો એટલા માટે તે પાપ હુ મારા શિરે સ્વીકારી લઇ અત્યારે એ વાત તમને નિરૂપાયે હુ કહેવાની છુ "

મહેન્દ્ર—તે તો હુ પણ જાણુ છુ કે રાજસિહે મારો જીવ લેવો ધાર્યો હશે

ચન્દ્રપ્રભા--ના, હુ જે કહેવાની છુ તેની સાથે રાજસિહનો બિલ્કુલ સબધ નથી

મહેન્દ્ર--તો પછી મને બીજાની શી ધાસ્તી છે કે તેના પાપની છાયામાં આવી જાઉ ?

---

ચન્દ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! હું અત્યારે જે વાત કહેવાની છું તેનો તમોને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કારણ કે તમે હજી સ્ત્રીચરિત્રને ઓળખતા નથી આમ હોવાથી મા ! વાત તમારા ધ્યાનમાં નહિ આવે

મહેન્દ્ર—પ્રભા ! આવા સંશયાત્મક વચન ઉચ્ચારી તું મને અધીરો ન બનાવ જે વાત કહેવી હોય તે મને ખુલ્લે ખુલ્લી કહે

ચન્દ્રપ્રભા—પ્રાણેશ ! તમે તે વાત સાભળી કંપી ઉઠશો, માટે હૃદય કાબુમાં રાખી એક ચિત્તથી સાભળજો તમે જેને ચ્હાઓ છો, રાત દિવસ જેને યાદ કરો છો તે તમોને કેવી રીતે ચ્હાય છે એ તમો જાણો છો ?

મહેન્દ્ર—તેની શી વાત કરૂં ? તેનો મારા તરફનો અખંડ અનુરાગ તથા તેના પ્રેમામૃતપૂર્ણ મધુર વચનો વગેરે પ્રતિક્ષણે મને યાદ આવે છે મારૂં તમામ દુઃખ હરવાનું તેનામાં જાદુ છે તે તને અહી શી રીતે બતાવું ? હું જે સમયે તેનાથી છુટો પડયો તે સમયે તે મારી પવિત્ર દેવી મુક્તાના નયનોમાંથી ટપકતાં આસુ મને યાદ આવે છે એની એ ચિંતાગ્રસ્ત કરૂણાપૂર્ણ મૂર્ત્તિ મારા મનમંદિરમાંથી ક્ષણ કાળ માટે પણ ખસી શકે તેમ નથી

ચન્દ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! તમે ભુનો છો જ્યા સુધી તમો તેની સાથે હતા ત્યા સુધી તો તે તમને ચ્હાતી હશે, પણ તમો છુટા થયા પછી એ જાણતી પણ નહિ હોય કે તમો દુનિયા પર ક્યાં છો !

મહેન્દ્ર—હું નથી સમજી શકતો કે તમો મને શું કહેવા માગો છો ?

ચન્દ્રપ્રભા—હું તમને એ કહેવા માગું છું કે જેની પાછળ તમોએ જીગર પટકી માર્યું છે તે તો કયારનીય બીજા સાથે લગ્ન કરી ચુકી છે

મહેન્દ્ર—ચન્દ્રપ્રભા ! જે કાંઇ બોલે તે જીભ સંભાળીને બોલજે અટકાવી દે જીહ્વાને તું મારી પવિત્ર દેવીને કલંકિત કહે છે ? હવે પછી એક શબ્દ પણ બોલીશ નહિ શું સતી સાધ્વી એકવચની મુકતા બીજા સાથે લગ્ન કરે ? તે સ્વપ્નમાં પણ કેમ મનાય ?

---

ચન્દ્ર—તમો તો તેની પાછળ દિવાના બની ગયા હો તેમ જણાય છે તમો પવિત્ર છો એટલે તેને પણ પવત્રિ સમજો છો, પણ હુ આજે મારી નજરથી જોઇ આવી કે તમારી મુકતા બીજાના પ્રેમમા પડી છ

મહેન્દ્રે અ તરના ઉ ડાણમાથી એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યુ —" અરે પ્રભુ ! આ હુ શુ સાભળુ છુ ? ! શુ શીતળ પવનમા આગનો વર્ષાદ ? શુ અમૃતમા ઝેર ? શુ મારી મુકતા બીજાના પ્રેમમાં ? શુ હૃદયવલ્લભા અન્યની અ કશાયિની ?

ચન્દ્રપ્રભા—હજી પણ તમે માની શકતા નથી ? શુ મારા બોલ ઉપર તમોને જરા પણ વિશ્વાસ નથી ? ઠીક છે, હુ તમોને નજરો નજર બતાવી આપીશ કે તમારી મુકતા બીજા પુરૂષથી પ્રેમ કરી રહી છે, પછી કાંઇ ?

મહેન્દ્ર —શુ હુ મારી આંખોથી જોઈ શકુ તેવી રીતે તુ મને બતાવીશ ?

ચન્દ્રપ્રભા—હા, તમો પોતેજ જોઇ શકશો કે તે બીજા સાથે પ્યાર કરે છે

મહેન્દ્ર ઠીક ત્યારે ચાલ મને ત્યાં લઇ જા

ચન્દ્રપ્રભા—હુ તમોને ત્યા કેવળ એક શર્તથી લઇ જઇ શકુ તેમ છુ

મહેન્દ્ર—બોલ, તારી શર્ત શી છે ?

ચન્દ્રપ્રભા—જુઓ, મારી સાથે તમો આવજો આપણે બન્ને દૂર ઉભાં રહી એ બનાવ જોયા કરીશુ શર્ત એટલી છે કે, ત્યાં જે કાંઇ જોવામાં આવે તેથી ઉશ્કેરાઇ જઇ તમારે એક પણ શબ્દ બોલવો નહિ—ચુપચુપ જોઇ મારી સાથે પાછા ફરવુ

મહેન્દ્ર—ઠીક ચાલ, મ્હને તારી શર્ત કબુલ છે

ચન્દ્રપ્રભા—ના, એમ નહિ તમે પ્રતિજ્ઞા લ્યો કે એ બનાવ જોઇ તમારે લેશ માત્ર પણ ગુસ્સો કરવો નહિ

મહેન્દ્ર––ઇષ્ટદેવના સોગન ખાઇને કહુ છુ કે ત્યા હુ એક પણ શબ્દ બોલીશ નહિ ચાલ, જલ્દી મને ત્યાં લઈ જા, નહિ તો હુ દિવાનો બની જઇશ

ચન્દ્રપ્રભા––આમ અધીરા થશો તે કામ નહિ આવે આજે તો હુ તમારી સાથે આવી શકુ તેમ નથી આવતી કાલે તમને હું ત્યાં લઇ જઇશ વળી તમારે એક બીજી શર્ત કરવી પડશે

મહેન્દ્ર––બીજી કયી શર્ત છે ? તુ મને એ પ્રસગ નજરોનજર બતાવી દે પછી તારી સઘળી શર્તો મારે કબુલ છે

ચદ્રપ્રભા—ના, તેમ નહિ તે વાતની પણ તમારે પ્રથમથીજ શર્ત કરવી પડશે

મહેન્દ્ર—બીજી શર્ત શી છે ?

ચદ્રપ્રભા––એજ કે તમો જ્યારથી મુક્તાને બીજાના પ્રેમમાં જુઓ ત્યારથી તમારે તમારૂ હૃદય મને સોંપવુ અને જે પ્રમાણે તમો મુક્તાને ચ્હાતા હતા તે પ્રમાણે તમારે મને ચ્હાવુ

મહેન્દ્ર––આ બીજી શર્ત પણ મને કબુલ છે હુ મુક્તાને બીજાના પ્રેમમા જોઉ ત્યાર પછી હુ જે પ્રમાણે તેને ચ્હાતો હતો તે પ્રમાણે તને ચ્હાઇશ હવે કઈ વાધો છે ?

ચદ્રપ્રભા––ના, હવે કાંઈ વાધો નથી અત્યારે રાત ઘણી વીતિ ગઇ છે, માટે તમો શાતિથી આરામ લ્યો કાલે પ્રભાતમાં હુ જરૂર તમોને ત્યાં લઇ જઈશ

આમ કહી ચદ્રપ્રભા ચાલતી થઈ અત્યારે મહેન્દ્રની ચિતાનો પાર ન હતો. તેને નિદ્રા ક્યાથી આવે ? ચદ્રપ્રભા ! તે તારી પાપી ઇચ્છા પૂરી કરવા માટે મહેન્દ્રના મનમાં મુક્તા માટે કેવો ખોટો વહેમ ભરાવ્યો ? ઝાઝવાના

જળની માફક ખોટી આશામાં મોહાધ થઇ શા માટે તે પાપ ઉપર પાપ કર્યું ? અરે ! મનુષ્યજાતિમાં હોવા છતાં પિશાચિની પણ ન કરે એવુ અઘોર કર્મ કરવા તુ શા માટે તૈયાર થઇ ? સત્યનો સહાયક શ્રીહરી સમર્થ છે તે શુ તારા પાપી કર્મની તને શિક્ષા નહિ કરે ? તુ જાણતી નથી કે,

આ કૃત્ય કાળો કેર છે, જગદીશ તેથી રૂઠશે,
આ કર્મ કાળુ જોઇને, કીરતાર કપી ઉઠશે

મહેન્દ્ર નિદ્રાવશ થયો એટલે એ સમયનો લાભ લઇ ચદ્રપ્રભા કારાગૃહ પાસે ગઈ અને તેણે શાન્તાને સકેતથી પોતાની પાસે બોલાવી

શાન્તાએ આશ્ચર્યથી કહ્યુ—"બ્હેન ! આવા મધ્ય રાત્રિના સમયે અચાનક આવવાનુ કારણ ?"

ચદ્રપ્રભા—શાન્તા ! હુ તને એક કામ સોપવા આવી છુ

શાન્તા—જે કામ બતાવશો તે હુ ઘણી ખુશીથી પૂર્ણ કરીશ

ચન્દ્રપ્રભા—લે, હુ તને આ રાજકુમારનો પોષાક આપુ છુ આ પોષાક પહેરી કાલે તારે બગીચામા મુક્તા સાથે પ્યારમા લુબ્ધ થવાનુ છે, સમજી કે ?

શાન્તા—એવો વિચિત્ર પ્રેમ કરવાથી મુક્તાને તથા મને શો ફાયદો છે તથા આમ કરાવવાથી તમને શો લાભ થાય તેમ છે ?

ચન્દ્રપ્રભા—લે, તેના બદલામા તને પ્રથમથી જ આ હાર ઇનામમાં આપુ છુ મને આ બાબતમા શો લાભ થાય તેમ છે તેની તને આગળ ઉપર ખબર પડશે આ કામ પૂર્ણ થયા પછી તને પુન અમૂલ્ય ઇનામ મળશે

શાન્તા—પ્રભા બ્હેન ! તમારૂ આ કામ હુ નિર્વિઘ્ને પાર ઉતારીશ એ માટે તમે સર્વાશે નિશ્ચિત રહેજો.

ચન્દ્રપ્રભા—શાન્તા ! તુ આ કામ ચતુરાઇથી પાર પાડજે, વળી આ પ્રકારની બીજા કોઇ પણ માણસને ખબર ન પડે એ માટે સાવધાન રહેજે.

આમ કહી પ્રભા ચાલી ગઇ

શાન્તા પણ આજ વિષય પર તર્કવિતર્ક કરતી નિદ્રાવશ થઇ પ્રાતઃકાળે શાન્તા વ્હેલી ઉઠી અને તેણે મુકતાને જણાવ્યું, " બ્હેન ! આજે તો હું સામેના જળાશયમાં સ્નાન કરવા જનાર છું, તમે મારી સાથે આવશો ?"

મુકતા—ઘણી જ ખુશીથી આવીશ ત્યાં આવવાથી કુદરતની લીલી હરિયાળીવાળો મનોહર દેખાવ દ્રષ્ટિગોચર થશે

પછી શાન્તા તથા મુક્તા સ્નાન કરવા ચાલી સ્નાન કર્યા પછી શાન્તાએ રાજકુમારનો પોષાક પહેર્યો તે જોઈ મુક્તા બોલી—"શાન્તા ! તે આ શું પહેર્યું ?"

શાન્તા—રાજકુમારનો પોષાક

મુક્તા—આ પોષાક પહેરવાનું કારણ ?

શાન્તા—કારણ એજ કે રાજકુમાર બની આજે તમારી સાથે મારે લગ્ન કરવાં છે તમારી સાથે પ્યારમાં પડી તમને સ્નેહથી આલિંગન ચુંબન કરવા છે તમને એ બે ઘડીની મોજના રંગરાગ ગમશે કે ?

મુક્તા—ગાંડીરે ગાંડી ! સ્ત્રી સાથે સ્ત્રી પ્યાર કરે ? ! એમાં આનંદ શો ? એ તો ન્હાના છોકરાની રમત કહેવાય

શાન્તા—પણ તમે મને ચાહો છો કે નહિ ? કેમ કાંઇ બોલતા નથી ? શું હું તમારો પ્રિયતમ થવાને લાયક નથી ?

મુક્તા—આજે તું પ્રેમરસના ઉલટા પાઠ શા માટે પઢે છે એ હું સમજી શકતી નથી

આવી અનેક મીઠી મશ્કરીની વાતો કરતી શાન્તા તથા મુક્તા બગીચામાં આવી એક વિરામાસન પર બેઠી દૂરથી આ બનાવ જોનાર ભ્રમણામાં ભૂલ ખાય એવો હતો શાન્તાએ પોતાનો કોમળ હસ્ત મુક્તાના કંઠમાં નાખ્યો

---

વજનમાં ઘણી હલકી છે

અને તેના ગુલાબી ગાલ પર ચુંબન કર્યું મુક્તા શર્માઇ ગઇ અને બોલી – "શાન્તા ! આમ કરવાથી તને શો આનંદ મળે છે ?"

શાન્તા—મુક્તા ! મારી માફક મહેન્દ્રકુમાર પણ તારા ઉપર આવી રીતે પ્યાર કરતા હતા, કેમ ખરૂં કે ?

મહેન્દ્રનું નામ સાંભળતા મુક્તાની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં શાન્તા એ અશ્રુજળ સ્વચ્છ કરતા બોલી –"મુક્તા ! આ સંસાર દુઃખદાયક છે આકાશના રંગ માફક મનુષ્ય માત્રની દશા અવનવા રંગ ધારણ કરે છે કોઇનો સમય એક સરખો રહ્યો નથી અને રહેનાર નથી તારામતી જંગલે જંગલ ભટકી નીચ ઘેર વેચાઇ, છતાં ધર્મથી અલગ થઇ નહિ બ્હેન ! સીતા જેવી પ્રાતઃસ્મરણીય દેવીને અસહ્ય કષ્ટ સહન કરવાં પડયાં તો માનવી કોણ માત્ર ? તું આગળ જતાં સુખી થઇશ" આમ કહી પુનઃ શાન્તાએ મુક્તાના ગાલ પર કોમળ હસ્તથી પ્રહાર કર્યો આ સમયે ચંદ્રપ્રભા પણ મહેન્દ્રને લઇ બગીચા નજીક આવી તથા તેણે ચાલતો બનાવ દૂરથી બતાવી કહ્યું –જુઓ જુઓ, મહેન્દ્રકુમાર ! સામેના બગીચામાં શો બનાવ બને છે ?"

મહેન્દ્ર એ બનાવ નિહાળતા જ કંપી ઉઠયો તેણે બરાબર જોયું કે મુક્તા કોઇ રાજકુમારના પ્રેમમાં તલ્લીન બની છે તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું હજારો વીંછીના ડંખ કરતાં પણ આ બનાવે તેને વધારે દુઃખ દીધું તે મનમાં બોલવા લાગ્યો –"શું વિશ્વમાંથી સત્ય, ધર્મ અને નીતિનો સદાને માટે લોપ થઇ ગયો ? શું પવિત્ર ગંગાજીનું જળ પણ ભ્રષ્ટ થયું ?" તે પુનઃ બબડયો —

> કહો કોઇ ફિરસ્તાઓ, જહાંમાં શું વફા છે ના ?
> હસો ના કોઇ તો બોલો, વફા શું કયાંય પણ છે ના ?
> જગતમાં કેટલા મજનું સમા દિલથી બની આશક,
> હશે જલતા બની પાગલ ? છતાંયે બેવફા માશુક

અરેરે ! કેટલા બેપરદા સનમની ચશ્મ ખંજર પર,
ઝુકાવે શિર છતાં આખિર, બને એ બેકદર દિલબર
અરેરે ! કેટલા ભોળા બને, ખિરિકન સનમ પાછળ,
છતાંયે બેહયા કાતીલ હુલાવે દિલમાં ખંજર
બતાવો કો ફિરસ્તાઓ ! જહાંમાં શું વફા છે ના ?
સહુ છે બેવફા શું હા ? વફા શું કયાંય પણ છે ના ?"

આમ મનમાં બબડતો આમથી તેમ ચોપાસ ઉન્માદગ્રસ્ત ચિત્તથી મહેન્દ્ર ફરવા લાગ્યો પ્રભા સમજી ગઇ કે અગ્નિ સાથે વિશેષ સમય સુધી રમત રમવામાં સાર નથી તેણે મહેન્દ્રનો હાથ ઝાલ્યો

મહેન્દ્ર ગુસ્સાથી બોલ્યો —"પ્રભા ! મારો હાથ છોડી દે મારા માટે આ સમય કેટલો દુ ખદાયક છે તે તુ જાણે છે ?"

ચન્દ્રપ્રભા—તમોએ મારી સાથે કરેલી શર્ત યાદ છે કે ?

મહેન્દ્ર—તારી સાથેની શર્તજ આ વખતે મને લાચાર બનાવે છે મ્હારા અ તરમા સળગેનો ક્રોધાગ્નિ એ શર્તને લીધેજ મનમા ધુધવાય છે, નહિ તો આ સમયે મુક્તાના તથા તેના પ્રિય પ્રેમી રાજકુમારના જીવનનો અ ત જ આવ્યો હોત

ચન્દ્રપ્રભાએ મહેન્દ્રના ક્રોધાવેશને દૂર કરવાનો ઘણો પ્રયત્ન કર્યો પછી મહેન્દ્ર ચદ્રપ્રભા સાથે ગયો ક્રોધ મનુષ્યનોકટ્ટરમા કટ્ટર શત્રુ છે ક્રોધાવેશમા ઘણાં મનુષ્યો ન કરવા યોગ્ય સાહસનાં કામો કરી બેસે છે મુક્તા પ્રત્યે મહેન્દ્રને જે ક્રોધ ઉપજ્યો હતો તે અસહ્ય હતો જો ચદ્રપ્રભા સાથે ન હોત, અગર તેને સમજાવીને લઇ ગઈ ન હોત તો અવશ્ય મુક્તા તથા શાન્તાનો નાશ થાત

ચન્પ્રભા મહેન્દ્રને લઇ પોતાને ઘેર ગઈ મહેન્દ્ર આકુળવ્યાકુળ હૃદયે વિરામાસન પર બેઠો

---

અ દરનુ વાઈનીંગ ઘણુ શોભીતુ છે

ચન્દ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! આપ હવે થોડો આરામ લ્યો

મહેન્દ્ર—એ શું બોલી ? આરામ મારે માટે જગત પિતાએ નિર્માણ કર્યો જ નથી હવે તો અહીથી સત્વર ચાલ્યો જાઉ તો જ મને કઇક આરામ મળે

ચન્દ્રપ્રભા—મને એકલી મુકી તમે ક્યાં જશો ? હવે તો તમારે મને આપેલુ વચન બરાબર પાળવુ જ પડશે

મહેન્દ્ર—ચન્દ્રપ્રભા ! એ વચન ક્યારે પાળીશ તે તુ જાણે છે ? હુ તે વચન ત્યારે જ પાળીશ કે જ્યારે બગીચામા પ્યાર કરતા પેલાં બંને પાપીઓને યમદ્વાર પહોંચાડીશ. તુ હવે મને ન બોલાવીશ મને આજે કઇ ગમતુ નથી

સમય વિચારી ચન્દ્રપ્રભાએ બોલવુ બધ કર્યું એટલે બને પ્રેમપીડિત પખીડાઓ નિદ્રાને વશ થયાં.



## પ્રકરણ ૧૩ મુ.

### કુલટાના કર્મ કથા.

न पश्यति च जन्मान्धाः कामान्धो नैव पश्यति ।
मदान्मत्ता न पश्यन्ति अर्थी दोष न पश्यति ॥

જન્માંધ ક્યાંથી જોઇ શકે ? કામાંધ પણ કોઇને જોતા જ નથી, મદોન્મત્ત કોઇનુ સાભળવા ઇચ્છતો નથી તેમજ સ્વાર્થ દોષયુક્ત કાર્ય કરવામાં પણ પાછી પાની કરતો નથી

વ્યભિચારિણી નારી કદિ ના સ્નેહ પ્રેમ પિછાનતી,
કુલટા અને કામાંધ દૃષ્ટિ, પાપ કેવળ જાણતી
નિજ ધર્મને ભૂલી જઇ, સ્વચ્છંદી થઇને સચરે,
ગૃહકુળ લજ્જા ત્યાગીને, પરપુરુષ સગે પરવરે

સ્ત્રી જાતિ સસારમા સ્વતત્ર રહેના સરજાયેલી નથી બાળપણમાં તેને માબાપ સભાળે છે, યુવાનીમા તેનો સ્વામી તેનુ રક્ષણ કરે છે, વૃદ્ધાવસ્થામાં સતાનો તેની સેવા ચાકરી કરે છે, માટે સ્ત્રી કદાપિ સ્વતત્ર નથી બાળપણના સસ્કાર બચ્ચા પર અજબ અસર કરે છે શ્રીમત માતપિતાના સતાનો હદ બહારના લાડથી ઉછરે છે, પણ દરેક માબાપે સતાનો ઉપર પૂરતો અકુશ રાખવાની જરૂર છે, નહિ તો આ નજીવી ભુલથી આગળ જતાં સતાનો ખરાબ રસ્તે ચડી જાય છે

હાલ કન્યાકેળવણીની ચોપાસ બુમ સભળાય છે તેમજ કન્યાને કેળવવી એ પણ માબાપની પ્રથમ ફરજ છે, છતા આ કેળવણી એવી તો ન જ હોવી જોઇએ કે જે કેળવણીથી બાળાઓ ઉદ્ધત, તથા સ્વચ્છદી બને યુવાની દિવાની છે, મગજમા સ્વતત્રતાનો ફાંકો રખાવનારી મોહાંધ અવસ્થા છે આ અવસ્થામા દરેક નરનારીએ સપૂર્ણ નીતિયુક્ત જીવન ગુજારવુ જોઇએ દુષ્ટની સોબત, હલકાં ખાનપાન, નિર્લજ્જ પહેરવેશ વગેરેથી

---

વજનમાં હલકી હોવાથી અમીર ઉમરાવો હોંશે વાપરે છે

બચવાની દરેક કુમારિકાની પ્રથમ ફરજ છે શાન્તા જેવી કુલિન કુટુંબની કુમારિકા હદ બહારની સ્વતંત્રતાથી કયી સ્થિતિમા સપડાણી તે નીચેની વાત-પરથી જણાશે

શાન્તા મુક્તાને લઈ પાછી કારાગૃહમાં આવી ભોળી બીચારી મુક્તા શાન્તા તથા ચંદ્રપ્રભાના કારસ્થાનને સમજી શકી નહિ તે તો એમજ સમજી કે શાન્તા તેની સાથે નિર્દોષ હાસ્યવિનોદ કરી તેને રીઝવવા ઇચ્છે છે પણ તે બીચારીને ક્યા ખબર હતી કે તેની વિરૂદ્ધ ભયંકર કુટિલ કારસ્થાન રચવામાં આવ્યુ હતુ આ સમયે શાન્તા પણ આવી પહોચી અને બોલી —' બેન ! કેમ ઉદાસ જણાઓ છો ?"

મુક્તા—મારા ભાગ્યમા સદાને માટે ઉદાસીનતા જ નિર્માણ થયેલી છે

શાન્તા—ખરા પ્રેમીઓ સંસારમા દુ ખ ભોગવવા જ સરજાયેલા છે, પણ દુ ખ હમ્મેશા કાયમ રહેતુ નથી

આ વાત સાંભળી મુક્તાએ દીર્ઘ નિશ્વાસ મૂક્યો અને બોલી, "શાન્તા ! ખરેખર તેમજ છે હુ વિરહાગ્નિથી બળી રહી છુ અને પ્રિયના વિયોગે દુ ખ ભોગવુ છુ "

શાન્તા—વીરબાળા ! તમારા ટુંક સમયના સહવાસથી મારા આચાર વ્યવહારમાં અજબ ફેરફાર થયો છે તમારી ધાર્મિક રહેણીકરણી, શુદ્ધ સાત્વિક જીવન અને પરહિતકારી ભાવના જોઇ તમને સહસ્ર ધન્યવાદ આપુ છુ પણ બેન ! મને કહેશો કે તમે કોણ છો ? રાજસિંહ તમને અહી શા માટે લાવ્યો છે તથા તમારા પ્રિયતમની મને કાંઇ પિછાન આપશો ?

મુક્તા—દુ ખી પાસે દુ ખની વાત જણાવતાં હૃદયમા દુ ખનો ભાર ઓછો થાય છે શાન્તા ! મારી કર્મકથની અત્યંત દુ ખદાયક અને હૃદયવિદારક છે

---

હ ગેરીયન સીલોન કેપ

આમ કહી મુક્તાએ અથથી તે ઇતિ સુધી-તમામ હકીકત શાન્તાને કહી સભળાવી વાત કરતા તેના નયનમાથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. શાન્તાએ પોતાના પાલવથી મુક્તાનુ અશ્રુજળ સ્વચ્છ કરી નાખ્યુ તેના મનનુ સમાધાન કરતા તે બોલી, " મુક્તા ! આ માયાવી સસાર સ્વાર્થ તેમજ છળ પ્રપચથી ભરપૂર છે યુવાની દિવાની છે તેને સભાળવી એ સળગતા અગ્નિ ઉપર ચાલવા જેવુ કઠિન છે તમે તમારી ધાર્મિક ફરજ બજાવી વીર બાળાને છાજે તેવાં પ્રશસનીય વીરત્વના કાર્ય કરી દુ ખ પામ્યા છો, પણ મે પાપિણીએ યુવાનીના મદને વશ થઇ ભાન સાન ભૂલી જઇ નહિ કરવાના કામો કર્યા છે અરે રે ! મારી શી દશા થશે ? પ્રભુના દરબારમાં હુ મારૂ કાળુ મુખ શી રીતે બતાવી શકીશ ? "

આટલુ બોલી તે મુક્ત કઠે રૂદન કરવા લાગી તથા કપાળ ઉપર હાથ પછાડવા લાગી

તેની આવી સ્થિતિ નહિ જોઇ શકાવાથી મુક્તાએ કહ્યુ -" શાન્તા ! ગઇ ગુજરી ભૂલી જા જાગી ત્યાથી સ્હવાર ગણ પસ્તાવો એ પણ મનુષ્ય માત્રનો સન્માર્ગે ચડાવનાર માણસ માત્રનો ગુરૂ છે

હા ! પસ્તાવો વિપુલ ઝરણુ સ્વર્ગથી ઉતર્યું છે !<br>
પાપી તેમા ડુબકી દઇને પુણ્યશાળી બને છે !<br>
ઓહો ! કેવુ સ્મરણ મધુરૂ પાપનુ એ ધરે છે !<br>
માશી પામ્યુ કુદરત કને એમ માની ગળે છે ! "

શાન્તા—બેન ! મારાં કુકર્મોનો પાર નથી. ન કરવા જેવાં કામો કરી મે મારા જીવનને ભ્રષ્ટ કર્યું છે અરે રે ! મારૂ હવે શું થશે ?

મુક્તા—સ્ત્રીજાતિ હોવા છતા તારા હસ્તથી એવા તે શાં પાપી કાર્યો થયાં છે કે જેને માટે તારે અસહ્ય કલ્પાત કરવુ પડે છે ?

---

શાન્તા—શુ કહુ બેન ! તારા જેવી સ્વધર્મપરાયણુ પવિત્ર વીર બાળા પાસે એ વાત કરતાં મને કમ્પારી છુટે છે, છતા પણુ હૃદયનો ભાર હલકો કરવા તથા મારી હૃદયભેદક કથા સાભળી તેનુ અનિષ્ટ પરિણામ જાણી કોઇ પણુ સ્ત્રી પાપિષ્ટ કાર્યમા સામેલ ન થાય એ હેતુથી હુ તમને મારી કર્મકથા સભળાવુ છુ તમે તે સાભળશો ?

મુકતા—ઘણી ખુશીથી સાભળીશ અને બનતા પ્રયત્ને તને હવે પછી હુ સન્માર્ગે ચઢાવીશ

શાન્તા—હું મનહર નગરની રહેવાસી હોઈ ઉચ્ચ ક્ષત્રિય કુળમાં મે જન્મ લીધો છે મારા પિતા શ્રીમાન્ તથા કુલિન ગણાતા હતા બાળપણમાં મને સહુ શાન્તાગૌરી કહી બોલાવતા પણ હવે મને શાન્તા કહે છે માતા પિતાના ઘણા લાડ વચ્ચે હુ બાળપણમા ઉછરી જ્યારે આઠ વર્ષની મારી ઉમ્મર થઈ ત્યારે શુભ શુકન જોઇ મારા પિતાએ મને નિશાળે બેસાડી અમારા ગામમાં છોકરાઓની તથા કન્યાઓની નિશાળ એક હતી જે વિદ્યાલયમા હુ વિદ્યાભ્યાસ કરતી હતી તે વિદ્યાલયમા મારી જ્ઞાતિનો એક છોકરો મારી સાથે ભણુતો હતો તેની ઉમ્મર દશ બાર વર્ષની હતી તેનું નામ પ્રવીણુલાલ હતુ અમે બન્ને બાળસ્નેહી હોઇ સાથે રમતાં તથા સાથે ભણુતાં હતાં સમય પોતાનુ કામ કરતો ગયો બાળપણુનો નિર્દોષ સ્નેહ વયોવૃદ્ધિની સાથે મોહવિકારમા પલટાવા લાગ્યો અભ્યાસ ઉપર અરૂચિ થઇ તથા અમે બન્ને અભ્યાસના નિમિત્તથી ગુપ્ત પ્રેમનો અભ્યાસ કરવા લાગ્યાં ચતુર શિક્ષાગુરૂ મારો તથા પ્રવીણુલાલનો ગુપ્ત સબધ જાણી ગયા અરે રે ! વિકાર દ્રષ્ટિની શર્મ ભરેલી વાતો કરતા પણુ હુ લજવાઉ છુ " આમ કહી શાન્તા રડવા લાગી

તેને રૂદન કરતી જોઇ મુકતાએ ગભીર કઠે કહ્યુ —" બેન ! જે મનુષ્ય પોતાની ભૂલ સમજી સુધારવાનો પ્રયત્ન કરે છે તે આગળ જતાં સુખી તથા સદ્ગુણી થાય છે હા હા, પછી તારૂ શુ થયુ ?"

---

લાયનીગ પટો ઘણો ચમકદાર છે

શાન્તા—જ્યારે મારી ઉમ્મર ચૌદ વર્ષની થઇ ત્યારે મારા પિતાએ મને વિદ્યાલયમાંથી ઉઠાડી લીધી, છતાં બાળપણના સ્નેહી પ્રવીણલાલે પોતાના હૃદયમાંથી મને દૂર કરી નહિ તેમ હુ પણ મારા એ પ્રણય સહચરનુ વિસ્મરણ કરી શકી નહિ

મુક્તા—આ તો બધી તારીજ ભૂલ છે કુવારી કન્યાએ અવર યુવક તરફ દૃષ્ટિ કરવી એ શુ આર્યબાળાનો ધર્મ છે?

શાન્તા—બેન! તે સમયે હુ ધર્મ તથા અધર્મના ભેદને બિલ્કુલ સમજતી નહોતી નવયુવાનીના પૂર બહારમા સારાસારનો વિચાર હુ ભૂલી ગઈ હતી કહો જોઇએ તેમાં હું શુ કરૂ?

મુક્તા—તારી ભૂલ છે કુલિન કુમારિકા નવયુવાવસ્થામા પોતાની ફરજ વિસરી જાય છે તો એ એકજ ભૂલને પરિણામે તેના સમસ્ત સ્ત્રી જીવનની પાયમાલી તથા અધોગતિ થાય છે તેથી પોતાનુ જીવન બગડવા ઉપરાંત પૂર્વજોની કીર્ત્તિને નહિ ભુસાય એવુ કલક લાગે છે ઠીક, પછી શુ થયુ?

શાન્તા—પછી મારાં લગ્ન થયા આપણા હિદુ સસારમાં લગ્નની કાંઈ કિમતજ નથી માતા પિતા મરજીમા આવે તે જગ્યાએ શ્રીમત તથા મોટુ ઘર જોઇ કન્યા પરણાવે છે, પણ બીજી તરફ બિલકુલ દૃષ્ટિ કરતાં જ નથી મારાં લગ્ન પણ એક યુવક સાથે થઇ ચુકયા

મુક્તા—ખરૂ છે બેન! હિદુ સસારમાં સ્નેહલગ્ન થતાં જ નથી, પણ દેહ લગ્ન થાય છે લગ્ન શુ વસ્તુ છે, તે કરવાનો શો હેતુ છે તથા તે હેતુ કેવી રીતે પાર પડે છે એ વાત આજકાલનાં માબાપો જાણતાં નથી સમાન ગુણ સ્વભાવના સ્ત્રી પુરૂષોએ પરસ્પરની પ્રસન્નતાથી બાંધેલા પ્રેમનુ બધન એજ લગ્ન છે એ બધન ત્રાહિત માણસ બાંધી શકતો નથી લગ્ન એ સ્વભાવસિદ્ધ પ્રેરણાથી જન્મ પામેલી સ્ત્રી પુરૂષના પવિત્ર પ્રેમની

ગાંઠ છે કામક્રીડાનુ કે વિષય વાસનાનુ સ્વરૂપ એ કાઇ શુદ્ધ પ્રેમ નથી પ્રેમ સ્વાર્થી નથી પરસ્પરના ગુણ સ્વભાવનુ જ્ઞાન મેળવી પાત્ર વસ્તુમાં પ્રીતિ જોડવી જોઇએ અને પ્રાણાત સુધી પ્રેમરસનુ પાન કરવા સ્ત્રી પુરૂષે પરસ્પર પ્રીતિનુ પાત્ર થવાનો અભ્યાસ કરવો જોઈએ જે અપ્રિય છે તેના ઉપર પ્રીતિ બધાતી નથી સ્વભાવ પોતે જ તેનો સ્વીકાર કરતો નથી આ સિધ્ધાત સમજ્યા વિના લગ્ન થાય તો પરિણામ નિરાશાજનક આવે એમા શુ આશ્ચર્ય ।

શાન્તા—મ્હારા લગ્ન થયા પછી પણ પ્રવીણલાલે મારો પીછો છોડયો નહિ તે અવનવા વસ્ત્રાભુષણ આપી મને રીઝવવા લાગ્યો તથા મારી પાછળ તે પણ દિવાનો બની જઇ ભટકવા લાગ્યો

મુક્તા—તારે તેને ઉત્તેજન આપવુ જોઇતુ નહોતુ તારી સહાનુભૂતિ સિવાય પ્રવીણલાલ શુ કરી શકત ?

શાન્તા—અલબત્ત ! હુ જ પાપી હતી, પણ એ સમયે મને કઈ સૂઝતુ જ નહોતુ હુ તે વખતે મોહથી અધ બની હતી

મુક્તા—તારા શ્વસુરપક્ષનાં માણસો આ વિષય સબધી કાઇ જાણતા નહોતાં ?

શાન્તા—બેન ! પાપ છાનુ કયા સુધી રહી શકે ? પ્રવીણલાલ મને અવનવા સ્થળે ફેરવતો ઘણી વખત તેને હુ મળતી, ક્વચિત્ સમયનો લાભ જોઈ હુ તેને મારે ઘેર પણ બોલાવતી હતી

મુક્તા—ત્યારે શુ તારા ઘરમાં કોઇ વડિલની હાજરી નહોતી ?

શાન્તા—મારી સાસૂના મૃત્યુ પછી હુ સ્વતત્ર થઇ હતી ત્યાર પછી ઘરમા હુ એકલી જ હતી મારા સસરા પણ ઘણે ભાગે કામ ધધા માટે બહાર રહેતા હતા આખો દિવસ હુ પ્રેમી પ્રવીણલાલને પ્રેમપત્રો લખવામાં જ ગાળતી અને પ્રસગોપાત તેને બોલાવી મોજમજાહ ઉડાવતી

મુક્તા--શાન્તા ! તારી આવી વાત સાંભળતા હુ ઘણી દુ ખી થાઉ છુ, તારે માટે મારા મનમાં ઘણો તિરસ્કાર ઉપજે છે

શાન્તા—બેન ! આ તો હજી પાશેરામાં પેલી પુણી છે એક દિવસે પ્રવીણલાલ મારા ઘરમાથી બહાર નીકળતો હતો એવામાં મારા સસરાજી આવી પહોચ્યા

મુક્તા—ઠીક, પછી શુ થયુ ?

શાન્તા—થાય શુ ? બેન ! તમે હજી સ્ત્રીચરિત્ર સમજતાં નથી. મે જાણ્યુ કે ડોસો મારૂ પોગળ જાણી ગયેલો હોવાથી મારા તથા પ્રવીણલાલના બાર વાગી જશે અને આ મારી મહોકાણનો અધ્યાય મારા પતિ પાસે પહોચશે, માટે મે પાણી આવ્યા પહેલાં પાળ બાંધી તથા હુ બુઢ્ઢાનો ઘડો લાડવો કાઢવા હુ તત્પર થઇ

મુક્તા—એક પાપમા ડુબી હતી, છતાં નિર્દોષનો જીવ લેવાનુ બીજુ પાપ કરવા તુ તૈયાર થઈ ?

શાન્તા—હા, મે તેમજ કર્યું જ્યારે મારા પતિ ઘેર આવ્યા ત્યારે મે તેમની પાસે સ્ત્રીચરિત્રનો પાઠ ભણવા માંડયો મે રૂદન કર્યું, મારૂ શિર પટકયુ અને મારે તેમના પિતાશ્રી સાથે નથી રહેવુ એમ ચોખ્ખે ચોખ્ખુ જણાવી દીધુ, કામાંધ કુલટાઓ શુ કરી શકે છે એ વિષયની તેમને બિલકુલ ખબર નહોતી તેમણે બહુ બહુ વિનવણીથી મને પુછયુ કે 'તને થયુ શુ છે ?' ત્યારે મે તેમને ધ્રુજતાં ધ્રુજતા જણાવ્યુ કે, 'તમારા પિતાશ્રીએ મારૂ શીયળ લુટયુ છે'

મુક્તા—શાન્તા ! ખરેખર તુ રાક્ષસી છે, તુ કોમળાંગી અબળા નહિ પણ સુંદરીના વેષમાં ઝેરી સર્પિણી છે

શાન્તા--અરે ! હજુ મને ઉપમા આપવામાં તમે ભૂલ ખાઓ છો હજુ સાભળો તો ખરાં મારા સ્વામીને ભભેરી હું મનમા મલકાવા લાગી એટ-

લામાં મારા સસરાજી આવી પહોચ્યા તેમને જોઇ મારા અબુધ સ્વામી તેમના ઉપર તુટી પડયા. ક્રોધાવેશમા તેઓ જો પિતાનુ ખૂન કરશે તો પશ્ચાત થશે એમ વિચારી હું રૂદન કરતાં કરતાં તેમને મનાવી અંદર લઈ ગઇ મારા સસરાજીને મારા સ્વામીએ જે તિરસ્કારયુક્ત શબ્દો કહ્યા તથા તેમના પર જે જુલ્મ ગુજારી બહાર કાઢયા તેનુ સ્મરણ કરતાં આજે પણ મારૂ હૃદય ફાટી જાય છે બીચારા સસરાજીએ ત્યારથી જ મારૂ ઘર છોડયુ છે પુન તેઓ દેખાયા જ નથી

મુક્તા—નિર્દોષ પર જુલમ ગુજારનાર ઓ શાન્તા! શુ તારા આ પાપકર્મનો બદલો પરમાત્મા તરફથી તને નહિ મળે એમ તુ ધારે છે? વિશ્વસંસારમાં કોઇ પણ પાપકર્મ છાનુ રહી શકતુ નથી

પાપી જનોના હૃદયમાંહી, દુષ્ટતાનો વાસ છે,
પાપના કરનાર ઉપર, શ્રી હરીનો ત્રાસ છે,
પાપના જે વૃક્ષ તે ફળ, ઝેરના દેનાર છે,
પાપ છાનુ ના રહ્યુ, ના કોઇનુ રહેનાર છે

શાન્તા—બેન! પાષાણુ ઉપર ગમે એટલુ પાણી રેડવામા આવે તો પણ તે પીગળે છે કે? કોલસાને સો મણ સાબુથી ધોવામાં આવે તો પણ શુ તે કાળાશ તજી દે છે કે? લાખો મણ પુષ્પના ઢગલામા હીંગ શુ પોતાનો જાતિસ્વભાવ ભૂલી જાય છે કે? તેવી જ રીતે હું તે સમયે દુષ્ટતા ભરેલાં પાપ કર્મો કરી પાપની જીવતી જાગતી પ્રતિમા બની ચુકી હતી આ તે મારા પાપનો ઘડો ફુટયો.

મુક્તા—બહુજ સારૂ થયુ પાપનો ઘડો ફુટયા સિવાય કોઇ પણ મનુષ્ય સન્માર્ગને સ્વીકારતુ નથી ઠીક, પછી તારૂ શુ થયુ?

શાન્તા—એક દિવસે આકુળ વ્યાકુળ ચહેરે પ્રવીલાલ મારે ઘેર આવ્યો તેણે જણાવ્યુ, 'શાન્તા! મારા અને તારા પાપનો ઘડો ભરાઈ ચુકયો

છે તારો પતિ બધી વાત આપણો ગુપ્ત પત્રવ્યવહાર પકડાવાથી જાણી ગયો છે આજે રાતે જરૂર તે કાંઈ નવા જુની કરશે હવે આપણે કયો માર્ગ ગ્રહણ કરીશુ ?". મે તેને કોઈ રસ્તે મારો બચાવ કરવા જણાવ્યુ તેણે કહ્યુ 'તેને આ દુનિયામાથી હમ્મેશાને માટે વિદાય કર્યા સિવાય આપણે નિશ્ચિત જીવે રહી શકીએ તેમ નથી આજે રાતે ખાદ્ય સામગ્રીમાં તુ આ ભુકી નાખી દેજે એટલે આપણો માર્ગ સાફ બની જશે' એમ કહી તેણે મને એક જાતની ધોળી ભુકી આપી

મુક્તા—ત્યારે શુ તે તારા સ્વામીનાથનુ ખૂન કર્યું ?

શાન્તા—ઉતાવળા બની ગયા સિવાય હુ જે કાંઇ કહુ તે પ્રથમ સાભળી લ્યો માણસ ધારે છે શુ અને પ્રભુ કરે છે શુ ? મે ભોજનમા ઝેર ભેળવ્યુ મારી બધી ગોઠવણ કરી હુ તો શાત ચિત્તે તેમની રાહ જોતી બેઠી એટલામા મારા સ્વામીનાથ પધાર્યા અમારો બધો પત્રવ્યવહાર તેમના હાથમા ગયો હતો તેમણે આવતાંની સાથે જ ભ્રકુટી ચઢાવી, આંખોમાંથી અગ્નિકણો વર્ષાવી, ક્રોધથી કપતા કંઠે કહ્યુ –' આજે ઘેર કોણ આવ્યુ હતુ ?' મે ઉત્તર આપ્યો નહિ તેઓ વિશેષ ક્રોધે ભરાઈ મારા પર તુટી પડયા મુક્તા બેન ! એ વખતે મને જે માર પડયો હતો તેના ચિહ્નો આજ સૂધી મારા અગ ઉપર કાયમ છે

મુક્તા—પણ તે ભોજનમાં વિષ ભેળવ્યુ હતુ તેથી શુ થયુ ?

શાન્તા—મે એ ભોજન તેમની પાસે મૂકયુ સદેહ ઉપજવાથી તેમણે એ ભોજન એક બિલાડીને ખવડાવી ખાત્રી કરવા માડી હળાહળ વિષ ભરેલુ અન્ન ખાતાંની સાથે બિલાડી મૃત્યુ પામી એ સમયે મારા હૃદયમા જે ભયાનક કમ્પારી છુટી હતી તેનુ વર્ણન હું કરી શકુ તેમ નથી ભોજનમા દગો છે એવુ જાણી મારા સ્વામીના મુખ પર જે છાયા પ્રસરી હતી તેનુ આબેહુબ વર્ણન શબ્દોદ્વારા હુ કરી શકુ તેમ નથી

---

મુક્તા—એટલુ બનવા છતાં તારા પતિએ તને જીવતી છોડી એ ઉપ-રથી તે ઘણો દયાળુ હોવો જોઇએ એમ લાગે છે!

શાન્તા—અરે! કોઇ મનુષ્ય એવે સમયે જીવતી છોડે? તેણે ભયંકર નિર્દયતાથી મને બાંધી તેણે પોતાના સકળ બળનો ઉપયોગ કરી મને પુષ્કળ માર માર્યો પછી ક્રોધાવેશમા દ્વાર બધ કરી કાંઇ લેવા તેઓ બહાર ચાલ્યા ગયા

મુક્તા—પછી તે શુ કર્યું?

શાન્તા—મે જાણ્યુ કે તે દિવસે મારૂ આવી બન્યું છે નક્કી રાતના મારૂ ખૂન થશે આમ સમજી મહા મુશ્કેલીથી હુ બધનમુક્ત થઇ અને નાસી જવાનો લાગ શોધવા લાગી બેન! ભયાનક પ્રસગે કેટલાક મનુષ્યોની મતિ મુઝાઇ જાય છે તો કેટલાક મનુષ્યો સમયસૂચક બની જાય છે મે એ વખતે હૃદયમા હિમ્મત લાવી જીવસટોસટનુ જોખમ ખેડ્યુ બારીમા દોરડુ બાંધી તેની મદદથી સડસડાટ કરતી હુ નીચે ઉતરી ગઇ અને ત્રાસની મારી નાસી છુટી ઘોર ભયંકર રાત્રિના સમયે વજ્રસમ હૃદય રાખી મનહરપુરીથી ચાર ગાઉ દૂર આવેલા માણેકપુર નામના ગામમા હુ જઇ પહોચી

મુક્તા—ત્યારે તુ ગુલાબરાયના સહવાસમાં કેવી રીતે આવી તથા અહીં તને કોણ લાવ્યુ?

શાન્તા—બેન! હજી મારે માથે દુ:ખનો ડુગર તુટવાનો બાકી રહ્યો હતો હજી વિશેષ અધર્મમાં સપડાવવાનુ મારા કિસ્મતમા લખાયેલુ હતુ તે દિવસે સૂર્યોદય થયા પછી હુ મણિપુર જઇ પહોચી ત્યાં એક સરિતા આવેલી હોઇ તેના શીતળ જળમાં મે સ્નાન કર્યું એટલામાં એક સ્ત્રી મારી પાસે આવી પહોચી અને પ્રેમથી મારી સાથે વાત કરવા લાગી, 'બેન! તમે ક્યાથી આવો છો? તમારે ક્યાં જવુ છે?' મે તેને કહ્યુ 'બાઇ! હુ આ ગામથી તદ્દન અજાણી છુ અને ક્યાં જવુ તેની મને કાંઇ ખબર નથી.'

મુક્તા બેન ! મારૂ રૂપલાવણ્ય જોઇ તે સ્ત્રી મને એક સુદર મહાલયમાં પોતાની સાથે લઇ ગઇ એ મકાન સુશોભિત હતુ એ મકાનની દિવાલો ઉપર મનમોહક છબીઓ ટાગેલી હતી એ છબીઓના ભાવ રતિરસોત્પાદક અને કામોત્તેજક હતા શૃગારી નીચ ભાવયુક્ત ચિત્રોથી મનુષ્યના ચિત્તને વિચળિત બનાવવાનુ એ સ્થળ હોય એમ સ્પષ્ટ ભાસ થતો હતો

એ મકાનમા કોઇ પુરૂષ જણાતો ન હતો, પણ આઠ દસ સ્વરૂપવતી કુમારિકાઓ ચ ચળગતિથી આમથી તેમ ફરતી હતી

મુક્તા—સારૂ થયુ કે ત્યા તુ ઠેકાણે પડી નહિ તો તારા દુ ખનો પાર રહેત નહિ

શાન્તા–બેન ! આ સ્થળે તમારી સમજફેર થાય છે એ સ્થળે જવાથી મારૂં હિત થવાને બદલે ઉલટુ ઘણુ અનિષ્ટ થયુ એ મકાનમા ચાલતા પ્રકારની જો મને ખબર હોત તો હુ તેમાં પગ પણ ન મૂકત

મુક્તા—ત્યાં શુ થયુ ?

શાન્તા—બેન ! એ સ્થળે નીચ અધર્મી વ્યવસાય ચાલતો હતો. ઘણી યુવતીઓના શીયળનુ ત્યાં પૈસા ખાતર ખૂન થતુ હતુ કેટલાક કુકર્મી વિષયલપટ યુવકો એ સ્થળે રગરાગ ઉડાવતા હતા રડીકા યાર સદા ખુવાર નો જીવતો દાખલો એ ઘર પૂરૂ પાડતુ હતુ ઘણા શરીફ વેશધારી શ્રયતાનોનુ ત્યાં આવાગમન થતુ હતુ તેઓ એ વ્યવસાયને ઉત્તેજન આપતા હતા

મુક્તા—આ તુ શુ બોલે છે ? તુ શુ ત્યા પણ ભયકર અધર્મમાં સપડાઇ ?

શાન્તા –હા તેમજ બન્યુ શરદ પૂર્ણિમાનો શીતળ ચદ્ર આસમાની આકાશમા પ્રકાશતો હોઇ તેના પ્રકાશનો વસુધરા ઉપર વિસ્તાર થયો હતો એ સમયે ઇશ્કમા અધ બનેલા પામર કીડાઓ એ મકાનમાં આવવા લાગ્યા

---

મે એક યુવતીને પુછયુ, 'બેન ! મને કોઇ ધર્મશાળામાં મૂકી જશે। ?' એટલામા એક વૃદ્ધ સ્ત્રી મારી પાસે આવી અને બોલી, 'બેટા ! ગભરાઇશ નહિ આ ઘર તારૂ જ છે ' આમ કહી તેણે મને સુદર વસ્ત્રાભૂષણ પહેરવા આપ્યાં એક સ્ત્રીએ મને સુગધી અત્તર સાબુથી સ્નાન કરાવ્યુ •

મુક્તા—શાન્તા ! તારી કર્મકથા પાપી કુકર્મોથી પરિપૂર્ણ છે. આ કથા સાભળી મને અસહ્ય યાતના થાય છે હવે તુ તારી કથા ટૂકમાં જ મને કહી સ ભળાવ આ વિષયમાં મારે તને યથામતિ ઉપદેશ આપવાનો છે

શાન્તા—બેન ! ત્યાર પછી મધરાતના સમયે એક પાપી કામાંધ કીડો મારી પાસે આવ્યો તેની મુખમુદ્રા કોઇ ક્ષત્રિય રાજવશી જેવી લાગતી હતી તેણે શિર પર ગુલાબી રગનો જરીયાન સાફો બાંધ્યો હતો. પગમાં સુશોભિત સુરવાળ, તથા હાથની આગળીમા રત્નજડિત હીરાની મુદ્રિકા પહેરી હતી તેના કમરપટા સાથે મ્યાનમાં સમશેર લટકતી હતી

મુક્તા—એવો લ પટ ક્ષત્રિય કોણ હતો ?

શાન્તા—એજ દુષ્ટાત્મા નરાધમ ગુલાબરાય હતો એ મકાનની મુખ્ય ડોસીએ મારા રૂપ સૌંદર્યની તેની પાસે પ્રશસા કરી તેને પોતાના મકાનમાં બોલાવ્યો હતો

મુક્તા—એ સમયે ગુલાબરાય તને ઓળખતો હતો ?

શાન્તા—ના, પણ એવે સ્થળે એમ બને છે કે કોઇ નવીન લાવણ્યયુક્ત લલના જે પોતાને ત્યા આવી ચઢે છે તો સારા ઇનામની લાલચે કુલટા નારીઓ કામાધ કીડાઓને ઇચ્છિત લલના સોપી તેમની પાસેથી માં માગ્યુ ઇનામ મેળવી શકે છે

મુક્તા—નીચ ગુલાબરાયને તે સમયે તે શા માટે જીવતો છોડયો ?

શાન્તા—મુક્તા બેન ! હુ શુ કરૂ ? હું તે સમયે નિરાધાર હતી. મારાથી કઇ બને તેમ ન હતુ એ પાપી મને અનેક આશાઓ

આપી પોતાની સાથે લઇ ગયો અને એ કાર્યના બદલામાં વૃદ્ધ ડોસીને તેણે ઘણું સારૂં ઇનામ આપ્યું મુક્તા બેન ! ત્યારથી જ હું ગુલાબરાયના અધર્મી સહવાસમાં સપડાઇ છું એ નરાધમે મારી પાસે ઘણાં પાપી કૃત્યો કરાવ્યા છે થોડા દિવસ પહેલાં એક નિર્દોષ વૃદ્ધનું તેણે ખૂન કર્યું છે અને એ આરોપ નિર્દોષ મહેન્દ્રકુમાર ઉપર ઢોળ્યો છે બેન ! મને માફ કરજો મારા ભયંકર પાપી જીવનની સઘળી ખરી હકીકત મે તમને કહી સંભળાવી છે આ સંસાર હવે મને વિષ સમ લાગે છે મારૂં જીવન ભયંકર ભ્રષ્ટતાથી ભરેલું છે અરેરે ! મે પાપિણીએ મારા સ્વાર્થ ખાતર તમારૂં પણ અહિત કર્યું છે મુક્તા બેન ! તમે આ પાપિણીને ઉદાર અંતઃકરણથી ક્ષમા આપશો ?

આમ કહી શાન્તા મુક્તાના ચરણોમાં ઢળી પડી મુક્તાએ તેને તેમ કરતા અટકાવી અને કહ્યું –શાન્તા ! તું ગમે એવી પાપિણી હોવા છતાં તને તારા પાપો માટે પશ્ચાત્તાપ થનો હોવાથી હું તારા તરફ સહાનુભૂતિની દૃષ્ટિથી જોઉં છું તારા હસ્તથી શુભ કાર્ય થવાની આશા રખાય જ કયાથી ? પણ મને અત્યારથી ખાત્રી છે કે તું હવે સુધરીશ તારો પસ્તાવો એ જ તારો ગુરૂ છે કહે જોઇએ કે તે મારો શો અપરાધ કર્યો છે ?"

શાન્તા––ચંદ્રપ્રભાના કહેવાથી મે રાજકુંવરનો પોષાક પહેર્યો હતો અને તારી સાથે પ્રેમાભિનય કર્યો હતો એ કામના બદલામાં આ હાર મને ચંદ્રપ્રભાએ આપ્યો છે મને સંશય છે કે નુકસાન વેઠી આમ કરવામાં ચંદ્રપ્રભાનો કોઇ ગુપ્ત પાપી હેતુ હોવો જોઇએ શા માટે તેણે આમ કર્યું છે તે બાબત હું કંઇ જાણતી નથી

આમ કહી તે વ્યાકુળ હૃદયે કારાગૃહમાં આમથી તેમ ભટકવા લાગી હાથમાં કટાર લઇ તે મુક્તા પ્રત્યે પુનઃ કહેવા લાગી, "મુક્તા ! હવે

હું આજથી આ પ્રિય કટારને નહિ છોડું હવે હું પરમાત્માના દરબારમાં મારા પાપની શિક્ષા ભોગવવા જઇશ પણ તે પહેલાં નીચ ગુલાબરાયનું આ જ કટારની ધારથી ખૂન કરીશ "

આમ કહી તે ધ્રુજવા લાગી

મુક્તા—શાન્તા! તારી બાળપણની જીવનકથા ધિક્કારયુક્ત છે તારા જેવી કુલિન કુટુંબની કન્યાએ આવું અત્યંત તિરસ્કારયુક્ત પાપી જીવન ગુજારેલું હોવાથી મને અત્યંત ખેદ થાય છે તે તારા કુળને, તારા શ્વસુરપક્ષને, તારી જ્ઞાતિને, તારા ગામને, તારા દેશને તથા છેવટે આર્યનારીના નામને ભયંકર કલંક લગાડયું છે

શાન્તા—ખરેખર તેમજ છે મુક્તા બેન! હવે હું જીવીને પણ શું કરૂં? વિશ્વસંસારમાં હું મારૂં આ કાળું મ્હો કોઇને બતાવી શકું તેમ નથી

મુક્તા—શાન્તા! આમ ન બોલ અનેક જન્મોના પુણ્ય પ્રભાવથીજ દુર્લભ માનવજીવન મેળવી શકાય છે સત્કર્મોના પુણ્યયોગથી જ આ અમૂલ્ય દેહ પરમાત્મા આપે છે તેનો સ્વેચ્છાથી નાશ કરવો અથવા આત્મઘાત કરવો એ સજ્જન મનુષ્યનો ધર્મ નથી શાન્તા! તારૂં વૃત્તાંત જાણવામાં આવ્યા પછી મને હિંદનું પ્રાચીન ગૌરવ યાદ આવે છે જે શીયળ સાચવવા રાણકદેવી સતી થઇ, જે શીયળ સાચવવા રાજસ્થાનની રૂપસુંદરી પદ્મિની સાથે અનેક ક્ષત્રિય વીરાંગનાઓએ જહર વ્રતનું પાલન કર્યું, જે શીયળ સાચવવા સોનરાણી મૃત્યુને આમંત્રણ આપવા તૈયાર થઇ તે શીયળની અમૂલ્ય કિમ્મતને તું ન સમજી શકી? તે તારા સ્ત્રીજીવનને ઘણું કલંકિત કર્યું છે તું તારાં પાપોનો અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરી તારા હવે પછીના દિવસો પ્રભુસ્મરણમાં પસાર કર કલ્પાંત છોડી દે તે દીનદયાળુ દીનાનાથ અવશ્ય તને સહાય કરશે ગમે

એવો પાપી મનુષ્ય અંતઃકરણથી પોતાના પાપોનો પશ્ચાત્તાપ કરી પ્રભુ-ભક્તિમાં લીન થાય છે તો અંતે અવશ્ય સુખી થાય છે

શાન્તા—ઓ દયાની પવિત્ર મૂર્તિ આજે તમે મારા જીવનનું સાર્થક કર્યું છે મલિન થયેલું જળ શુદ્ધ ગંગાજળના મિલનથી જેમ શુદ્ધ થાય છે, દીપક પ્રગટ થતા જેમ અંધકાર દૂર થાય છે તેમ આજ મારા અંતઃકરણમાં તમે પુણ્યનો પ્રકાશ પ્રસાર્યો છે બેન ! મને ક્ષમા આપજો હવે તો રાજસિંહના દરબારમાં જ મારે જવું જોઇએ

મુક્તા—શાન્તા ! ત્યાં જઇ તું શું કરીશ ?

શાન્તા—હું શું કરીશ ? જુઓ સાંભળો, ગુલાબરાયના પાપિષ્ટ કાર્યમાં મેં આગળ પડતો ભાગ લીધો છે આ કામના બદલામાં ગુલાબરાય મને ઇનામ આપનાર છે, માટે બેન ! હું અહીંથી ત્યાં ઇનામ લેવા જઇશ

મુક્તા—વાહવા ! ત્યારે તો હીરા મોતીના હારથી તારૂં સર્વાંગ દેદીપ્યમાન બની જશે કેમ ?

શાન્તા—બેન ! આજે હું એ ઇનામ લેવા જાઉં છું કે જે આજ દિન સુધી કોઇ આર્યમહિલાએ ન લીધું હોય યથાસ્થળે ઉપસ્થિત થઇ પાપીઓના સઘળા પાપપ્રપંચો હું ખુલ્લા કરી દઇશ તથા તેમને તેમનાં પાપોનો બરાબર બદલો મળે એવો પ્રબંધ કરીશ બેન ! હું હવે રાજસિંહના દરબારમાં તમને મળીશ

આમ કહી શાન્તા ઉત્તેજિત ભાવથી ચાલતી થઇ.



# પ્રકરણ ૧૪ મુ

## ભયંકર ભ્રમ કિંવા સતીત્વની કસોટી!

मित्रद्रोहीकृतघ्नश्च यश्च विश्वासघातक ।
ते नरानर्कम् यान्ति यावच्चन्द्रदिवाकरौ ॥

મિત્રદ્રોહી, કૃતધ્ની, અને વિશ્વાસઘાતી મનુષ્યો સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી નર્કમાં જ પડયા રહે છે

પરમાત્મા આપણા માંગળિક કાર્યનો આરંભ કરતાં પૂર્વે ઇચ્છાઓ, વૃત્તિઓ, નીતિનું બીજ, અને ગાઢ અનુરાગ જુએ છે આપણા ધારેલા કામ માટે કામની વિશાળતા, કઠિનતા, અને શકયતા આ ત્રણ બાબત ઉપર પુખ્ત વિચાર કરવાની જરૂર છે શુભ કામ થવાં દુર્લભ છે, પણ અનાયાસે દુષ્ટ પાપી કર્મો સહેલાઇથી થઇ જાય છે સત્તાના દોરદમામમાં, માયાના મદમાં, ઘણી વખત મનુષ્ય ન કરવાનાં કામ કરી બેસે છે કેટલાક રાજાઓ પોતાની સત્તા બેસાડવા પ્રજા પર અવનવા કાયદા લાગુ કર્યે જ જાય છે અલબત્ત, રાજા એ ઇશ્વરી અંશ છે, તેની સત્તાને પ્રજાએ માન આપવું જ જોઇએ, પણ તે કયારે ? તે સત્તા અધર્મી હોવી ન જોઇએ, ન્યાયનું ખૂન કરનારી હોવી ન જોઇએ લોકમતના અવાજને ગુંગળાવી નાખનારી હોવી ન જોઇએ રાજા અને પ્રજાનો સંબંધ ગાડીના બે ચક્ર બરાબર છે એક ચક્ર અટકયું તો બીજા ચક્રની તાકત નથી કે ગાડી ચાલી શકે જે દેશમાં રાજા અને પ્રજામાં ઐકયતા નથી, બન્નેની અરસપરસ પ્રત્યે સ્નેહભાવના નથી તે દેશ કદાપિ ઉન્નત થઇ શકતો નથી માટે દરેક ધાર્મિક પ્રજાવત્સલ સ્વધર્મશીલ રાજાએ પ્રજામતના અવાજને માન આપવું જ જોઇએ

---

સત્તાનો બે રીતે ઉપયોગ થઇ શકે છે સત્તા એ બેધારી તલવાર જેવી છે જો તેનો સન્માર્ગે ઉપયોગ થાય તો તેના જેવી બીજી કોઇ શકિત નથી, પણ એ જ સત્તાનો જો દુરૂપયોગ થાય તો પ્રજામાં અરસ્પરસ બેદિલી તથા નાફરમાની ફેલાય છે એ સત્તા સામે જ્યારે ચારિત્રવાન વિદ્વાન્ વિભુતિ બહાર પડે છે ત્યારેજ પાપી સત્તાનો અંત આવે છે

રાજસિંહની સત્તા સ્વાર્થમય, ક્ષત્રિય કુળને કલંક લગાડનારી તથા પ્રજાદ્રોહી હતી એ સત્તા સામે જ મહેન્દ્ર મરણીઓ થઇને બહાર પડયો હતો ને રાજસિંહનાં પ્રપંચી કારસ્થાન, મણિપુરનું અંધેર તથા ગુલાબરાયનાં દગાબાજ ભયંકર કર્મો તરફ અંતઃકરણથી ઘણો તિરસ્કાર છુટયો હતો આવાં દુષ્ટ મનુષ્યોના જીવન, સંસારમાથી સદાને માટે નષ્ટ કરવા તથા પ્રજામા શાન્તિનો વિજય વાવટો ફરકાવવા તે બહાર પડયો હતો

ભીષણકાળ રાત્રિનો અંધકાર સર્વત્ર પથરાયો હતો હિંસક પ્રાણીઓ પોતાની વિકાળ ચીસોથી અરણ્યમા ગર્જના કરી પોતાનો શિકાર શોધવા નીકળી પડયા હતા તેમને જોઇ બીજા ગરીબ પ્રાણીઓ પોતાનો પ્રાણ બચાવવા જંગલની ગીચ ઝાડીમા છુપાઇ જતા હતાં મુક્તા કારાગૃહમા બેઠી હતી તેને આજની રાત અગમ્ય તથા ભયંકર ભાસવા લાગી હમ્મેશા તેની પાસે રહેનારી શાન્તા પણ આજે તેનો ત્યાગ કરી ચાની ગઈ હતી મુક્તા વિચાર કરવા લાગી, " શું શાન્તા જેવી તરૂણ સુંદરી આવા પ્રપંચી કારસ્થાનમા સપડાય ? તે આટલી બધી નીચ બની હશે ? મારા શિરચ્છત્ર મહેન્દ્ર પર ખૂનનો આરોપ મૂકાયો તે વાત શું સાચી હશે ? શું આવા દુઃખદાયક પ્રસંગોમાં જ અમારા બન્નેના જીવનનો અંત આવશે ? પરમાત્મા કયા અઘોર પાપની સજા આજે હું કારાગૃહમા ભોગવી રહી છું ? આ કારાગૃહમા જ હું મારા દુઃખી જીવનનો અંત લાવું ? જો હું તેમ કરૂં તો મહેન્દ્ર શું જાણે કે

મે તેમના વાસ્તે શા શાં કષ્ટો સહન કર્યાં છે? એક વખત પણ જો તેમની મુલાકાત થાય તો મારા મનની સઘળી હકીકત તેમને જણાવી પછી આ દુઃખી જીવનનો અંત લાવું."

સમસ્ત રાત્રિ તેણે આવા હૃદયભેદક કલ્પાતમાં વ્યતીત કરી પ્રાતઃકાળ થયો. તેણે ગમે તે પ્રયત્ને કારાગૃહમાંથી પલાયન કરી જવાનો પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો, પણ ચંદ્રપ્રભાએ તેને પુનઃ મળવાનું વચન આપ્યું હતું, માટે જો તે મળે તો મહેન્દ્ર વિષે કંઇ પણ ખુલાસો તેની પાસેથી મેળવવાનો તેણે વિચાર કર્યો. વિશેષમાં તેણે સ્વગત કહ્યું,–"ચંદ્રપ્રભા મહેન્દ્રને ચ્હાય છે. તે દિવસે મહેન્દ્રનું નામ સાંભળતાં તે કેવી ચકિત થઇ હતી? મારો પ્રિયતમ મહેન્દ્રકુમાર તેના પ્રેમમાં તો નહિ ફસાયો હોય? ના—ના, તેમ તો ન જ બને. ચંદ્રપ્રભા દેખાવમાં ઘણી દયાળુ જણાય છે. જો આજે તેની મુલાકાત થાય તો ગમે તે પ્રયત્ને હું તેના અંતરની વાત જાણી લઉં."

એટલામાં સામેથી ઘોડેસ્વાર આવતો જણાયો. મુક્તાએ વિચાર્યું "મારા પ્રિયતમ મહેન્દ્રકુમાર આવતા હશે? પણ તેમને શી ખબર કે હું અહીં છું? શાન્તાના કહેવા પ્રમાણે જો તેમના પર ખૂનનો ખોટો આરોપ મૂકાયો હોય તો પછી તેઓ છુટા ક્યાંથી હોય? પ્રભુ તેમનું શ્રેય કરજે."

ઘોડેસ્વારને નિહાળતાં જ મુક્તાએ પોતાની આંખો બંધ કરી તથા સ્વાભાવિક રીતે જ તેનાથી બોલી જવાયું કે, "આવી પહોંચ્યો, ધર્મનો ખૂની!"

રાજસિંહ આજે ઉલ્લાસમાં હતો. તેણે ધાર્યું હતું કે, "શાન્તાએ મુક્તાને સમજાવી મારા તરફ તેનું મન લલચાવ્યું હશે." તેણે આવતાંની સાથે કારાગૃહ તરફ દ્રષ્ટિ ફેંકી, પણ શાન્તા જોવામાં આવી નહિ. તેણે

---

મનમાં વિચાર્યું કે " મારે તો મુક્તાનું કામ છે શાન્તા હોય ન હોય તેથી મને શું ? "

રાજસિંહ—મુક્તા ! શો વિચાર કરે છે ?

મુક્તા—વિચાર બીજો શાનો ? હું કેવળ મ્હારા પ્રિયતમ મહેન્દ્રકુમારનું જ સ્મરણ કરૂં છું

રાજસિંહ—મુક્તા ! હવે તો તું તેનાં દર્શન કરવાની આશા છોડી દે તેના શિરે ખૂનનો આરોપ હોવાથી તેને પ્રાણદંડની શિક્ષા કરવામાં આવશે મેં ચોપાસ તેને પકડવા સિપાહીઓ મોકલ્યા છે, તેઓ સત્વર અહીં તેને પકડી લાવશે માટે માન, અને મારી સાથે લગ્ન કરી સુખી થા

મુક્તા—મહેન્દ્ર પર ખોટું ખૂનનું આળ ચઢાવી શા માટે તું પ્રભુનો ગુન્હેગાર થાય છે ? એક નિર્દોષ ઉપર જુલ્મ ગુજારી તું શા માટે મલકાય છે ?

રાજસિંહ—આ સર્વ ગુન્હા તારા માટેજ કરૂં છું જો તું તારો પ્રેમ મને અર્પણ કરે તો હું મહેન્દ્રને સર્વ વાતે સુખી કરી તેને અઢળક વિલાસ વૈભવનું દાન કરૂં પણ તે બધો આધાર તારા બોલ ઉપર છે

મુક્તા—આવી નીચ વાત કરી તું શા માટે મને સતાવે છે ? મારો ટેક એક જ છે પાણી વલોવવાથી માખણની પ્રાપ્તિ નહિ થાય ? હવે મને છંછેડવી છોડી દે તારી સાથે વાત કરતા પણ મને તિરસ્કાર છુટે છે

રાજસિંહ—મુક્તા ! હું ત્હારા ઇન્કારના શબ્દો નહિ પણ પ્યારનાં મધુર વચન સાંભળવા આવ્યો છું

મુક્તા—કામાંધ ! મારામાં તેં શું જોયું છે ? મારા દેહ ઉપર તને મોહ થવાનું શું કારણ છે ?

રાજસિંહ—મુક્તા ! તારા યૌવનના ખીલેલા બાગમાં હું રસ લુટવા આવ્યો છું

મૃગલોચની એ મદભરી, ના રોષ અંતરમાં ધરો,
આલિંગી મ્હારા અંગને, આ કામની પીડા હરો
રસવેલી રસના સાગરે, પિયુ સાથ સ્નાન સદા કરો,
ત્યાગી વિરક્તિ ભાવને, રતિનાથને આવી વરો

સુક્તા—ચુપ કર ચંડાળ ! આવાં પાપી વચનો ઉચ્ચારનાર ત્હારી જીભને બ્હાર ખેંચી કાઢ મળ મૂત્રથી ભરેલા આ હાડપિંજર ઉપર તું શું મોહ પામ્યો છે ? જો આ આંખ પર મોહ પામ્યો હોય તો તે કાઢી આપું કે જેથી તારા જેવી પાપની મૂર્ત્તિ તેને પુનઃ જોવા ન પામે જો લોહી માંસથી ભરેલી નર્કના આગાર જેવી આ જંઘા ઉપર મોહ પામ્યો હોય તો તે ચીરી આપું ? બોલ બોલ, કામાંધ કુતરા, કયી ચીજ ઉપર તું મોહ પામ્યો છે ?

રાજસિંહ—કોના આધાર પર આવા ગર્વિષ્ટ શબ્દો બોલે છે ? જાણે છે કે તું પરવશ છે હું ઇચ્છુ તે કરવા આ સ્થળે સામર્થ્યવાન્ છું

સુક્તા—નીચ ! જેને કોઇનો આધાર નથી તેનો બેલી પરમાત્મા છે.

નહિ આધાર જેને છે, પ્રભુ બેલી થશે તેનો,
કનૈયો કાન બંસીલાલ, ભુલે છે દુષ્ટ તું શેનો ?

રાજસિંહ—શું તને મૃત્યુનો ડર નથી ? તને જીવની પરવા નથી ?

સુક્તા—ના, શુદ્ધ ક્ષત્રીયાણિઓ પોતાનું શીયળ સાચવવા મોતથી ડરતી જ નથી

સતી સૌભાગ્યની દેવી, પતિપદ પ્રેમથી પૂજે,
નિરંતર નાથને સેવી, ગુણો નિજ નાથના ગૂંજે,
પતિ માટે રતિ ધરતી, પતિ માટે બળી મરતી,
ન ચિંતા લેશ પણ ધરતી, ચરણ સ્પર્શે ધરા ધ્રુજે
વહે છે દિવ્યતા રગમાં, કરે સંચાર ખગ જગમાં,
સતી વિણ શ્રેષ્ઠતા જગમાં, સતીની અન્ય ના જુએ

રાજસિંહ—શા માટે હઠ કરી મૃત્યુને આમત્રણ આપે છે ? હુ જીવ જતા પણ મારી આશા પૂર્ણ કરીશ ગુમાની બાળા ! યાદ રાખજે કે,

રહીને. કેદખાનામાં, મનોહર રૂપ ટળી જાશે,
ક્ષુધા તૃષ્ણાથી આ તારૂ, શરીર ખોખુ બની જાશે,
નહિ જો કેદથી માને, જીવન ત્હારૂ આ સચામાં,
જશે ક્ષણુ કાળમાંહી, જીવ છુટે ગોળી તમચામાં

મુક્તા—ભલે ચાહે તેટલો જુલ્મ ગુજાર હુ પણુ હવે મરવાને તૈયાર થઇ છુ

તુ માગે શિશ તો આપુ, ભલે માળા બનાવી લે,
તુ પુચ્છે ચામ તો આપુ, કફન તેનુ બનાવી લે,
નથી કઇ હાડની પરવા, કરી ગેડી રમાડી લે,
ધરે જો મોહ જઘાનો નરક છે એહ કાપી લે
કરી આપુ હૃદય કકડા, પરતુ મન નહિ મળશે,
રૂધિરને માંસ ચુસી લે, કદાપિ જીવ નહિ મળશે

* * *

વાંચક ! હવે આપણે મુકતા તથા રાજસિંહને અહી છોડી ચદ્રપ્રભા તથા મહેન્દ્ર તરફ જઇએ

મહેન્દ્ર આ સમયે વિરામાસન ઉપર બેસી પોતાના મન સાથે આકાશ પાતાળની ચિતા કર્યા કરતો હતો મહેન્દ્રને પોતાની માયાજાળમાં ફસાવવાના હેતુથી ચદ્રપ્રભાએ સુશોભિત વસ્ત્રાલકારો સજ્યા હતા મહેન્દ્ર આજે શી નવાજુની કરનાર હતો એ વિષયની ચદ્રપ્રભાને કલ્પના સુધ્ધાં નહોતી મહેન્દ્રના વિચાર દરેક પળે બદલાતા હતા તેને આજે કયાય ચેન પડતુ નહતુ તેણે અતરમાથી ઉંડો નિશ્વાસ નાખ્યો અને બોલ્યો, " પ્રભુ ! મારે ક્યાં સુધી આમ સ્વસ્થ બેસી રહી દિવસ કાઢવા ? હુ એક ક્ષત્રિય કુમાર

હોવા છતાં હું ખોથી કાયર બની જઇ કર્મ પર આધાર રાખી ક્યાં સુધી બેસી રહીશ ? આ જમાનો એવો છે કે મારે તેની તલવાર "

'તલવાર' શબ્દ તેના મુખ પર આવતા સામેની ભીત પર તેની નજર પડી તેણે તરત સમશેર મ્યાનસહિત હાથમા લીધી અને ચંદ્રપ્રભા પ્રત્યે બોલ્યો – "ચંદ્રપ્રભા ! આનુ નામ શુ ?"

ચંદ્રપ્રભા—તલવાર એ નીચ રાજસિંહની તલવાર છે તેને તમે મૂકી દો

મહેન્દ્ર—ના, તુ ભૂલે છે આ તલવાર રાજસિંહની નહિ, પણ પરમાત્માએ મને આપેલી ભેટ સમજુ છુ જો જો, મને જોઇ આ તલવાર શરમાય છે, મને જોઈ તે પોતાનુ તેજ ઝંખુ કરી નાખે છે એ શા માટે એમ કરતી હશે ?

ચંદ્રપ્રભા—એને તમારા તરફ એવી દયા આવતી હોવી જોઇએ કે આવા સુકુમાર યુવકે મને શા માટે હાથમા લીધી હશે ?

મહેન્દ્ર—ના–ના, તે મારી દયા નથી ખાતી પણ મને ધિક્કારે છે, મને જોઇ તે લજવાય છે (તલવારને ચુંબન કરી) પ્રિય તલવાર ! હવે શરમાઇશ નહિ તારી મદદથી હુ મ્હારૂ ધાર્યુ કામ જરૂર પાર ઉતારીશ તથા પાપીઓને તેમના પાપનો બરાબર બદલો આપીશ

ચન્દ્રપ્રભા—કુમાર ! આ શુ કરો છો ? જો કોઈ તમારી આવી સ્થિતિ જોશે તો તે તમને ગાડા ગણી કાઢશે

મહેન્દ્ર—હુ ગાડો છુ, દિવાનો છુ જ્યારથી મારા હાથમા આ તલવાર આવી છે ત્યારથી હુ ઉત્તેજિત તથા ઉન્માદગ્રસ્ત બની ગયો છુ વૈરની વસુલાત લેવાને અત્યંત અધીર બની ગયો છુ

ચન્દ્રપ્રભા—પણ આ તલવાર લઇ તમે શુ કરશો ?

મહેન્દ્ર—હું શું કરીશ? સાંભળ, બરાબર સાંભળ, આજે આ શોણિતની તરસી તલવારથી હું દુષ્ટ જીવોને જહન્નમમાં મોકલી દઈશ

ચન્દ્રપ્રભા—એમાં તો હું કંઈ પણ સમજતી નથી પ્રિય મહેન્દ્ર! આમ કરી તમો મને શા માટે ભ્રમમાં નાખો છો?

મહેન્દ્ર—પ્રભા! નથી સમજતી તો હવે બરાબર સમજી લે કે મારી આવી દુર્દશા કરનાર એ નીચ રાજસિંહનો આ સમશેરથી જાન લઈશ

ચન્દ્રપ્રભા—તમે તો દિવાના થયા છો આમ કરી શા માટે તમો તમારા મગજને તપાવો છો?

મહેન્દ્ર—પ્રભા! હજુ હું દિવાનો થયો નથી, દિવાનો તો હું હવે થઈશ વૈરની આગથી જરૂર આજે હું ઉન્મત્ત બની જઈશ

ચન્દ્રપ્રભા—તમે આવા બોલ બોલી મારા જીવને દુઃખી કરો છો પ્રભુએ આપેલો સુખનો સમય શા માટે જતો કરો છો?

મહેન્દ્ર—મારા સુખનો સૂર્ય તો સદાને માટે અસ્ત થયો છે જ્યારથી પેલા બગીચામાં મુક્તાની સાથે મ્હેં પરપુરૂષને પ્યાર કરતાં જોયો છે ત્યારથી મારૂં તનબદન સળગી ઉઠ્યું છે મારા રૂંવેરૂંવામાંથી કિન્નાનો પોકાર નીકળે છે સુખના દિવસ નાશ પામ્યા છે મારી આશાના તાર સાથે અથડી રહેલી નૌકાને તેણે જ ભરદરિયામાં ડુબાવી દીધી છે પણ ચન્દ્રપ્રભા! તે દુરાચારી લંપટ રાજસિંહના, વિશ્વાસઘાતિની મુક્તાના તથા તેના નવીન આશકના આજે કેવા હાલ થાય છે એ થોડા સમયમાં જ તું જોઈને જાણી શકીશ

ચન્દ્રપ્રભા—ત્યારે શું તમે તેની સાથે લડવા માગો છો?

મહેન્દ્ર—હા, આ શત્રુશોણિતપિપાસુ સમશેર એ જ આજથી મારી સહચરી છે એનાથી હું મારી ધારેલી આશા પૂર્ણ કરીશ પાપીઓને પાપની શિક્ષા આપી તેમને આ સમશેરથી જ યમદ્વાર પહોંચાડીશ વૈરનો બદલો લોહી રેડીને લઈશ હૃદયમાં સળગી ઉઠેલી ક્રોધની જ્વાળા-

એમ કરીને જ હું શાન્ત કરીશ હવે આ સંસારમાં મારૂ પ્રિય કોણ છે ? પ્રિય શબ્દનો વિશ્વસંસારમાંથી નાશ થઈ જાઓ, સ્નેહમાં ભયંકર દાવાનળ પ્રગટો, આ સમશેર એજ મારી જીવનદોરી છે આ સમયે એ જ મારી કામધેનુ છે, એ જ મારો ગુરૂ છે, એ જ મારી રક્ષક છે અને એ જ મારી જીવનજ્યોતિ છે, એ જ મારૂ શ્રેય કરશે એનાથી જ વિશ્વમાં હું સત્યતાની ઝાંખી કરાવીશ તથા કુલટા કામાંધ પિશાચોના કુકર્મો ખુલ્લા કરી અધર્મ તથા અનીતિને વિશ્વમાં છાપરે ચઢાવીશ ચંદ્રપ્રભા ! તે મારા ઉપર જે ઉપકારો કર્યા છે તેનુ વિસ્મરણ હું કરી શકુ તેમ નથી ઈશ્વર મ્હને તારા ઉપકારોનો બદલો કાંઈક અંશે પણ વાળવાનો મને પ્રસંગ આપે એવી મારી તેને પ્રાર્થના છે

ચંદ્રપ્રભા—તમે આમ ન બોલો તમે મારો તિરસ્કાર કરી ચાલ્યા જશો ? તમારા સિવાય આ સંસારમાં મારૂ કોણ શુભેચ્છક છે ? મને એકલી મૂકી તમે ચાલ્યા જાઓ છો તે તમારે માટે ઉચિત છે કે ?

મહેન્દ્ર—હુ તને વારવાર કહી ચુકયો છુ કે, પ્રાણાંતપર્યંત હુ મ્હારા ધર્મનો ત્યાગ કરી શકુ તેમ નથી

ચંદ્રપ્રભા—ત્યારે મારે તમારા તરફથી નિરાશ થઇ પ્રેમની આગમાં બળી મરવુ કે ?

મહેન્દ્ર—તુ જેમ મને ચાહે છે તેમ હું તને ચાહુ છુ, પરંતુ બન્નેના પ્રેમની ભાવનામાં ફરક છે હું તને નિર્દોષ ભાવથી ચ્હાઉં છુ ત્યારે તુ વાસનાને વશ થઇ દૈહિક પ્રેમ ઇચ્છે છે ત્હારી એ વાસના હુ પૂર્ણ કરી શકુ તેમ નથી તું યુવાનીના મદમાં અંજાઇ તારૂ ભાન ભૂલી છે કામાંધ કીડાઓ પાશવિક મોહમાં પટકાઇ જઇ વિષય વાંચ્છના પૂર્ણ કરે છે તેમ આપણે શા માટે કરવુ જોઇએ ? મારાથી કાળાંતરે પણ એવુ અનુચિત કાર્ય થઇ શકે તેમ નથી હવે મારો બધો મોહ નાશ પામ્યો છે ફક્ત વૈરની

ધુનમાં જ હું દિવાનો બન્યો છું હવે તો શત્રુનું મસ્તક ધડથી જૂદુ કરી શોણિતસરિતા વહેવડાવીશ ત્યારેજ મને શાન્તિ મળશે

ચંદ્રપ્રભા મહેન્દ્રને કંઈ કહેવા જતી હતી એટલામાં કારાગૃહમાંથી હૃદય ભેદક અવાજ સંભળાયો કે, "અરે ! આ નરાધમ મનુષ્યના પંઝામાંથી આ અબળાને કોઇ બચાવો અને મારા શીયળનું રક્ષણ કરો"

વાંચક ! મુક્તા રાજસિંહના પંઝામાં કારાગૃહમાં સપડાઇ હતી તથા દુષ્ટ રાજસિંહ તેના પ્રેમની યાચના કરતો હતો એ પ્રસંગનું દર્શન અમે કરાવી ચુકયા છીએ દુષ્ટ રાજસિંહની માગણીનો જ્યારે મુક્તાએ સાફ ઇન્કાર કર્યો ત્યારે એ નરાધમ તેના પર તૂટી પડયો મુક્તાને બળાત્કારથી તેણે જમીન પર પટકી નિરાધાર મુક્તાએ બૂમો પાડી કોઇની મદદ માગી આ બૂમ સાંભળી મહેન્દ્ર સમજી ગયો કે એ મુક્તાનીજ કારમી બૂમો છે પરંતુ હવે પોતાનો તેની સાથે શો સંબંધ છે? હવે પોતે તેનું મુખ શા માટે જોવું જોઇએ?

પુન મુક્તાએ ચીસ પાડી –"અરે મહેન્દ્રકુમાર ! મારા પ્રાણેશ ! તમો કયાં છો? આ જુલ્મી શયતાનના અત્યાચારમાંથી મને છોડાવો અરેરે ! કોઇ ક્ષત્રિયનંદન મારી વ્હારે ધાઓ"

મુક્તાની આ કારમી ચીસ સાંભળી ચંદ્રપ્રભાનો તિરસ્કાર કરી મહેન્દ્રકુમાર સમશેર લઈ કારાગૃહ તરફ જવા લાગ્યો ચંદ્રપ્રભાએ તેને તેમ કરતાં અટકાવ્યો અને બોલી "મહેન્દ્રકુમાર ! તમે શા માટે સાહસ ખેડી તમારી જીંદગી જોખમમાં નાખો છો? શું તમો રાજસિંહનો પરાજય કરી શકશો?"

મહેન્દ્ર—રાજસિંહ તો શું પણ ગમે તેવો વીર પુરુષ આ સમયે મારી સાથે હરિફાઇ કરી શકે તેમ નથી વિશ્વમાં હવે મને મૃત્યુનો પણ ડર નથી હવે જીવીને કરવું શું? આ બધા પ્રપંચી પ્રસંગોથી મારૂં હૃદય

ભેદાઇ ગયું છે હવે તો મારા બધા દુશ્મનોનો સંહાર કરી તેમના ઉષ્ણુ શોણિતથી આ ભવાનીને સ્નાન કરાવીશ ત્યારે જ મને શાન્તિ મળશે

ચંદ્રપ્રભા—મહેન્દ્રકુમાર ! તમે ભૂલો છો શું તમે રાજસિંહનો શિરચ્છેદ કરી શકશો ? તમે તેનું શિર ઉડાવવા માગો છો ?

મહેન્દ્ર—હા, હવે મેં દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે —

ઉડશે શિર ઠોકરોથી, શત્રુનાં મયદાનમાં,
લોહી પીશે આ ભવાની યુદ્ધના તોફાનમાં,
જીવ જાય તો પરવા નહિ પણ પ્રતિજ્ઞા તોડું નહિ,
કુલટા અને એ યારને જીવતા કદિ છોડું નહિ,
ફિટકાર છે મુજ નામ પર, જીવતા કદિ જાવા દઉં,
પાપના પુતળાતણું, સમશેરને બળિદાન દઉં

તેજસ્વી તલવાર ! શત્રુઓનાં લોહીમાં સ્નાન કરવાને સજ્જ થા તારી મદદથી આજે હું મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરનાર છું

એટલામાં પુનઃ મુક્તાની કારમી ચીસ મહેન્દ્રના કાને સંભળાઈ

મહેન્દ્ર—આવું છું—આવું છું, તારી મદદે આવું છું, જો કે તું તો વિશ્વાસઘાતી છે, પણ હું મારો ધર્મ-ક્ષત્રિય ધર્મ બજાવવા આવું છું

આ વખતે મહેન્દ્રના બન્ને નેત્રોમાંથી જાણે કે ક્રોધના અગ્નિકણો ઝરતા હતા ખુલ્લી તલવાર લઈ તે ચંદ્રપ્રભાના મકાન બ્હાર જઇ ક્ષણું કાળમાં જ કારાગૃહ પાસે ઘટના સ્થળે ઉપસ્થિત થઇ પ્રતિસ્પર્ધી રાજસિંહને ઉદ્દેશી કહેવા લાગ્યો –" રાજસિંહ ! સંભાળ

ઉડી જાશે ફના થાશે, મગજમાં જે હશે ફાંકો,
ખુદાઇ ક્ષણુ મહીં જાશે, અગર જો ખુચશે કાંટો"

રાજસિંહ—કોણું ? ભિખારી મહેન્દ્ર ? તું કોની સામો થયો છે તેનું તને ભાન છે ?

---

બાળકો બહાદુર સામો આવી શું કરનાર છે?
યુદ્ધમાં આ હાથનો, આજે થનાર શિકાર છે

જા, નામર્દ! ચાલ્યો જા, હજુ પણ ચેતાવું છું કે જીવવાની ઇચ્છા હોય તો એક પણ શબ્દ બોલ્યા સિવાય ચુપચુપ અહીંથી ચાલ્યો જા ત્હારા બકવાદની મને પરવાહ નથી

ભસે છે શ્વાન જે બહુએ, નહિ તે તો કરડવાના,
ગગનમા ગાજતા મેઘો, નહિ કદિએ વરસવાના,
ગુમાની જે બની ગાડા, કરે મુખે બહુ બકવા,
કદિ ના હામ ભીડીને, કઇ એ કામ કરવાના

રાજસિંહ—મહેન્દ્ર! મને લાગે છે કે આજે તુ તારા મૃત્યુને સાથે લઇ આવ્યો છે હજી તુ આ રાજસિંહની બહાદુરીથી અજ્ઞાત છે મારી આ એક આંખથી આ આખુ જગત ધ્રુજે છે શત્રુઓ મને જોતાં જ પોતાનું શિર મારા ચરણમા નમાવી તાબે થાય છે

ધરા ધ્રુજાવનારો હું, જગતને પલમા પલટાવુ,
પ્રપચોની કરી બાજી સદા જગમાહી હુ ફાલુ
જોઇ આ બહાદુરની તલવારને,
ગર્વીઓ ગર્વ ને માન મુકે,
ધરણી ધમધમ ધ્રુજે ચરણના સ્પર્શથી,
ગર્ભિણી નારના ગર્ભ ફુટે
જોઇ આ સિંહની કારમી આંખને,
શત્રુઓ સકળના ગાત્ર તુટે

મહેન્દ્ર—ભૂલે છે, મોહાંધ પિશાચ! તુ ભૂલે છે આ બરાડા પાડવાનું મયદાન નથી, આ દોલતસિંહનુ મકાન નથી, કે આ વીરકેસરી ડરી જાય

બરાડા તો ગધેડા પણ બહુ પાડે છે આજે આ મહેન્દ્ર સ્વતંત્ર બંધનમુક્ત છે હવે હું મરણીયો થયો છું આજે મારી પ્રતિજ્ઞા છે કે–

લાશ પડશે તારી આ મયદાનમાં,
મરતાં કફન મળશે નહિ,
કાગને ગીધ ગ્રાસ કરશે લાશને,
પામશે તે આગને હાવે નહિ.
મેઘની ગર્જના સાંભળી કેશરી,
પટકતો શીશને પહાડ સાથે,
તેમ આ વીર પણ વૈરની આગથી,
ઘુમતો કાળ થઈ તુજ માથે
ઝખમ છે જીગરમાં આગ સળગી રહી,
પાન કરી લોહી તુજ શાંત થાશે
પ્રિય સમશેર આ થઈ અધીરી રહી,
હૃદયને ચીરીને પાર જાશે

આમ કહી મહેન્દ્ર વિક્રાળ સિંહની માફક રાજસિંહ ઉપર તુટી પડયો. રાજસિંહ જમીન પર પટકાતાં મહેન્દ્રને વિનવણીથી કહેવા લાગ્યો – “ મહેન્દ્ર ! મને ક્ષમા આપ, બહાદુર ક્ષત્રિય સંકટમાં આવી પડેલા શત્રુ ઉપર પણ દયા દર્શાવે છે હું શરણાગત છું, તું મને જીવતદાન આપ આજ પછી હું તારા કોઈ પણ કામની આડે આવીશ નહિ મારા અપરાધો ભૂલી જઈ, દયા લાવી મને ક્ષમા આપ ”

મહેન્દ્ર—બોલ, રાજસિંહ ! કયાં ગઈ તારી ક્ષણ કાળ પહેલાંની વિશ્વવિજેતાના જેવી બહાદુરી ? કયા ગઇ તારી રાજસત્તા ? કયાં ગયા તારા મદદગારો ? શું કોઈ તારો મદદગાર નથી ?

રાજસિંહ—બહાદુર મહેન્દ્ર ! મને છોડી દે રાજસિંહાસન ઉપર બેસવાની મારી મહત્વાકાંક્ષા છે હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે સતી સાધ્વી

---

કાયમકેમ્પ જે ટકાઉમાં ઘણી સરસ છે

મુક્તા આજથી મારી માતા સમાન છે વળી તારા ઉપકારના બદલામાં હું તને રાજ્યમા સારો અધિકાર આપીશ.

મહેન્દ્ર—અધિકારની લાલચ ? એવી લાલચ દોલતસિંહને આપતાં ન ધરાયો કે એ લાલચ મને આપે છે ? રાજસિંહ ! આજે તારો નાશ કરવાની મે પ્રતિજ્ઞા કરી છે, છતાં પણ મને મારો ક્ષત્રિય ધર્મ યાદ આવે છે આશ્રયે આવનારને ક્ષમા આપવી એ ક્ષત્રિયનો ધર્મ છે જો મારે તારો નાશ કરવો હોય તો અહી મને કોણ રોકનાર છે ? પણ ના ના, તારા જેવા બીરૂ નામર્દ બાયલાને મારતા મને શરમ આવે છે ઉઠ, બેઠો થા રાજસિંહ ! હું તારો દુશ્મન છુ પણ હું તને એક ઉદાર શર્ત પર ક્ષમા આપુ છુ જો સાંભળ, તારૂ મસ્તક મારા ચરણોમાં નમાવી જ્યાં સુધી મારી નજર પડે ત્યા સુધી ચાલ્યો જા

મૃત્યુના ભયથી ભયભીત બનેલો રાજસિંહ તરત જ મહેન્દ્રના ચરણમાં મસ્તક નમાવી પાછે પગે ચાલતો થયો

મુક્તાને જોતાં જ મહેન્દ્રને બગીચાનો બનાવ પુન યાદ આવ્યો ક્રોધાવેશમાં મુક્તાનો હાથ પકડી તે બોલ્યો –

" કુલટા ! વ્યભિચારિણિ ! મારા જેવાને ઊ ડે કુવે ઉતારી અધવચથી દોર તોડનારી કાળી નાગણ ! તારી મદદે પેલો તારો નવીન પ્રિયતમ કેમ ન આવ્યો ? સકટ વખતે તારે મને કેમ યાદ કરવો પડયો ? "

મુક્તા—પ્રિય મહેન્દ્ર ! તમે આ શુ બોલો છો ? ! હુ શુ વિશ્વાસ ઘાતી છુ ? ના-ના, નાથ ! મે કોઇ પણ ગુન્હો કર્યો નથી હું નિર્દોષ છુ

મહેન્દ્ર—તારી લપટતા મે મારી નજરે જોયલી હોવા છતાં અસત્ય બોલી તુ તારો ભયકર અપરાધ છુપાવવાનો પ્રયત્ન કરે છે ?

મુક્તા—નાથ ! હું સમજી શકતી નથી કે તમે શા માટે આમ બોલો છો ? અરેરે ! તમારે માટે મે અનેક કષ્ટો સહન કર્યા છે દિન રાત તમારા નામની માળા જપતી હુ દિવસ ગુજારૂ છુ તમારા મિલનની આશાએ હુ આ દેહ ટકાવી શકું છુ, છતાં તમે મારા ઉપર આટલા રોષે શા માટે ભરાઓ છો ?

મહેન્દ્ર—હજુ પણ તુ તારૂ પાપ છુપાવે છે ? તુ તારા બીજા પ્રિયતમના કંઠમાં હાથ નાખી પ્રેમ કરી રહી હતી તથા હાસ્યાલાપ કરી રહી હતી એ મે મારી નજરે જોયુ છે મુક્તા ! તને અને તારા કુળને ધિક્કાર છે !

મુક્તા—નાથ-નાથ ! તમે આ શુ બોલો છો ? શુ હુ વ્યભિચારિણી છુ ? પ્રિયતમ ! મ્હારા ઉપર આવુ તદ્દન અસત્ય કલંક ન મૂકો

જપુ છુ આપની માળા દિવસ ને રાત હે સ્વામી,
ભવેભવમાં ગણુ છુ આપને કે હુ પિયુ પામી

મહેન્દ્ર—અરે પાપની જીવતી પુતળી ! હજી પણ તુ સ્ત્રીચરિત્ર બતાવી તારૂ પાપ છુપાવે છે ? શુ કરૂ કે તુ સ્ત્રી જાત છે, નહિ તો તારી જીંદગીનો અંત હુ હમણા જ લાવત જો પ્રથમથી મને આવી ખબર હોત તો હુ તારો સંગ ન કરત હુ નહોતો ધારતો કે તુ મારા જીવનમા કાંટારૂપ થઇ પડીશ હુ તે સમયે ન સમજી શકયો કે તુ સ્ત્રીચરિત્ર ચલાવી મ્હને ઠગે છે ! તારો બાહ્ય પ્રણય હુ પારખી ન શકયો એ માટે મને અફસોસ થાય છે

પ્રણય જયારે નારનો ધિક્કારમા પલટાય છે,
પ્રણયીને ભૂલી પ્રીતિ પર નર મહી જો ન્હાય છે,
નારી મટીને નાગિણી એ નાર બની બસ જાય છે,
પ્રમદા નહિ પિશાચિની એ વિશ્વમા કહેવાય છે

---

મુક્તા—ન બોલો નાથ ! તમે આવા હૃદયવિદારક શબ્દ ન બોલો ! તમે મારા પર ખોટું આળ ન મૂકો દેવના સોગન ખાઈ કહું છું કે હું સર્વથા નિર્દોષ છું જો મે તમારા સિવાય અન્ય પુરુષ તરફ પાપ દૃષ્ટિથી જોયુ હોય તો મારા દેહમા કીડા પડો લાવો સ્વામિન્! મને તમારા હાથમાંની તલવાર આપો હું મારૂ હૃદય ચીરી મારી પવિત્રતાની ખાત્રી કરી આપું કે મારી નસેનસમા તમારા પવિત્ર નામના સ્મરણનું શોણિત પ્રસરી રહ્યુ છે ! એ તલવારથી હુ મ્હારા હૃદયની કિંમત બતાવી આપીશ

આમ કહી મુકતા મહેન્દ્રના હસ્તમાંથી સમશેર ખેંચવા ગઈ એટલે મહેન્દ્ર તેને ધિક્કારથી કહેવા લાગ્યો –

"દુષ્ટા ! પાપીયસિ ! તારૂ શ્યામ મુખ દૂર લઈ જા"

આમ કહી મહેન્દ્રે મુક્તાની દેહલતા ઉપર એવા જોરથી લત્તાપ્રહાર કર્યો કે તેનુ શિર કારાગૃહના કઠિન દરવાજા સાથે જોશથી અથડાયુ, અને તેમાંથી રૂધિરની ધારા વહેવા લાગી

મુક્તા—હુ નિર્દોષ છુ તમે શા માટે મારા શિર ઉપર અસત્ય કલંક મૂકો છો એ હુ સમજી શકતી નથી

મહેન્દ્ર—ચુપ કર ! એક ગુન્હો છુપાવવા માટે બીજો ગુન્હો ન કર

મુક્તા—હુ પરમાત્માના સોગન ખાઈ કહુ છુ કે હુ એમાની કોઇ વાત જાણુતી નથી

મહેન્દ્ર—તુ હવે વિના કારણ મને છેતરવાનો પ્રયત્ન ન કર તારૂ પાપ મે નજરો નજર જોયુ છે તે શુ ખોટુ ?

મુક્તા—તદ્દન ખોટુ પ્રિય કુમાર ! તમારા મુખમાંથી આવા શબ્દો સાંભળી મને ઘણુ દુ ખ થાય છે હુ તમારા ભ્રમનો ભોગ થઈ પડી છુ કુમાર ! દયા કરો નિર્દોષ પર આળ ચઢાવી ઇશ્વરના ગુન્હેગાર ન બનો પરમાત્મા મારી સત્યતાની સાક્ષી પૂરશે

મહેન્દ્ર—પરમાત્માનુ પવિત્ર નામ તારા મુખમા હવે શોભતુ નથી પરમાત્મા અન્યાયી નથી કે તે તારા જેવી પાપિણીની રક્ષા કરે

મુક્તા—ઓ પતિતપાવની સરિતાઓ ! જળ, સ્થળ અને ગગન મડળમા વિહાર કરતા પૂજ્ય દેવતાઓ ! જ ગલમા ઉગેલા વૃક્ષો ! કોઇ તો મારી વ્હારે ધાઓ અરેરે ! હુ નિર્દોષ દોષિત ગણાઉં છુ કેમ કોઈ કાંઇ બોલતુ નથી ? ઓ જગતના તાત ! તુ શુ કરે છે ? સત્યવાદીનુ રક્ષણ કરવામા તુ શા માટે વિલબ કરે છે ? હુ મન વચન અને કર્મથી પવિત્ર નથી ? મારા હૃદયમાં પ્રિયતમ મ ન્દ્રકુમારના પવિત્ર નામની જપમાળ જપાતી નથી ? હુ પાપિણી છુ ? ઓ પ્રભુ ! ભરસભામા તમે જેવી રીતે દેવી દ્રૌપદીની લજ્જાનુ રક્ષણ કર્યું હતુ, તેવી રીતે આ વખતે હે દીનદયાળુ ! તુ મારી વ્હાર શા માટે કરતો નથી ? તુ ગરીબનો બેલી છે, છતા મા ી દાદ કેમ લેતો નથી ? તું આમ કરીશ તો તને દયાળુ કોણ કહેશે ? ન થા, ઓ શ્રીહરી આમ છેક નમેરો ન થા

મહેન્દ્ર—પાપીઓ પોતાના પાપને છુપાવવા ઘણા ઢોંગ કરે છે તેમ તે પણ આજે સ્ત્રીચરિત્રની ભૂમિકા બરાબર ભજવવા માંડી છે

મુકતા—પ્રભુ ! હવે હદ થાય છે ! નિર્દોષને અન્યાય અપાય છે

મુકતાનો હૃદયભેદક વિલાપ જોઈ વીરમતિ તરતજ ત્યા આવી પહોંચી અને દૂરથી બોલી, ' મુકતા ! પરમાત્મા સત્યતાનો જ સહાયક છે, પણ સત્યની કસોટી કર્યા સિવાય તે મદદગાર થતો નથી જેવી રીતે અગ્નિના યોગ સિવાય શુદ્ધ સુવર્ણની કસોટી થઈ શકતી નથી તેવી જ રીતે દુ ખો સિવાય શુદ્ધાત્મા મનુષ્યની કિંમત સમજી શકાતી નથી મહેન્દ્ર ! ભ્રમણામા ન ભૂલ ચેત આ બધા પ્રપચી કારસ્થાન છે મુકતા નિર્દોષ છે, તે સતી સાધ્વી વીરબાળા મન, વચન અને કર્મથી સદા પવિત્ર રહી છે તેના જેવી વિશુદ્ધ ચરિત્રવાળી સતી સન્નારીઓથી જ ભસ્માવશેષ ભારતનુ પ્રાચીન

---

વાપરવામાં સારી છે

ગૌરવ શોભે છે તેના જેવી સતીઓના પુણ્ય પ્રભાવથી આ નંદનવન સમ જણાતો ભારતવર્ષ હજી પણ પોતાના તેજથી ઝળહળી રહ્યો છે તેની તપશ્ચર્યા એજ હિંદનું જવાહીર! તેનું પતિવ્રતાપણુ એ જ હિંદનો અમૂલ્ય વારસો! મહેન્દ્ર હવે સાહસ ન કરીશ મુક્તા નિર્દોષ છે, તું ભ્રમણામાં છે, પ્રભુ તમારૂં ઉભયનું શ્રેય કરશે

મહેન્દ્ર—શું મુક્તા નિર્દોષ છે? હું ભ્રમણામાં છું? આ કોણ બોલ્યું? આ બોલ પેલા દયામયી દેવીના છે તેઓ ક્યાં ગયા? શું ચાલ્યા ગયા? શું આ કમભાગ્યને દર્શન આપ્યા વિના પાછા ગયા? અરેરે! તેમણે મને કેટલી વખત બચાવ્યો છે?

આમ કહી મહેન્દ્ર મુક્તા પ્રત્યે કહેવા લાગ્યો—"મુક્તા! તું મને ક્ષમા આપીશ?"

મુક્તા—ન બોલો, ઓ મારા જીવનના આધાર! આમ બોલી મને દોષિત ન કરો

મહેન્દ્ર—મુક્તા! બગીચામાં તારી સાથે જે રાજકુમાર પ્રેમાભિનય કરતો હતો તે કોણ હતો?

મુક્તા—એ તો શાન્તા હતી

મહેન્દ્ર—નહિ, તે રાજકુમાર હતો

મુક્તા—કુમાર! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે શાન્તાએ તે સમયે કુમારનો પોષાક પહેર્યો હતો અને ખાલી વિનોદમાં જ તે મારી સાથે મન જીમાં આવે એવા ચેનચાળા કરતી હતી તે સમયે તમારૂં સ્મરણ થઈ આવવાથી મારા નયનમાં અશ્રુજળ ભરાયું હતું શાન્તા મારા કંઠમાં હાથ નાખી એ અશ્રુજળ સ્વચ્છ કરતી હતી

મહેન્દ્ર—ત્યારે શું એ બધો ચંદ્રપ્રભાનો પ્રપંચ હતો?

મુક્તા—તેના અંતરમાં શું હશે એ હું કેવી રીતે સમજી શકું?

મહેન્દ્ર—મુક્તા ! મારી પ્રાણેશ્વરિ ! એ બધો ચંદ્રકલાનો પ્રપંચ હતો એ પ્રપંચમાં તું પૂરી ફસાઇ હતી અરેરે ! મેં પ્રથમથી પૂરતી તપાસ કર્યા સિવાય ઉત્તેજિત બની જઇ તારા પર દુઃખનો ડુંગર તોડી પાડયો તારા જેવી નિર્દોષ સતી સાધ્વીને મેં નહિ કહેવા જેવાં કઠોર હૃદય-ભેદક વચનો કહી સંભળાવ્યાં મેં તને પડતા પર પાટું મારી તારા જેવી દુખિનીને મેં ભ્રમને વશ થઈ વિશેષ દુઃખી કરી હું તારો ગુન્હેગાર છું જો—જો, તારા શિરમાંથી ટપકતું રૂધિર મારા આ અવિચારી કર્મથી મને શ્રાપ આપી રહ્યું છે જંગલનાં વનચર પક્ષીઓ પણ તારૂં રૂધિર જોઇ કીલ કીલ કરી મને ધિક્કાર આપતાં ઉડી જાય છે સૂર્યનારાયણે પણ પોતાનો પ્રકાશ ખેંચી લઇ પૃથ્વી પર અંધકાર ફેલાવ્યો છે, અરેરે ! સમસ્ત જગત્ જાણે કે મારા પર ઉશ્કેરાયું હોય એવો મને ભાસ થાય છે મુક્તા ! ભ્રમને વશ થઇ મેં તને જે અસહ્ય દુઃખ દીધું છે તેનું વિસ્મરણ કરી તું મને ક્ષમા આપીશ ? મેં અભાગીએ વગર વિચાર્યે તારા અંતરાત્માને દુભાવી મહા પાપ કર્યું છે.

આમ કહી મહેન્દ્ર મુક્તાના ચરણોમાં નમી પડયો.

આ જોઇ મુક્તા હાથ જોડી મહેન્દ્રને કહેવા લાગી —"મારા જીવિતેશ્વરા મારા પ્રિય પ્રાણેશ્વર ! આમ કરવું તમને શોભે કે ? આમ કરી તમો મને જ ઉલટા પાપિણી બનાવો છો હું તો તમારા ચરણકમળમાં આશ્રય પામનારી દાસી છું તમારી સેવા કરી સુખી થવું એ જ આ તુચ્છ જીવનનું કર્તવ્ય છે કાન્ત ! હવે આક્રંદ ન કરો મારૂં તન, મન, તથા ધન આપ જ છો, એટલે હું જ તમારી પાસે ક્ષમા માગી શકું તેમ છું

હું તો ઇચ્છું છું પતિ તમારી સેવા,
મને અન્ય વિષયથી નહિ કંઇ લેવાદેવા—હું.
મળે છાશ બાકરાં ખાઇને પેટ ભરીશું,
મળશે તે પર સંતોષ ગુજર કરીશું
પતિના એઠા ટુકડા તે મીઠા મેવા—હું

---

કંચન નહિ તો એ કારટ કનકની ચુડી,
પતિ સેવા એ સતી નારની ચુડી,
પતિ પ્રેમભક્તિએ અમે વેચાયા એવા—હું

એટલામાં સામેથી ગુલાબરાય તથા બીજા ઘોડેસ્વાર આવતા દેખાયા એ જોઇ મુક્તા ભયથી બોલી –" પ્રિયતમ ! સાવધાન થાઓ સામેથી દુશ્મન આવતા જણાય છે "

મહેન્દ્ર--પ્રિયા ! એમાં ડર શાનો છે ? ક્ષત્રિય વીરોએ શત્રુઓનો ભય રાખવો જ ન જોઇએ

વીર પુરૂષો કાળથી ના કોઇ દિન ગભરાય છે,
આવવુ ને જવુ એ તો આ જગતનો ન્યાય છે,
નિજ ધર્મની મમતા મુકી જે જીવ બચાવવા ચ્હાય છે
ધિક્કાર એવા જીવનને જે ધર્મદ્રોહી થાય છે

વિના વિલબે ગુલાબરાય આવી પહોચ્યો અને તેણે સિપાઇઓને હુકમ કર્યો –"મહેન્દ્રને પકડો "

મહેન્દ્ર—ગુલાબરાય ! તુ કોને પૂછીને મને પકડવા આવ્યો છે ?

ગુલાબરાય—રાજસિહના હુકમથી મહેન્દ્ર ! તુ જાણે છે કે તારે માથે ખૂનનો આરોપ છે તુ સત્વર મારે શરણે થા, નહિ તો તને એકલો જાણી આ બધા સૈનિકો તારા પર તુટી પડશે

મહેન્દ્ર--એકલો એટલે શુ ? મારૂ બાહુબળ તમને સહુને પહોંચી વળવા શક્તિવાન્ છે

શિયાળના ડરાવ્યાથી સિહ તો ડરતો નથી,
ભસે જે શ્વાન તેની હું પરવા જરા કરતો નથી

ગુલાબરાય—અમારા પંઝામાં સપડાયલો હોવા છતાં અભિમાન છોડતો નથી? મહેન્દ્ર! મુખેથી બહાદુરી બતાવવી એ બહુ સહેલી વાત છે, પરંતુ કસોટી વખતે કમર કસવી દોહલી છે

મહેન્દ્ર—ગુલાબરાય! તારામાં કેટલી બહાદુરી છે એ હું બરાબર જાણું છું રાજસિંહની તથા તારી બહાદુરી તો મેં તે દિવસે ચંદ્રપ્રભાના ઘરમાં બરાબર જોઇ લીધી છે તે દિવસ શું તું ભૂલી ગયો છે?

ગુલાબરાય—મહેન્દ્ર! તને રાજસિંહની શક્તિનો ખ્યાલ નથી. તે ધારે તો ક્ષણ કાળમાં જ ધરાને ધ્રુજાવી શકે તેમ છે—તારા જેવા પામરને પરલોકમાં પહોચાડી શકે તેમ છે

મહેન્દ્ર—ઠીક છે, ઠીક છે—

દગાબાજ છે એ રાજસિંહ ને બ્હાયલો તું સારથી,
કંપતા સૈનિક સહુ આ વીરની તલવારથી
જે હતા રણવીર તે તો સ્વર્ગના વાસી થયા,
સાપ સૌ ચાલ્યા ગયા, પણ લીસોટા બાકી રહ્યા

ગુલાબરાય—હજુ અભિમાન છે?

મહેન્દ્ર—આ તલવાર પર ગુમાન છે

પાછળથી છુપી રીતે રાજસિંહે હુમલો કરી મહેન્દ્રને પકડી લીધો મુક્તા બેહોશ બની જમીન પર ઢળી પડી સૈનિકો મહેન્દ્રને પકડી ચાલતા થયા



## પ્રકરણ ૧૫ મું

### અબળાનો અનુતાપ

नास्ति काम समो व्याधिर्नास्तिमोह समो रिपु ।
नास्ति कोप समो वन्हिर्नास्ति ज्ञानात्परं सुखम् ॥

કામના સમાન અન્ય વ્યાધિ નથી અજ્ઞાન સમાન કોઇ કટ્ટો શત્રુ નથી, ક્રોધ સમાન કોઇ દાવાનળ નથી અને જ્ઞાન સમાન કોઇ સુખ આપનારૂ ફળ નથી

કામ સમ વ્યાધિ નહિ, અજ્ઞાન શત્રુ માણુવો,
ક્રોધ સમ અગ્નિ નહિ સદ્જ્ઞાની મિત્ર પ્રમાણુવો

મુર્ખ માથે શિંગડાં હોતા નથી તેમ વિદ્વાન્ પુરૂષો માથે કાંઇ હીરા મોતીના હાર ઉગતા નથી કોયલ અને કાગ દેખાવમા એકજ રંગનાં હોવા છતા જ્યારે તેમના મુખમાંથી વાચા પ્રકટે છે ત્યારે આપો આપ ઉભયની પરીક્ષા થઇ જાય છે અને બન્નેનો ભેદ માલૂમ પડી આવે છે

ક્રોધ મનુષ્યનો મહાન્ વિરોધી કટ્ટો શત્રુ છે ક્રોધી મનુષ્યથી સારાં વિવેકશીલ વિચારયુક્ત કાર્યો થઇ શકતાં નથી માટે ક્રોધાવેશમાં કોઈ પણ કાર્ય કરવુ જોઇએ નહિ

સત પુરુષો ક્રોધને વશ થતા જ નથી અજ્ઞાની પામર જનો જ ક્રોધને વશ થાય છે દુર્વાસા સમાન મહાન્ પ્રચંડ ઋષીનો ક્રોધથી પરાજય થયો ત્યા પામર માનવીનું શુ સમજવુ ? ચંદ્રપ્રભા ક્રોધાવેશમા રાજસિંહનુ ખૂન કરવા તત્પર થઇ હતી ક્રોધી મનુષ્ય પોતાનુ કદાપિ હિત કરી શકતુ નથી તો પછી અન્યનુ હિત ક્યાંથી કરે ? ચંદ્રપ્રભા પણ ભયભીત હદયે રાજદરબારમાં રાજસિંહ પ્રત્યે વૈરનો બદલો વૈરથી લેવા ચાલી ગઈ

---

મહેન્દ્રના વિદાય થયા પછી ચંદ્રપ્રભા પોતાના મકાનમાં એકાન્તમાં બેસી અત્યંત કલ્પાંત કરવા લાગી તેને દુનિયાનું સુખ, દુનિયાનો વૈભવ અને ભોગ વિલાસના સકળ સાધનો વિષ સમાન જણાવા લાગ્યા પોતાના હસ્તથી થયેલાં સઘળાં પાપકાર્યનો હવે તે જ્યારે વિચાર કરવા લાગી ત્યારે તેને ઘણો પસ્તાવો થવા લાગ્યો તેણે વિચાર્યું —"અરે રે! મે પાપિણીએ આ બધું તરકટ શા માટે રચ્યું? આ સંસારમાં મનુષ્ય દેહ મહાન્ દુર્લભ ગણાય છે અનેક જન્મનાં સુકૃત્યથી જ દુર્લભ માનવદેહની પ્રાપ્તિ થાય છે, છતાં માનવદેહ ધારણ કરી મે શું સુકૃત્ય કીધું? અરેરે! યુવાનીના આવેશને વશ થઇ, સારાસારનું ભાન ભૂલી રાજસિંહ સાથે નાસી આવી, મારા શ્વસુરપક્ષને તથા મારા સ્ત્રીજીવનને મે કલંક લગાડ્યું પતિવ્રતા સ્ત્રીએ પરપુરુષનો વિચાર પણ ન કરવો જોઇએ મે પાપિણીએ નહિ કરવાના કામો કરી આ દુર્લભ મનુષ્યદેહને એળે ગુમાવ્યો છે મહેન્દ્રપર મારી પ્રેમ દ્રષ્ટિ!"

સ્વગત આટલું કહી તે બબડતી બંધ થઇ પુનઃ દિવાનીની માફક દગ્ધહૃદયે બોલવા લાગી, મહેન્દ્રનો પ્રેમ મેળવવા માટે મે "કેટલા છળ પ્રપંચોનો આશ્રય સ્વીકાર્યો છે? નિર્દોષ મુક્તાપર ખોટું આળ ચડાવ્યું, મદિરા પી અધમમાં અધમ પાપ મે કર્યું હું પાપિણી હોઇ વિશુદ્ધ ચરિત્રના મહેન્દ્રકુમારને પણ પાપિષ્ટ કરવા વિચાર કર્યો આ બધું કરી મે સાર શો કાઢયો? શું મારો પ્રેમ મહેન્દ્ર તરફ શુધ્ધ હતો? ના, શુધ્ધ કેમ કહેવાય? એ કેવળ વાસનાનો મોહ હતો મહેન્દ્રના રૂપરંગમાં હું અંજાઇ, તેમાજ મોહી, તેને ચાહ્યો! આ પ્રેમ શુદ્ધ નહી પણ આ લોક તથા પરલોકને ભ્રષ્ટ કરનારો જ પ્રેમ ગણાય સીતા, તારા, દમયંતી અનસુયા, તારામતી વગેરે દેવીઓ વિશ્વમાં પોતાના સતીત્વના પ્રભાવથી અમર નામના મૂકી ગઈ છે હું દુષ્ટા તે પવિત્ર દેવીઓનાં નામ ઉચ્ચારવા લાયક પણ રહી નથી પ્રભુ! મારૂં હવે શું થશે? આ રૂપમાં આગ લાગો મે મારા

સૌંદર્યમા અંજાઇ જઇ જે મહા પાપો કર્યા છે તેની ક્ષમા કાળાંતરે પણ મને મળી શકે તેમ નથી એ બધા પાપની શિક્ષા પ્રભુ મને શી કરશે ? હવે પસ્તાવો કર્યે સાર શો ? પાણી પીધા પછી ઘર પૂછ્યે સાર્થક શુ ? બધુ થવાનુ થઈ ચુકયુ, હવે તો કરેલા ગુન્હાઓની પ્રભુ પાસે શિક્ષા લેવા જવુ એ જ ઉત્તમ છે, છતા પણ તે પહેલા નિર્દોષ વીર કુમારિકા મુક્તાની માફી માગી તેની પાસે સત્ય વાત જાહેર કરવી એજ ઉત્તમ છે એમ કરવાથી મારાં પાપોનો ભાર કાઇક અંશે હલકો થશે ”

આમ વિચાર કરી ચંદ્રપ્રભા મુક્તા પાસે આવી મુક્તા લોહી લુહાણ સ્થિતિમા કારાગૃહમાં પડેલી હતી તેને પોતાના શરીરનુ પણ ભાન ન હતુ તેની એવી સ્થિતિ જોઇ ચંદ્રપ્રભાએ પહેરેલા વસ્ત્રનો પાલવ ફાડી મુક્તાના ઘા ઉપર પાટો બાધ્યો બેભાન મુક્તા બબડવા લાગી, “વ્હાલા મહેન્દ્રકુમાર ! તમે કયા છો ? મારા જીવિતેશ્વર ! મારી પાસે આવો—હુ નિર્દોષ છુ”

આ શબ્દો ચંદ્રપ્રભાના કાન પર અથડાતા તેની આંખોમાથી આસુ સરવા લાગ્યા, તે સ્વગત કહેવા લાગી મારી ભૂલના ભોગનુ આ કેવુ ગભીર પરિણામ આવ્યુ છે ?”

આ વિચારે પ્રભાનુ મગજ ફરી ગયુ ધીરજ ધરી તે મુક્તા પાસે બેઠી શીતળ જળના સિંચનથી મુક્તા શુદ્ધિમા આવી તે ઉઠી અને ચંદ્રપ્રભાને વળગી પડી બોલી —‘ ચંદ્રપ્રભા ! હુ નિર્દોષ છુ તે શુ તુ જાણતી નથી ? જો જાણતી હો તો મારા પ્રિયતમનો ભ્રમણા શા માટે તુ દૂર કરાવતી નથી ?”

ચંદ્રપ્રભાએ આ પ્રશ્નનો ઉત્તર શુદ્ધ હૃદયના આવેશથી આપ્યો તે મુક્તાને કંઠે વળગી પડી અને બોલી —“મુક્તા બેન ! એ વિષયમાં હુ જ સર્વાંશે દોષિત છુ બ્હેન ! તમે મને ક્ષમા આપો ”

આમ કહી ચંદ્રપ્રભા મુક્તાના ચરણ પાસે પડી ગઇ મુક્તા તો આ બનાવ જોતાં જ આશ્ચર્યમાં પડી કે પ્રભા આ શું કરે છે ? તે પોતાનું રૂદન ભૂલી ગઇ પણ ઉલટી પ્રભાને દિલાસો દેવા લાગી તેને ઉદ્દેશી મુક્તા બોલી – "ચંદ્રપ્રભા ! આમ કરવું તને ઉચિત છે ? ઉમ્મરે તું મારાંથી મોટી હોવા છતાં મારી પાસે ક્ષમા માગી મને પાપમાં શા માટે નાખે છે ? બેન ! તને આમ ન ઘટે "

ચંદ્રપ્રભા—ગુન્હેગાર નિર્દોષ પાસે ક્ષમા માગે તેમાં દોષ જેવું કાંઇ હોય એમ મને લાગતું નથી

મુક્તા—તને કોણ ગુન્હેગાર કહે છે ?

ચંદ્રપ્રભા—બેન ! મારાં પાપોથી અજાણ્યાં હોવાથી જ તમે આમ કહો છો ? હું તમારી પાસે સેંકડો વખ્ત ક્ષમા માગું તો પણ ઓછી છે

મુક્તા—શા માટે તું આમ કહે છે ?

ચંદ્રપ્રભા—મેં તમારૂં ઘણું અનિષ્ટ કર્યું છે તમારા પ્રિયતમ મહેન્દ્રકુમારને ભંભેરી શાન્તાને એક રાજકુમારનો પોષાક પહેરાવી તેની સાથે તમને પ્રેમમાં વાત કરતા બતાવી મેં રજનું ગજ કર્યું છે બેન ! કહો જોઇએ કે તમારી આવી લોહીલોહાણ હાલત કરનાર હું જ છું કે બીજું કોઇ છે ? તમે તો શું પણ સાક્ષાત ઇશ્વર સુદ્ધાં મને મારા મહા પાપની ક્ષમા આપે તેમ નથી

મુક્તા—ચંદ્રપ્રભા ! પરમકૃપાળુ પરમાત્મા તને તારા અપરાધોની ક્ષમા આપે એમજ હું ઇચ્છું છું

ચંદ્રપ્રભા—પ્રભુ મને ક્ષમા આપે એ અશક્ય છે પ્રભુએ મ્હારા જેવી પાપિષ્ઠાને ક્રૂરમાં ક્રૂર શિક્ષા કરવી જોઇએ

મુક્તા—બેન ! અધીરી ન થા ! શાન્તિથી બેસ શા માટે વિના કારણ તારૂં હૃદય ઉશ્કેરે છે ?

ચંદ્રપ્રભા—હવે આ તનમનને જીવનના અંત સુધી શાન્તિ કે આરામ મળનાર નથી જેણે બીજાને શાન્તિ આપી નથી તે શાન્તિ ભોગવવા સરજાયું નથી હું શાન્તિ ક્યાંથી પામું ?

મુક્તા—ત્યારે હવે તું શું કરીશ ?

ચંદ્રપ્રભા—મને આ કફોડી સ્થિતિમાં મુકનાર નરાધમનો હવે હું જીવ લઇશ

વિકાળ છું હું કાળી નાગણ મારૂં વૈર લેવાને,
રાક્ષસી બની છું હું બદલો આજ દેવાને

મુક્તા—સ્ત્રીજાતિ હોવા છતાં તારામાં આટલું શૌર્ય ક્યાંથી આવ્યું ?

ચંદ્રપ્રભા—વીર ક્ષત્રિયાણીઓ જ્યારે ખરા સ્વરૂપમાં પ્રગટ થાય છે ત્યારે જ તેમનું સ્વાભાવિક શૌર્ય દીપી નીકળે છે

મુક્તા—તને આ સ્થિતિમાં કોણ લાવ્યું છે ?

ચંદ્રપ્રભા—નરાધમ રાજસિંહ

મુક્તા—બ્હેન ! તારી માફક મારા પર પણ તેણે અનહદ જુલ્મ ગુજાર્યો છે મારા ભોળા પિતાશ્રીને ભંભેરી તેમની પાસેથી લગ્નનું નક્કી કરી તે દુષ્ટ મને અહીં લાવ્યો મને મારા વ્હાલા મહેન્દ્રથી વિખુટી પડાવી મારા આ હાલ કરનાર તે દુષ્ટ રાજસિંહ છે

ચંદ્રપ્રભા—મુક્તા ! તેના પાપનો ઘડો ભરાઇ ચુક્યો છે હું મ્હારે હાથે જ તેનું હૃદય ચીરી હવે મારા દેહનો અંત આણીશ

આટલું કહી તેણે કમરમાંથી કટાર કાઢી મુક્તાને પૂછ્યું "આનું નામ શું છે ?"

મુક્તા—એ કટાર છે

ચંદ્રપ્રભા—એનો કોણ ઉપયોગ કરી શકે ?

---

મુક્તા—વીર પ્રતાપી ક્ષત્રિય બચ્ચો સમય પ્રમાણે જ એનો ઉપયોગ કરી શકે, તેજ તેને શોભાવી શકે

ચંદ્રપ્રભા—મુક્તા બ્હેન ! બોલતાં ભૂલ્યાં હવે તો વીર ક્ષત્રિય પુત્રોને બદલે વીર ક્ષત્રિયાણીઓએ જ આનો ઉપયોગ કરવો જોઇએ અથવા હિંદની પતિવ્રતા નારીએ આ કટારીને પોતાની નાની બ્હેન સમજી રાત દિવસ તેને શીયળ તથા ધર્મરક્ષણ માટે પાસે રાખવી જોઇએ

મુક્તા—સ્ત્રીઓએ આ કટારી રાખવાનું કંઇ પ્રયોજન ?

ચંદ્રપ્રભા—પોતાના પ્રાણ કરતા પણ વધારે મૂલ્યવાન્ શીયળનું રક્ષણ કરવા

મુક્તા—ખરૂ છે બ્હેન ! દુષ્ટ પાપી મનુષ્યો પોતાની પાપવાન્છના તૃપ્ત કરવા આવે તો આ કટારથી તાત્કાળિક તેની વાન્છના પુરી કરવી ખરૂ કે ?

ચંદ્રપ્રભા—એમાં સંશય શો ? મુક્તા બ્હેન ! મને જવાની રજા આપો આ કટાર હવે અધીરી થઇ રહી છે

મુક્તા—પ્રભા બ્હેન ! તમો અધીરાં ન બની જાઓ આ હઠ છોડી દો, નહિ તો ક્રોધાવેશમાં તમો વખતે આપઘાત કરશો

ચંદ્રપ્રભા—હું આપઘાત કરૂં ? શા માટે ? મે કોનો ગુન્હો કર્યો છે ? હું મારા હૃદયમાં શા માટે એને સ્થાન આપું ? આ કટારને હું તેના જ હૃદયમાં સ્થાન આપીશ મારા સ્વામીથી છુટી પડી મને ભિખારણ બનાવી પોતાના દાવ પેચમા રમાડી જે મને અહીં લાવ્યો તેના હૃદયમાં જ આ કટારને સ્થાન આપીશ

મુક્તા—બેન ! તે રાજકુમાર છે તારાથી તેનો પરાજય નહિ થાય

ચંદ્રપ્રભા—તે રાજકુમાર છે તેથી મને શુ ? જેને સંસારમાં જીવનના લ્હાવા લેવા બાકી હોય તેને જ મૃત્યુનો ડર હોય છે બીજા મરણીયાને શું ? મારૂ ચાહે તે થાઓ, પણ એક વખત તો આ કટારથી રાજસિંહના પ્રાણ હરીશ તે પણ વળી ભરદરબારમાં.

આમ કહી ચંદ્રપ્રભા પૂર્વ દિશા નિહાળી વળી બબડવા લાગી, "રાજસિંહ! તૈયાર થજે જે ચંદ્રપ્રભાની તું ચાહના કરે છે, જેને તારા વિલાસની પુતળી સમજે છે, જેને મળવા તારૂં દિલ અધીરૂં થઇ રહ્યું છે, જેને ભેટવા તારૂં આતુર મન ઉછાળા મારી રહ્યું છે તેજ ચંદ્રપ્રભા આજે તારા ઉછળતા હૃદયમાં આ ચમકતી કટારને સ્થાન આપવા આવે છે રાજસિંહ! આજે તું તારા સૈનિકો, તારા સંબંધીઓ, તારા પાયદળ લશ્કરના ભડવીર સિપાહીઓ વગેરે સહુને તૈયાર કરી રાખજે આજે તારા મનુષ્યજીવનની છેલ્લી પળોનો હિસાબ કરીને જ હું તારી પાસે આવું છું

ચઢી હું ખૂનને ચરખે જીગરમાં આગ સળગે છે,
હવે દિલની નસેનસમાં, કિનાની આગ સળગે છે
નહિ છોડું તને જાલિમ! જીવનની આશ છોડી દે,
કટારી કારમી સાથે હવે તું જ પ્યાર જોડી દે

વાંચક! આ વચનો ઉચ્ચારતી વખતે ચંદ્રપ્રભાને પોતાના શરીરનું ભાન ન હતું તેનો ચોટલો તેની પીઠ ઉપર કાળા નાગની માફક ઝૂલી રહ્યો હતો પહેરેલા વસ્ત્ર ધૂળમાં રગદોળાઇ ગયા હતાં, છતાં આવી બેભાન અવસ્થામાં તે મુકતાને કહેવા લાગી ––"મુકતા બેન! મને ક્ષમા આપો હું પાપિણી મરવા જ સરજાયેલી છું મહેન્દ્રકુમારની હું જેટલી પ્રશંસા કરૂં તેટલી થોડી છે ઇશ્વરે તમને તમારે લાયક જ પ્રિયતમ આપ્યા છે પ્રભુ! તમારૂં ઉભયનું કલ્યાણ કરો એવો મારા ખરા અંતઃકરણનો આશીર્વાદ છે બેન! હું જાઉં છું જતી વખતે પણ કહેતી જાઉં છું કે, ટૂંક સમયમાં તમો બન્ને વિશાળ રાજ્યનાં માલિક થશો મને ક્ષમા આપજો"

આમ કહેતી પાછું જોતી આગળ વધતી દિવાની થયેલી ચંદ્રપ્રભા અદૃશ્ય થઇ મુકતા તેને કંઇ પૂછવા જતી હતી, પણ તેનો બિહામણો ચહેરો જોઇ કંઈ બોલી શકી નહિ તેના ગયા પછી મુકતાએ પણ મણિપુરનો રસ્તો લીધો

# પ્રકરણ ૧૬ મુ

## ન્યાયના નામે નીતિનુ ખૂન

**कुग्रामवास कुलहीनसेवा कुभोजन क्रोधमुखी च भार्या ।**
**पुत्रश्चमुर्खो विधवा च कन्या विनाग्निना षट् प्रदहति कायम् ॥**

કુગ્રામમાં નિવાસ, કુલહીનની સેવા, કુભોજન, કજીયાળી કુલટા સ્ત્રી, મુર્ખ પુત્ર અને વિધવા પુત્રી આ છ અગ્નિ વગર બાળનારા મનુષ્યના કટ્ટામા કટ્ટા શત્રુ છે

નિજ માત મુખ ઉજ્વળ કરી સ્વધર્મ માર્ગે સચરે,
સન્માર્ગમાં જીવન ગુજારી પાપથી મનમા ડરે,
શત્રુ વખાણે સહુ સદા સુપુત તેને જાણવો,
લાખ તારા છો પ્રકાશે, ચદ્ર એક પ્રમાણવો

એક પુત્ર તારે છે, બીજો ડુબાડે છે એક જ સૂર્ય આખા વિશ્વને પ્રકાશમાન કરે છે એકજ સિહ આખી વનભૂમિને ગજાવે છે રામ કૃષ્ણ, પરશુરામ, અર્જુન, કરણ, શકરાચાર્ય, ભવભુતિ, વાલ્મિકી, વ્યાસ, પાણિની, વિક્રમ, ભોજ, ભરથરી, શિવાજી તથા અકબર એક જ થયા તારા, સીતા, મદોદરી, ગાર્ગી, દ્રૌપદી, કુતા ગાંધારી, અનસુયા તથા દમયતી એક જ થઇ એ હરેક દૈવી વ્યક્તિ પોતાના પુણ્યમય જીવન પ્રભાવથી વિશ્વસસારમા સદાને માટે અમર નામના મૂકી ગઇ છે આધુનિક યુગના સચ્ચરિત્રવાન્ સત સાધુ ગાધીજી આર્યાવર્તની ત્રીશ કોટીની વસતિને અહિંસાનો પાઠ ભણાવી સ્વરાજ્ય એ દરેક દેશીનો જન્મસિદ્ધ હક્ક છે એવુ શીખવી રહ્યા છે આ બધા જીવો અમર છે તાત્પર્ય એ છે કે એક જ સુપુત્રથી આખો દેશ ઉજ્વળ થાય છે

ભરતખડના ઇતિહાસમા શુદ્ધ ક્ષત્રિય રાજવશીઓ મહાન્ પરાક્રમી કામો કરી પોતાના કુળની મહત્તા વધારી ગયા છે પ્રજાને સુખે સુખી

તથા પ્રજાને દુખે દુખી થવુ એ જ હરેક રાજાનો ધર્મ છે પ્રજાને પુત્ર સમ પાળવી એમા ક્ષત્રિય રાજાનુ ગૌરવ છે ગૌ તથા બ્રાહ્મણની રક્ષા કરનાર રાજા જ ખરો રાજા લેખાય છે બાકી બધા ઇન્દ્રવરણના ફૂળ માફક ખાલી દેખાવડા જ નામધારી રાજા કહી શકાય આપણી વાર્તાના નાયક રાજસિહના પિતા મહારાજા નરેન્દ્રનાથ શુદ્ધ સાત્વિક જીવન ગુજારનારા પરોપકારી નૃપતિ હતા, જ્યારે બીજી બાજુ તેમનોજ પુત્ર રાજસિહ અનાચારી, મિથ્યાભિમાની, તથા દાવપેચની રમત રમનારો હતો અનાચારીથી સુકૃત્ય થઇ શકતુ જ નથી અનાચારી પોતે પાપકર્મ કરે છે અને બીજાને તેમા હોમે છે અનાચારથી રાવણ, કીચક, દુર્યોધન વગેરે મહારથીઓનુ પણ અકાળે મૃત્યુ થયુ તો પછી સામાન્ય રાજસિહ શા હિસાબમાં ?

નરેન્દ્રનાથનો રાજદરબાર આજે જનસમૂહની મેદનીથી ચીકાર ભરાઇ ગયો હતો પછવાડેથી આવનાર મનુષ્યને જગ્યા મળવી દુર્લભ થઇ પડી હતી આજે ન્યાયાધીશ ખૂનના ગુન્હાની તપાસ ચલાવનાર હતા રાજસિહ તથા ગુલાબરાયે મહેન્દ્રપર ખૂનનો આરોપ મૂકયો હતો દરબારમાં ચોપાસ ગમગીની છવાઇ રહી હતી મહેન્દ્રને બદીવાન તરીકે લોખડની બેડીઓ પહેરાવી હાજર કરવામા આવ્યો હતો તેની શાન્ત ભવ્ય મુખમુદ્રા પર નિર્દોષતાની સ્પષ્ટ છાયા જોવામા આવતી હતી બરાબર નિયમિત સમયે ન્યાયાધીશ આવી પહોચ્યા અને તરતજ મહેન્દ્રનુ નામ પોકારવામા આવ્યુ સિપાહીઓએ મહેન્દ્રને પિજરામા ઉભો કર્યો ન્યાયાધીશે તપાસનુ કામ ચાલુ કરતાં પૂછ્યુ —"તારૂ નામ શુ ?"

મહેન્દ્ર—મહેન્દ્ર !

ન્યાયાધીશ—શો ધધો કરે છે તથા કયાં રહે છે ?

મહેન્દ્ર—હુ જગલમા રહુ છુ અને રખડવાનો ધધો કરૂ છુ

ન્યાયાધીશ—તુ કયા રાજ્યની રૈયત છે ?

મહેન્દ્ર—પિશાચના રાજ્યની હું રૈયત છુ.

ન્યાયાધીશ—સભ્યતાથી બોલ આ રાજદરબાર છે તુ જાણે છે કે આજે તારા માથે ખૂનનો આરોપ છે તારા ઉપરના આરોપના બચાવમાં તુ શુ કહેવા માગે છે ?

મહેન્દ્ર—મને આ દરબારમાં ન્યાય મળવાનો લેશ માત્ર સભવ નથી, માટે હું અત્રે કોઇ પણ પ્રકારનો બચાવ કરવા માગતો નથી

ન્યાયાધીશ—તુ આમ બોલી આ ન્યાયમદિરનુ તથા આખા રાજ્યનુ અપમાન કરે છે આ રાજ્યમાં કોને ન્યાય મળ્યો નથી તે તુ કહી શકીશ ?

મહેન્દ્ર—આ રાજ્યમાં કોને ન્યાય મળ્યો છે ? પવિત્ર સ્ત્રીઓની લાજ આ રાજ્યમાં ધોળે દિવસે લુટાય છે, એવા પાપીઓને આપે શી સજા કરો છો ?

ન્યાયાધીશ—દરેક ગુન્હેગારને આ રાજ્યના કાયદાની કલમના આધારે સજા કરવામાં આવે છે

મહેન્દ્ર—તો પછી તમે ન્યાયાધીશ શાના ? આ રાજ્યના અન્યાયયુક્ત કાયદાની કલમોથી તમે ગમે તેને દોષિત ઠરાવી સજા કરતા હો તો પછી તમારી પાસે ન્યાય મળવાનુ રહ્યુ જ ક્યાં ? તમો તમારી સ્વતત્ર વિચારશક્તિનો ઉપયોગ કરી ન્યાય આપી શકતા નથી જેમ શિક્ષક પાઠ શીખવી રાખે, તેમ તમો આ રાજ્યના કાયદાનો પાઠ ભણી ન્યાય આપવાનો દભ કરો છો જેમ મદારી નોળીયાને નચાવે તેમ તમે કાયદાનુ પુછડુ હાથમાં પકડી નાચો છો પછી તમે ન્યાયાધીશ શાના ?

કલમને કાયદાની આ તમારી વાત છે ખોટી,<br>
જુઠા પાયા ઉપર આ છે ઇમારત ન્યાયની ખોટી<br>
જુબાનીને પુરાવે ત્રાજવુ જે ભારી થાયે છે,<br>
ભલે ખોટો છતા પણ ન્યાય સાચો એ ગણાયે છે

ન્યાયાધીશ—બસ કરો, વધુ એક અક્ષર બોલશો તો તમારો ગુન્હો વિશેષ ભય કર ગણાશે

મહેન્દ્ર—જો એમજ હોય તો ખરૂ કહેનારાના મ્હો સીવી લ્યો જેથી તમને સવાલો પૂછવાની પણ જરૂર નહિ રહે

ન્યાયાધીશ—હજી પણ તમને ચેતાવુ છુ કે, આ દુરાગ્રહનો ત્યાગ કરી તમારા બચાવની વાત પર આવો તમને સત્ય ન્યાય મળશે એ માટે નિસ્સદેહ રહો

મહેન્દ્ર—મને શુ સત્ય ન્યાય મળશે ? અરે ! તમારા રાજ્યમાં ન્યાયનુ નામનિશાન પણ રહ્યુ નથી જે ગૌમાતાને આખી હિદુ કોમ ભક્તિપૂર્વક પૂજે છે, જે ગૌમાતા આખા હિદ દેશનુ પોષણ કરે છે, માતા વિનાના રીબાતા બાળકોને પવિત્ર દૂધ પાઇ, મોટા કરે છે ભીખારીથી અમીર સુધીના માણુસો ઉપર જે નિરતર ઉપકાર કરે છે તે પવિત્ર કામધેનુને પણ તમે ઇન્સાફ આપી બચાવી શકતા નથી આપણા ધર્મમા જણાવ્યુ છે કે જે મનુષ્ય હોવાનો દાવો કરે તે પછી ચાહે તો રાજા હોય કે રક હોય, તે સર્વેએ પવિત્ર ગૌમાતાના એક લોહીના ટીપાને બદલે પોતાના દેહની આહૂતિ જરૂર પડે તો આપવી આમ છતા તમારો ન્યાય હિદીઓના એ પરમધર્મને ઠોકરે ઉડાવે છે

ન્યાયાધીશ—આ એક ધાર્મિક વિષય છે વિચારશીલ રાજ્યો બનતા પ્રયત્ને ગૌવધ અટકાવવામા પાછી પાની કરતાજ નથી, પણ કોઇ પણ રાજ્યમાં કાયમ ગૌવધ બધ થયો છે ? તેનો કોઇ પુરાવો છે ?

મહેન્દ્ર—ઘણોજ મજબૂત પુરાવો છે બહાદુર નરકેસરી અકબર બાદશાહે પોતાની તમામ પ્રજાને હુકમ કર્યો હતો કે મારા રાજ્યની સરહદમા જે ગોમાતાની ગરદન ઉપર છુરી ચલાવશે તેની ગરદન તે જ વખતે શરીરથી જૂદી કરી નાખવામા આવશે એનુ નામ રાજા, એનુ નામ ન્યાયમૂર્તિ જ્યાં

સુધી એ બાદશાહનુ જીવન હયાત હતુ ત્યાં સુધી એક પણ ગૌવધ હિંદભૂમિ પર થવા પામ્યો ન હતો તેઓ મુસલમાન હોવા છતા દરેક હિંદી પ્રજા તેમનો પોતાના પિતા સમાન સમજતી હતી કોઇ પણ ગુન્હેગાર મુખમાં તૃણ લઈ માફી માગે છે તો દરેક મનુષ્ય તેને ઉદાર દિલથી માફી આપી છોડી મૂકે છે, તો ગૌમાતા કે જે સદાય મુખમા તૃણ લઇ ચરે છે, છતા તેને ઇન્સાફ કેમ નથી મળતો ? કહો જોઉ, ન્યાયમૂર્તિ ! આપ એ ગૌમાતાની ફરિયાદનો શો જવાબ આપો છો ? એ નિર્દોષ માતાના ગળાપર કાતીલ છુરી ચલાવનારને તમે શી સજા ફરમાવો છો ?

ન્યાયાધીશ—તેને સજા આપવી તે કઇ અમારા હાથમા નથી એક વખતે જે કાયદાઓ ઘડી કાઢવામા આવ્યા છે તેમાં વારવાર ફેરફાર થઈ શકે તેમ નથી

મહેન્દ્ર—તો પછી શા માટે ન્યાયના આસન પર બેસી તેને લજાવો છો ? ધર્મના ખૂની બની, હાથમાં અન્યાયની કલમ લઇ શા માટે નિર્દોષનું લોહી પી રહ્યા છો ? તમે ન્યાયના તખ્તા પર અદલ ઇન્સાફ તોળવા બેસો છો, છતા તમારા સ્વતત્ર મનથી જ્યારે ન્યાય આપી શકતા નથી ત્યારે શા માટે આવા પાપી રાજ્યને મદદ આપી તેને ટકાવી રહ્યા છો ?

ન્યાયાધીશ—મહેન્દ્ર ! તારા ઉપર ખૂનનો અપરાધ હોવા છતાં રાજ્યની નિદા કરી તુ બીજો રાજદ્રોહનો અક્ષમ્ય અપરાધ કરે છે બોલ, શા માટે તે એક નિર્દોષનુ ખૂન કર્યું ?

મહેન્દ્ર—કોણુ કહે છે કે મે ખૂન કર્યું ?

ગુલાબરાય—નીચ ! હજી પણ જૂઠુ બોલે છે ? ખૂન કરી અપરાધ માટે દયાની યાચના કરવાને બદલે ઉલટો રાજ્યની નિદા કરી રાજદ્રોહનો બીજો ગુન્હો કરે છે ?

મહેન્દ્ર—મારે શા માટે ખૂન કરવુ જોઇએ ? વળી મે ખૂન કર્યુ છે તેની કઇ સાબિતી છે ?

ગુલાબરાય—દ્રવ્યના લોભથી તે ખૂન કર્યુ છે મરનાર માણસ પાસે હીરા મોતીના દાગીના હતા, તે લુટી લેવા માટે તે તેનુ ખુન કર્યુ છે અરે ! મે મારી નજરે તને ખૂન કરી નાશી જતા જોયો છે છતાં હજુ સાબિતી પૂછે છે ?

મહેન્દ્ર—આ બધુ ખોટુ તરકટ છે હળાહળ પ્રપચ છે તુચ્છ લક્ષ્મીના લોભે હુ ખૂન કરૂ ? ના—ના, ન્યાયમૂર્તિ ! જો તમે તમારા શુદ્ધ હૃદયથી પક્ષપાત વિના મને ન્યાય આપી શકો તેમ હો, ન્યાયના આસન પર બેસી, અદલ ઇન્સાફ આપવાનો તમે દાવો કરતા હો તો આજે મને ખરો ન્યાય મળવો જોઇએ હુ મારા ઇષ્ટ દેવના સોગન ખાઇને કહુ છુ કે, મે ખૂન નથી કર્યુ ખૂનનો મને સ્વપ્ને પણ ખ્યાલ નથી ધનને લોભે હુ નિર્દોષનુ ખૂન કરૂ એ વાત હે ન્યાયમૂર્તિ ! તમે માની શકો છો ?

આ વખતે રાજસિહ વચ્ચે જ બોલી ઉઠયો —' શા માટે નહિ ? ધનને લોભે ભાઇ ભાઇનુ ખૂન કરે છે, મિત્ર મિત્રનુ ખૂન કરે છે, પુત્ર પિતાનુ ખૂન કરે છે તો તુ તો ભૂખે મરતો ભીખારી, ધનને લોભે કેમ ખૂન ન કરે ? આજે તને એ ખૂનના બદલામા પ્રાણવધની ભયકર શિક્ષા કરવામા આવશે આપવામા આવશે

મહેન્દ્ર—રાજસિહ ! તુ શુ મ્હો લઇ આ શબ્દો ઉચ્ચારે છે ' એક વખતે તારા કાલાવાલાથી દ્રવીભૂત થઇ મે તને જીવનદાન દીધુ છે એ વાત તેમજ પ્રસગ તુ શા માટે ભુલી જાય છે ?

પાળો ઉછેરો સાપને પણ ઝેર દૂર થશે નહિ,
બાળો સુખડને અગ્નિમા નિજ ગધ તે ત્યજશે નહિ,
લાખો પ્રયત્નો થાય પણ જાતિસ્વભાવ જતો નથી,
પાપી અને હયવાન નર ઉપકારને ગણતો નથી

---

રાજસિંહ—ચુપ કર હયવાન ! તારે આજે મૃત્યુની શિક્ષા ભોગવતા પહેલાં આ સર્વ ન્યાય દરબારીઓનાં દેખતા મારા ચરણમા મસ્તક નમાવવુ પડશે

મહેન્દ્ર—ભૂલી ગયો, રાજસિંહ ! તુ ભૂલી ગયો આ વીર મહેન્દ્ર પ્રાણુતે પણ તારા જેવા નરાધમ બ્હાયલાના પગોમાં પોતાનુ શિર નહિ ઝુકાવે

> ભુખે મરે જો કેશરી, પણ ઘાસ તે ચરશે નહિ,
> રણવીર જાયો વીર ક્ષત્રી, શત્રુને નમશે નહિ,
> સત્ય જેનો ધર્મ છે તે, પાપીથો ડરશે નહિ,
> સેકડો શત્રુ તણો તે, લેશ ભય ધરશે નહિ

ન્યાયધીશ—આ અપમાન ભરેલા વચન તુ કોને સભળાવે છે તેનુ તને કાંઇ ભાન છે ?

મહેન્દ્ર—હા, હુ સારી રીતે જાણુ છુ કે એ મહારાજા નરેન્દ્રનાથનો કુમાર છે, ઝરીયન પોષાકમા ચમમકતો નરવેશધારી પિશાચ રાજસિંહ છે. ન્યાયાધીશ ! હુ તેને સારી રીતે ઓળખુ છુ

ન્યાયધીશ - બસ કર, અહીં હવે ન્યાય અપાય છે

મહેન્દ્ર—અહી ન્યાય નથી અપાતો, પણ રાજસિંહે શીખવાડેલો પાઠ ભણાય છે

ન્યાયાધીશ—તુ પાગલ છે 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ સૂત્રાનુસાર તારો વિનાશ જ તને આવુ બોલાવે છે જયારે મનુષ્યનો કાળ નજીક આવે છે ત્યારે તેને ખરો રસ્તો સૂઝતો નથી

મહેન્દ્ર—ખરૂ છે જ્યારે ધો મરવાની થાય છે ત્યારે તે વાઘરીવાડે જાય છે આ રાજ્યના પાપનો ઘડો પણ હવે ભરાઇ ચૂક્યો છે, નહિ તો ગરીબ પર જુલમ થાય નહિ નિર્દોષને અન્યાય અપાય નહિ

---

ન્યાયાધીશ—રાજ્યમા ગરીબ હોય યા અમીર-સર્વને સરખો ન્યાય અપાય છે

મહેન્દ્ર—ન્યાયાધીશ ! તમે ભૂલો છો આ રાજ્યમાં તો સત્ય બોલનારના હોઠ સીવી લેવાય છે

ન્યાયાધીશ—શુ તમને મૃત્યુનો પણ ડર નથી ?

મહેન્દ્ર—સત્ય બોલનારા હમ્મેશાં મરણીયા જ હોય છે, તેને મૃત્યુનો ડર કદિ હોતો જ નથી

ન્યાયાધીશ—હવે મને એમ લાગે છે કે, તમોને મે બચાવ કરવાને બોલવાની છુટ આપી તે મોટી ભૂલ કરી છે

મહેન્દ્ર—હજી વખત વહી ગયો નથી જો તમારી ભૂલ થઈ હોય તો તે સુધારી લ્યો કોઇ નિર્દોષ કે ગુન્હેગાર આવે તેને વિષયલપટ કુકર્મી કુમાર રાજસિંહના કહેવા પ્રમાણે સજા આપી દેતા જાઓ

ન્યાયાધીશ—તમારા બોલે બોલ પર મારો ક્રોધ ઉશ્કેરાય છે તમો ભયંકર સજાને પાત્ર છો ગુલાબરાય તથા રાજસિંહના પુરાવા ઉપરથી ખૂન તમે જ કર્યું છે તેમ સાબિત થાય છે આજે તમોને એવી ભયંકર સજા કરીશ કે જે સાંભળી સહુ કંપી ઉઠે અને ભવિષ્યમાં આ રાજ્યની સરહદની અંદર કોઇ પણ ખૂન કરવાની હિંમત ન કરે તમે કરેલા ભયંકર ગુન્હા બદલ હુ તમને તમારા જીવતા નખ ઉતારી, ભયંકર આગમાં તમને બાળી મુકવાની સજા કરૂં છુ

ન્યાયાધીશે કરેલી આ સજા સાભળતાં પ્રેક્ષક વર્ગ કંપી ઉઠયો સિપાહીઓ મહેન્દ્રને પિંજરામાંથી ખસેડવા આવ્યા, એટલામા તો દરબારમાં શોરબકોર મચી રહ્યો તથા એક યોગિની હાથમાં ખુલ્લી કટાર લઇ મહેન્દ્ર નજીક આવી તેને અંતરના આવેગથી ભેટી પડી ન્યાયમંદિરમાંના સઘળા પ્રેક્ષકોનુ તથા અધિકારીઓનુ ધ્યાન આ બનાવ તરફ ખેંચાયુ મહેન્દ્ર સમજી

ગયો કે, તેને દુ ખના દરેક પ્રસગમાંથી મુક્ત કરનાર પેલી યોગિની આ સમયે પણ તેને મદદ કરવા ઉપસ્થિત થઇ હતી દેવીને જોતાં મહેન્દ્રના નોત્રોમાથી અશ્રુજળની ધારા વહેવા લાગી એ જોઇ યોગિનીનુ હૃદય પણ દ્રવીભૂત થયુ વાત્સલ્ય સ્નેહ યાદ આવ્યો આ વખતે તેની ભવ્ય મુખાકૃતિ હરેક મનુષ્યને ભય સમાન ભાસતી હતી કોઇની પણ બીક કે પરવાહ રાખ્યા સિવાય ઉચ્ચ કઠે યોગિની મહેન્દ્રને પૂછવા લાગી –"બેટા! તને ગુન્હેગાર તરીકે અહીં કોણ લઇ આવ્યુ છે તથા આ બધુ તોફાન શુ છે?"

મહેન્દ્રે અત્યત નમ્રતાથી કહ્યુ, "માજી! મારે માથે દુષ્ટ ગુલાબરાય તથા પિશાચ રાજસિહે ખૂનનો ખોટો આરોપ મૂકયો છે આ ખૂનના ખોટા ગુન્હા માટે કહેવાતા ન્યાયાધીશે મને જીવતા બાળી મુકવાની ક્રુર રાક્ષસી શિક્ષા કરી છે"

યોગિની—કોણે તને આ સજા કરી?

મહેદ્ર—અત્રે બેઠેલા ન્યાયાધીશે

ન્યાયાધીશનુ નામ સાંભળતા યોગિની ક્રોધ કક શ કઠે ન્યાયાધીશને પૂછવા લાગી, "ન્યાયધીશ! આ નિર્દોષને તમે શા માટે મૃત્યુની શિક્ષા કરી છે?

ન્યાયાધીશ—કાયદા મુજબ તે ગુન્હેગાર છે. ગુન્હેગારને ન્યાયને અનુસરી શિક્ષા કરવી એ રાજ્યનો ધમ છે

યોગિની—આ રાજ્યમા ન્યાય છે જ કયાં? આ રાજ્યમા કોને ન્યાય મળે છે? મને ઘણાં વર્ષો થયાં ન્યાય મળ્યો નથી તો પછી બીજાને મળવાની આશા હુ કયાથી રાખુ? ન્યાયાધીશ! તમે મને ઓળખો છો કે?

ન્યાયાધીશ—ના.

એટલામા મહારાજા નરેન્દ્રનાથ પધાર્યા સઘળા દરબારીઓએ તથા પ્રેક્ષકોએ ઉભા થઇ તેમનો સત્કાર કર્યો સહુની વિચિત્ર વર્તણુ જોઇ

નરેન્દ્રનાથે ન્યાયાધીશને પૂછ્યું –" ન્યાયાધીશ ! આજે આ બધું શું ધાંધલ છે ?"

ન્યાયાધીશ—મહારાજ ! આ ગુન્હેગારને દેહાત દંડની શિક્ષા ખૂનના આરોપ માટે કરવામાં આવી છે સિપાહીઓ ગુન્હેગારને કારાગૃહમાં લઇ જતા હતા, એવામા આ યોગિનીએ આવી આ વિચિત્ર વલણ અખત્યાર કરી છે તે કહે છે કે આ રાજ્યમાં કોઇને પણ ન્યાય મળતો નથી તથા તેને પોતાને પણ ન્યાય મળ્યો નથી

નરેન્દ્રનાથ—યોગિની ! વૈરાગ્ય વૃત્તિ ધારણ કરેલી હોવા છતા રાજ દરબારમાં આવી ઉદ્ધતાઇ કરવી એ તમારો ધર્મ છે ? વિના કારણ શા માટે તમે રાજ્યના ન્યાયપણાની ઉપર કલંક મૂકો છો ? શા માટે તમારે કહેવું જોઇએ કે આ રાજ્યમા કોઇને ન્યાય મળતો નથી ?

યોગિની—હું ખાત્રી તથા હિમ્મતપૂર્વક કહું છું કે આ રાજ્યમાં અંધેર ચાલે છે

નરેન્દ્રનાથ—તમે જે કાંઈ કહો છો તેની સ્પષ્ટ વચનથી ખાત્રી કરી આપો

યોગિની—બંધુ ! હું નિર્દોષ છુ છતાં મારા પર ભયંકર કારસ્થાન રચાયાં છે તે આપ જાણો છો ?

' બંધુ ' શબ્દ સાભળતા નરેન્દ્રનાથને પોતાની બેન વીરમતિ યાદ આવી તે યોગિનીને લક્ષ્યપૂર્વક નિહાળવા લાગ્યા વિના વિલંબે તેમની ખાત્રી થઇ કે એ યોગિની બીજી કોઇ નહિ પણ તેમની ભગિની વીરમતિ હતી, છતા હૃદયનો ભાવ છુપાવી સિપાહીઓને તેમણે હુકમ કર્યો કે, ' આ દિવાની યોગિનીને હમણા જ અત્રેથી લઈ જઇ કારાગૃહમાં પુરો તેના બોલવાનો કંઈ આશય સમજાતો નથી, તે ઉન્માદગ્રસ્ત બની ગઇ હોય એમ લાગે છે।"

યોગિની—બધુ ! શુ મને તમે દિવાની કિવા ઉન્માદગ્રસ્ત ધારો છો ? ભલે હુ દિવાની છુ, પણ તમારી તો ભગિની છુ દરબારીઓ તથા પ્રેક્ષક બધુઓ ! તમે સહુ મારૂ વૃત્તાત સાંભળો. મારૂ નામ વીરમતિ છે તથા હુ આ તમારા નરેન્દ્રનાથ મહારાજાની બેન થાઉ છુ *

'બેન' શબ્દ સાંભળતાં આખો દરબાર યોગિનીના મુખ તરફ જ જોઈ રહ્યા

યોગિની વિશેષમા કહેવા લાગી—' મહારાજા સિવાય મને હમણા કોઈ ઓળખતુ નથી, પણ હુ મારૂ વૃત્તાન્ત કહી સભળાવીશ ત્યારે જ તમોને ખાત્રી થશે કે મારૂ કહેવુ અક્ષરે અક્ષર સત્ય છે મારા બધુએ મારાં લગ્ન મારી સોળ વર્ષની ઉમ્મરે વીરાણીના ઠાકોર વીરાજીત સાથે કર્યા હતાં અમારી જાગીર નાની હતી, છતાં અમારો માનમરતબો મોટા રાજ્ય પર સારો હતો મારાં લગ્ન થયાંને છ માસ પણ વીત્યા નહિ હોય એ લામા મારા સુખી દિવસોનો અત આવ્યો તથા દુ ખની રાત્રિનો ઉદય થયો મારા સ્વામીને અસાધ્ય રોગ લાગુ પડયો મહાન્ વૈદ્યરાજો તથા નામાકિત હકીમોની દવા ચાલુ કરી, પણ રોગનાં લક્ષણોમા બિલકુલ પરિવર્ત્તન થયુ નહિ દિન પ્રતિદિન તેમના રોગે ગભીર સ્વરૂપ ધારણ કરવા માડયુ હાલવા ચાલવાની શક્તિ મદ પડી ગઇ, અને ખાન પાન લેવાનુ છોડી દીધુ ખાલી કસુબાના ગ્લાસ તથા દવાના શીશા સિવાય કોઈ વસ્તુને સ્પર્શ કરતા નહોતા સખ્ત મદવાડને લીધે ડાયરો પણ આખો દિવસ તેમની પાસે ભરાયા કરતો અને તેને લીધે આ અભાગિણીથી તેમની પાસે જઈ કોઈ પણ પ્રકારની વાત કરી શકાતી નહોતી

વળી અમારા ગરાસીઆઓમા તો ઓજનુ સખ્ત જોર હોવાથી બ્હાર કોઇને મુખ દેખાડી શકાતુ નહિ હુ છુપી રીતે કોઈ મને ન જુએ તેમ તેમના મુખ પર દૃષ્ટિ ફેકી હૃદયમા બળી મરતી હતી એક દિવસે સુયોગ જોઇ હુ મારા સ્વામીનાથ પાસે ગઇ એ સમયે કોઇ મનુષ્ય ત્યા ન હતુ મને જોઇ

---

* ઑર્ડર આપી ખાસ બનાવી આપવામા આવે છે

તેમનું હૃદય ભરાઇ આવ્યું મારી સાથે તેઓ કંઇ વાત કરવા જતા હતા, પણ શ્વાસોચ્છવાસના સખ્ત દબાણને લીધે તેઓ પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારી શક્યા નહિ છતાં હસ્તસંકેતથી આકાશ તરફ આંગળી કરી મને જણાવ્યું કે 'તારો માલિક પરમાત્મા છે તે જ તારૂં રક્ષણ કરશે,' એ દુ ખદાયક પ્રસંગે મારૂં હૈયું ધીરજ ખોઇ બેઠું હૃદય ભરાઈ આવવાથી હું કલ્પાંત કરવા લાગી એટલે પુન તેમણે મને સંકેતથી ધીરજ ધારણ કરવા સૂચવ્યું તેમના સંકેતનો આશય એવો હતો કે, 'મારી આખર વખતની આ સ્થિતિમાં તું રૂદન કરે એ વ્યાજબી છે? આમ ન કર' પછી પાછા તેઓ સંકેતથી મને સૂચવવા લાગ્યા 'તને ગર્ભ છે પરમાત્મા કરશે તો રાજ્યગાદીનો તે જ માલિક થશે' આ પ્રસંગ હૃદયભેદક હતો મેં તેમની સમક્ષ જે હૃદયભેદક રૂદન કર્યું હતું તેવું રૂદન પરમાત્મા કોઇને પણ ન કરાવે થોડા કાળ પછી મારા પતિ આ માયાવી મૃત્યુ લોકની જીવન લીલા પૂર્ણ કરી પરલોકવાસી થયા

"થોડા માસ પછી હું મારા બંધુને ત્યાં આવી પણ મારી ભાભીને હું કંટકરૂપ જણાવા લાગી, કારણ કે તે વ્યભિચારિણી હતી સેનાધિપતિ અને તેની વચ્ચે પ્રેમનું પંજરણ પ્રકટયું હતું એક દિવસે મેં દાસી પાસેથી રાણીના હસ્તથી લખાયેલી ચીઠ્ઠી પકડી તેમાં સેનાધિપતિને રાણીએ ગુપ્ત રીતે નિમંત્રણ કર્યું હતું યમુના દાસીએ મારી પાસે ઘણા કાલાવાલા કરી પેલી ચીઠ્ઠીની માગણી કરી, પણ મેં તેને ઉડાઉ જવાબ આપી બનાવી કે, 'હું આ વાત કોઇને નહિ કરૂં, તું ખુશીથી સેનાધિપતિને બોલાવ' સેનાધિપતિ રાણીવાસમાં આવ્યો પ્રસંગ વિચારી પ્રથમથી હું પાસેના ખંડમાં છુપાઇ ગઇ હતી રાણીએ સેનાધિપતિને ચીઠ્ઠી સંબંધીની પૂછપરછ કરી, પણ સેનાધિપતિએ ચીઠ્ઠી મળી નથી એમ કહ્યું રાણી તેનો ઉત્તર સાંભળી ચેતી ગઈ કે મેં જ તેની ચોરી પકડવા ચીઠ્ઠી છુપાવી હતી છતાં તેણે હિમ્મતથી સેનાધિપતિને જણાવ્યું, 'તમે નિડર રહો પ્રાત કાળ પહેલાં

---

જાત જાતની કોન્ગ્રેસ કેપ,

વીરમતિનો રસ્તો હુ કરી નાખીશ તથા આપણા ગુપ્ત પ્રેમનો માર્ગ નિષ્કટક બનાવી દઇશ ’

“ હુ એ વખતે ગર્ભવતી હતી મારા ભાઇ નરેન્દ્રનાથ જ્યારે શયન ભુવનમા પધાર્યા, ત્યારે એ દુષ્ટ રાણીએ માગ બધુને ભરમાવી મારા ગર્ભની વાત કરી હુ નિર્દોષ હતી, છતા મારા ઉપર અસત્ય પાપનુ કલક મૂકી તેમણે મારો ઘણો તિરસ્કાર કર્યો તે જ સમયે તેઓ મારો નાશ કરત, પણ સ્ત્રીહત્યાના પાપથી ડરી તેઓ તેમ કરી શકયા નહિ ફક્ત મારી ભાભીના ભભેરવાથી જ મારા બધુએ સત્ય વાત જાણ્યા સિવાય મને દોષિત ગણી પછી રાતના હુ ભર ઊંધમા હતી ત્યારે તેમણે મારાઓને બોલાવી મને નદીમા ફેકી દેવાની દુષ્ટ આજ્ઞા કરી મારાઓએ મને બાધી નદીના જળપ્રવાહમા ફેકી દીધી ‘રામ રાખે તેને કોણ ચાખે?’ એ નિયમ પ્રમાણે ઇશ્વરની અગાધ માયાના પ્રભાવથી થોડા સમયમા હુ કિનારે આવી ત્યા એક મચ્છીમારે પોતાના અત કરણમા દયા ઉપજવાથી મારૂ રક્ષણ કર્યું ટૂક સમયમા મે એક બાળકને જન્મ આપ્યો કદમૂળ ખાઇ એ બાળકને હુ ઉછેરવા લાગી અરેરે ! મારા સ્તનમાથી દૂધ પણ સુકાઇ ગયુ હતુ કયાથી દૂધ આવે ? હુ એ વિપરીત પ્રસગે એકાગ્ર ચિત્તથી ઇશ્વરનુ સ્મરણ કરતી હતી, પરતુ એ કરૂણાસાગરે મારા ઉપર કે મારા બાળક ઉપર બિલકુલ કરૂણા કરી નહિ મારૂ બચ્ચુ છાતીફાટ રડવા લાગ્યુ એ સમયની મારી સ્થિતિ ગમે એવા કઠોર હૃદયના શત્રુના મનમા પણ દયા ઉપજાવે એવી હતી મ્હારી બુદ્ધિશક્તિ સકટોની પરપરાથી વિભ્રમિત બની ગઇ હતી ક્ષણ કાળ માટે પણ હુ સ્થિર કિવા શાન્ત રહી શકતી નહોતી નિરાધાર હાલતમાં મારા બાળપુત્રને હૃદય સરસો ચાપી વન જગલમા હુ ભટકવા લાગી એટલામા એક સુદર ઝુપડી મારા જોવામા આવી મારા પુત્રને લઇ હું ત્યાં ગઇ અને ત્યાં જ તેને સુવાડી પત્થર જેવુ હૃદય કરી ચાલતી થઇ તે પવિત્ર ઝુપડીના મહતના અતરમા માયા ઉપજવાથી

---

આ ટોપી પણ વજનમા હલકી છે

તેમણે મ્હારા શિશુપુત્રને પોતાના આશ્રમમા રાખ્યો હુ તેમનાથી અળગી રહી અવારનવાર મારા પુત્રના મુખનુ અપ્રત્યક્ષ ભાવથી દર્શન કરતી હતી

"વખત કોઇની રાહ જોઇ બેસી રહેતો નથી તે પોતાનુ કામ કરતો ગયો જોતજોતામા મારો લાડકવાયો પુત્ર દશ બાર વર્ષની ઉમ્મરનો થયો પેલા મહંતે પોતાના અંતકાળ પ્રસંગે તેને દોલતસિંહના આશ્રયમાં રાખ્યો હતો તે દોલતસિંહને ત્યા જ ઉછર્યો હતો ત્યાં તેની અને રાજકુમારી મુક્તા વચ્ચે પ્રેમગાઠ જોડાઇ નિર્દોષ પ્રેમથી તેઓ બન્ને અરસ્પરસના સહવાસમા રહી દિવસ ગુજારતાં હતા પણ વિધાતાના લેખ ટાળવા કોઈ સમર્થ નથી મારા પુત્ર ઉપર ત્યાં પણ પાછો દુ ખનો ડુ ગર તુટી પડયો "

આમ કહેતા જ યોગિની દરબારમાં મુર્ચ્છા ખાઇ ઢળી પડી સઘળા દરબારીઓ, ન્યાયાધીશ તથા પ્રેક્ષક વર્ગ યોગનીની આ અત્યંત કરૂણા રસિક જીવનકથા સાભળી તેના પ્રત્યે દયાભાવની નજરથી જોવા લાગ્યા મુર્ચ્છા વળતા પુન યોગિનીએ બોલવુ શરૂ કર્યું ' મહારાજા દોલતસિંહ પોતાની પુત્રી મુક્તાનો સબંધ બીજે સ્થળે કરવા ઇચ્છિના હતા, જેથી મારા પુત્રનુ અપમાન કરી નિષ્ઠુરતાથી તેમણે તેને કાઢી મુકયો અનાથ બાળક રખડતો રઝળતો જ ગલમા આવ્યો ત્યા કુદરને બીજી દુ ખદાયક તક સાધી એક રાજકુમાર તેને બેડીઓ પહેરાવી પોતાના રાજ્યમા લઇ ગયો ત્યા મહારાજાને ભભેરી તેને ભયકર કારાગૃહમા નાખ્યો એ રાજ્યના ભયકર કાવત્રાં તથા ભયકર સ્થળથી હું માહિતગાર હોવાથી ત્યાથી મે તેને બધનમુક્ત કર્યો પુન તેના પર તેજ રાજકુમારે ખૂનનુ ખોટુ તહોમત મુકી તેને દરબારમા હાજર કર્યા છે વ્હાલા બધુ નરેંદ્રનાથ તથા દરબારીઓ ! હુ જે આ હકીકત જણાવુ છુ તે સર્વથા સત્ય છે હવે કહો જોઇએ આ રાજ્યમા ધોળે દિવસે અધેર ચાલે છે કે નહિ તથા ઇન્સાફને નામે ન્યાયને ઠોકરે ઉડાવાય છે કે નહિ ? આ રાજ્યમા પ્રપચીઓના પોબાર પડે છે અને સદાચારીઓ અપરાધી બની દુ ખ દાવાનળનો ભોગ થઇ પડી કારાગૃહમાં સડે છે "

---

ખાસ સ્પેશીયલ ઑડરથી બનાવી આપવામાં આવે છે

ન્યાયાધીશ—યોગિની, તમારા કહેવા પ્રમાણે જો એ વાત સત્ય હોય તો એવા રાજકુમારને સખ્ત શિક્ષા કરવાની જરૂર છે પણ વારૂ, તમારા પુત્ર પર એવાં ખોટા આળ ચડાવવાનું તે રાજકુમારને કંઈ કારણ ?

યોગિની—કારણ એ જ છે કે એ રાજકુમાર દોલતસિંહની પુત્રી મુક્તાને પરણવા ઇચ્છે છે જો મારો પુત્ર છુટો રહે, તો વચ્ચે કાંટારૂપ તેને ખુંચે માટે આ બધા પ્રપંચી કારસ્થાન તેણે રચ્યા છે

ન્યાયાધીશ—આવા કરપીણ કામ કરનાર રાજકુમાર કયા રાજ્યનો છે તે તમે જણાવી શકશો ?

યોગિની—તમારી દૃષ્ટિ સમક્ષ સઘળો ભેદ ખુલ્લો થયો છે, છતા તમે મને આવો પ્રશ્ન કરો છો ?

ન્યાયાધીશ—તમારૂ વૃત્તાંત માર્મિક છતા તેમાંથી કંઇક નવીન અજનાણુ પડશે એમ હું ધારૂં છું

યોગિની—ન્યાયાધીશ ! આ દુઃખદાયક વૃત્તાંત જણાવનાર વીરમતિ હું પોતે જ છું આ સામે કહેવાતા ગુન્હેગાર તરીકે ઉભેલો છે તેજ મારો પુત્ર મહેન્દ્ર છે સામે તખ્ત પર બેઠેલા નરેન્દ્રનાથ મારા જ્યેષ્ઠ ભ્રાતા છે અને પેલા નીચું જોઈ બેસી રહેનારા રાજસિંહ તથા ગુલાબરાય મારા પુત્રની આવી દુર્દશા કરનાર માનવવેશધારી રાક્ષસો છે કહો જોઇએ, હવે મને સો ન્યાય આપો છો ?

આટલું બોલી યોગિની એકી ટસે ન્યાયાધીશના ગંભીર મુખ તરફ જોઈ રહી

યોગિનીનું આ વૃત્તાંત સાંભળી મહેન્દ્ર કેદીની દશામાં જ ભર દરબારમાં યોગિનીના પગમા પડયો અને હર્ષાવેશમાં બોલી ઉઠયો –"કોણ માતા વીરમતિ ! વીરમતિએ તેને હર્ષથી હૃદયસરસો ચાંપ્યો બન્નેનાં નેત્રોમાંથી આંસુની

ધારાઓ વહેવા લાગી આખી સભા આ વાત સાભળી દિગ્મૂઢ બની ગઇ સૌ કોઇ રાજસિહ તથા ગુલાબરાય તરફ ધિક્કારની દ્રષ્ટિથી જોવા લાગ્યા યોગિની તથા તેના પુત્ર મહેન્દ્રકુમાર માટે સહુના અતરમા સહાનુભૂતિ ઉપજી

પુન યોગિની મહેન્દ્રને કહેવા લાગી –"બેટા મહેન્દ્ર ! જો તુ શુદ્ધ ક્ષત્રિયકુળદીપક હોય, શુદ્ધ ક્ષત્રિયાણીના સ્તનનુ તે અમીમય પાન કર્યું હોય, વીર ક્ષત્રિયાણીના ઉદરમા તુ ઉછર્યો હોય તો આ જ સમયે તુ તારા બાહુબળથી તારી આ લોખડની બેડીના ટુકડે ટુકડા કરી નાખ "

યોગિનીના મુખમાથી આવા વીરત્વ ઉત્તેજક વચન સાભળી વીર કુમાર મહેન્દ્રે વજ્રમય બેડીના એક ઝપાટાથી ટુકડા કરી નાખ્યા એ દેખાવ જોઇ ઘણા ખરા દરબારીઓ અને પ્રેક્ષકોના મુખમાંથી સ્વાભાવિક રીતે જ એવા ઉદ્ગાર નીકળ્યા કે, "ધન્ય છે ! શુદ્ધ ક્ષત્રિયાણીના વીર કુમાર ! તને ધન્ય છે" આ બનાવ નિહાળી ન્યાયાધીશની બુદ્ધિ પણ બહેર મારી ગઇ મહારાજા નરેન્દ્રનાથ સત્ય ઘટમાળ સમજી જવા છતા પોતાનો સઘળો ભેદ ખુલ્લો થઈ ગયેલો હોવાથી ભર દરબારમા ક્રોધથી બોલી ઉઠયા – " ન્યાયાધીશ ! આ યોગિનીનુ બોલવુ તદ્દન ખોટુ છે ગુલાબરાય તથા રાજસિહ બને ખરા છે ખરો ખૂની મહેન્દ્ર જ છે માટ તેને લઇ જઇ ફરમાવેલી શિક્ષા સત્વર અમલમા મૂકો અને આ દિવાની યોગિનીને કેદ કરો"

આમ કહી નરેન્દ્રનાથ એ સ્થળનો ત્યાગ કરી ચાલ્યા ગયા

---

## પ્રકરણ ૧૭ મુ.

## પ્રેમજ્વાળા કે લોહીની ધારા.

अति रूपेण वै सीता अति गर्वेण रावणः ।
अतिदानाद्बलि र्बध्धो ह्यतिसर्वत्र वर्जयेत् ॥

અત્યંત સુંદરતાને લીધે સીતાનું હરણ થયું, અતિ ગર્વને લીધે રાવણનું મરણ થયું, ઘણું દાન દેવાથી બળી રાજાને બંધાવું પડયું, માટે અતિનો સર્વત્ર ત્યાગ કરવો.

"વ્યભિચારના કરનાર ઉપર, શ્રી હરીનો ત્રાસ છે,
અકાળ મૃત્યુ આવતું ને, ક્ષણ મહી બસ નાશ છે,
રાવણ અને કીચક મર્યા, પરનારી કેરા પ્યારથી,
ડુબી ગયા એવા ઘણા જગમાં ગણાયે મહારથી

હરેક વિષયની હદ હોવી જોઇએ દુનિયામાં અતિ શબ્દે ઘણાં અનિષ્ટ ઉત્પન્ન કર્યાં છે બહુ બોલવામાં સાર નથી, તેમ અતિ સુપકીદીમાં પણ માલ નથી અતિ વર્ષાદથી લીલો કાળ પડે છે નુરજહાનનો અતિ રૂપથી તેનો ખાવિંદ શેર અફધાન સલિમના પ્રપંચનો ભોગ થઇ પડી માર્યો ગયો અતિ હુંપદથી રાવણનો તથા હીરણ્યકસ્યપુનો નાશ થયો અતિ ક્રોધે દુર્વાસાનો પરાજય થયો, અતિ તામસી સ્વભાવથી વિશ્વામિત્ર જેવા મહાન્ ઋષિની હાર થઇ અતિ વિલાસથી મહમદશાહની પાયમાલી થઈ, અતિ ક્રૂરતાથી ઔરંગજેબની રાજકારકીર્દી કલંકિત થઇ માટે અતિ નામથી સર્વત્ર દૂર જ રહેવું

રાજસિંહ ગુલાબરાય જેવા નીચ સરદારના સહવાસથી અનાચારી બન્યો હતો સારા નરસાની પરીક્ષા કર્યા વગર મગજમાં હુંપદના ફાંકાથી

---

વજનમાં હલકી હોવાથી અમીર ઉમરાવો હોરો વાપરે છે

દરેક બાબતમાં તે માથુ મારી સદાચાર તથા ક્ષત્રિય ધર્મને ભૂલ્યો હતો વડિલોના કુળાચારથી વિરૂદ્ધ વર્તી વિષયલંપટ બની તેણે ચંદ્રપ્રભાને પ્રલોભનમાં નાખી તેનુ જીવન ભ્રષ્ટ કર્યું હતુ મહેન્દ્ર જેવા શુદ્ધ સાત્વિક વૃત્તિના ક્ષત્રિય પુત્ર પર અનહદ જુલમ ગુજારી મુક્તા જેવી નિર્દોષ રાજકુવરીને સતાવવામા તેણે બિલકુલ પાછી પાની કરી નહોતી આવાં અનેક પાપી કર્મો કરનાર ઉપર પરમાત્મા ક્યાંથી પ્રસન્ન હે ? તેનુ ક્યાંથી શ્રેય થાય ? જ્યાં સુધી પાપનો ઘડો અધુરો હોય છે ત્યા સુધી જ આવા પાપી જીવોનો દેખીતો વિજય થાય છે, પણ જ્યારે પાપનો ઘડો પુરે છે ત્યારે આપોઆપ પાપાત્માનો વિનાશ થાય છે

કરણીનાં ફળ દરેક મનુષ્યને ભોગવવાં પડે છે આજે રાજસિહનાં પાપકર્મ ભરાઇ ચુક્યા હતાં તેની વિજયધ્વજા આજે વિનાશના રૂપમાં પલટાઈ જવાની હતી તેની જીવનદોરીના તાર આજે તુટનાર હતા તેની મનુષ્યજીવનની મુસાફરીનો આજે અંતિમ દિવસ હતો લલાટલીપીનુ ખંડન કોણ કરી શકે ?

> ન જાણે કોઇ કે એ પ્રેમનો, શો રંગ જામે છે।
> અજબ છે પ્રેમજ્વાળા બ્રહ્મ પણ ના પાર પામે છે

મણિપુર ગામમા આજે સર્વત્ર શાન્તિનુ સામ્રાજ્ય છવાયુ હતુ ચોપાસ ગમગીની સિવાય કાંઇ દ્રષ્ટિગોચર થતુ નહોતુ મનુષ્ય માત્રનુ હૃદય શોકાતુર જણાતુ હતુ મણિપુર ગામના સરીયામ રસ્તા પર, કે ગલીમા જ્યા જુઓ ત્યાં એ જ વાત સંભળાતી હતી કે, "હવે મહારાજા જીવતા બાળી મુકવાની શિક્ષા બંધ કરે તો ઘણુ સારૂ ગઇ કાલનો ગુન્હેગાર નિર્દોષ જણાય છે પ્રભુ તેને બચાવે તો સારૂ એ બધો ગુલાબરાય તથા રાજસિહનો પ્રપંચ હોય એમ જ લાગે છે યોગિનીના વેશમા કાલે પોતાનુ જીવનવૃત્તાંત જણાવનાર બાઇ વીરમતિ તો નહિ હોય ? પણ જો

---

તે વીરમતિ હોય તો મહારાજા તેના તરફ દયાભાવ કેમ બતાવતા નથી વીરમતિ આપણા મહારાજા નરેન્દ્રનાથના બેન થાય છે વળી સૌ કોઇ જાણે છે કે નરેન્દ્રનાથના રાજ્ય જેવુ કોઇ ધાર્મિક રાજ્ય આ પ્રદેશમા નથી ”

પ્રજા વર્ગમાં આ પ્રમાણે અનેક તર્કવિતર્કની વાતો ચાલી રહી હતી એ સમયે કારાગૃહમાંથી મહેન્દ્રને લઇ સૈનિકોનુ લશ્કર આવતુ જણાયુ પ્રથમ હારમા પાયદળ લશ્કર ખાકી પોષાકમા સજ્જ થઇ બદુક સાથે ચાલતુ હતુ બીજી હારમાં કાળા પોષાકમા સજ્જ થયેલા સિપાહીઓ ચાલતા હતા મધ્ય ભાગમાં એક બળદ ગાડી ચાલતી હતી એ ગાડીમાં મહેન્દ્રને મુશ્કેટાટ બાંધી બેસાડવામાં આવ્યો હતો તેની આસપાસ ખુલ્લી તલવાર લઇ આઠ દશ ઘોડેસ્વારો ચાલતા હતા એ સ્વારી જાણે કે કોઈ દુશ્મનનો પરાજય કરવા નીકળી હોય એવો ભાસ થતો હતો ગાડીના શિરોભાગ ઉપર એક પાટીઆ ઉપર મોટા અક્ષરથી લખેલુ હતુ કે “ આ ખૂનીને આજે સરિતાના તટ ઉપર જીવતો બાળી મુકવામાં આવશે ” એ ત્રાસ દાયક વાકય વાચી મનુષ્યો ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા હતા કેટલાક કોમળ હૃદયનાં મનુષ્યોના નેત્રોમાં અશ્રુજળની ધારાઓ વહેતી હતી મનુષ્ય માત્રને પોતાનો પ્રાણ પ્રિય હોય છે પ્રાણ બચાવવા મનુષ્ય સર્વસ્વનો ત્યાગ કરે છે, છતાં સત્ય ધર્મ માટે પ્રાણ અર્પણ કરનાર વિરલાઓ વિશ્વમા છે જ નહિ એમ તો કોઇનાથી કહી શકાશે નહિ

મહેન્દ્રને લઇ સૈનિકો સરિતાતટ ઉપર જઇ પહોચ્યા ત્યાં એક પ્રચડ ચિતા સળગાવેલી હોઇ તેની જ્વાળાઓ આસમાન સુધી પહોચી જવાની સ્પર્ધા કરતી હતી મહેન્દ્રને ગાડીમાથી નીચે ઉતારવામાં આવ્યો મુખ્ય ન્યાયમત્રી, રાજાનો કારભારી તથા સૈન્યના મોટા અમલદારો મહેન્દ્ર સમક્ષ આસન પર બેઠા

મુખ્ય ન્યાયાધીશે મહેન્દ્રને કહ્યુ —“ મહેન્દ્ર ! ન્યાયને અનુસરી આજે તને દેહાંત દડની શિક્ષા અપાય છે તારે જીવનના અત સમયે કઇ કહેવુ છે ? ”

---

‘સત્યતા’ એજ ઠક્કર વ્યવસાયનો મુદ્રાલેખ છે

મહેન્દ્ર—ન્યાયાધીશ ! મનુષ્ય માત્રને પોતાના પૂર્વજન્મનાં કર્મોનું ફળ ભોગવવું પડે છે જાણી જોઇને આ જીવનમાં મેં કોઇ અસત્કર્મ કર્યું નથી, છતાં હું મને કરવામાં આવેલી અસત્ય ન્યાય વિરુદ્ધ શિક્ષાને આધીન થાઉં છું

એટલામાં રાજસિંહ મહેન્દ્રને ઉદ્દેશી કહેવા લાગ્યો–" મહેન્દ્ર ! ખૂન કરનારની શી દશા થાય છે તે હવે સમજાયું ?"

મહેન્દ્ર—કોણ ખૂની ? શું હું ખૂની ? તદ્દન ખોટી વાત હું ખૂનની બાબતમાં કંઇ જાણતો નથી

ગુલાબરાય—તારા મૃત્યુની ક્ષણ ઉપસ્થિત થવા છતા હજી પણ ગુન્હો કબૂલ કરતો નથી ?

મહેન્દ્ર—ન્યાયાધીશ ! મારી દૃષ્ટિ આગળથી કૃપા કરી તમે આ બન્ને પાપીઓને દૂર કરો હું મરતી વખતે પણ આ દુષ્ટોનું મુખ જોવા ઇચ્છતો નથી

આ સમયે મહારાજા નરેન્દ્રનાથ ઘટના સ્થળે આવી પહોંચ્યા તેમની મુખ મુદ્રા આજે ચિંતાતુર તેમજ ગંભીર હતી મુખપર પૂર્ણ ગમગીનીની છાયા દેખાતી હતી. તેમને જોતાં જ રાજસિંહે તથા અન્યાન્ય અધિકારીઓએ નમન કર્યું બધાની હાજરી વચ્ચે મહારાજાએ મહેન્દ્રને પૂછ્યું –" મહેન્દ્ર ! હજી પણ જો તું તે કરેલો ખૂનનો અપરાધ કબૂલ કરીશ તો તને જીવનદાન આપવામાં આવશે"

મહેન્દ્ર—મહારાજા ! તુચ્છ જીવ બચાવવા માટે હું અસત્ય બોલું ? પ્રાણ બચાવવા અધર્મનો માર્ગ ગ્રહણ કરૂં ? મારાથી એમ કદાપિ બનનાર નથી હું નિર્દોષ છું, છતાં તમારી દૃષ્ટિમાં ગુન્હેગાર છું તો મને સત્વર શિક્ષા કરો ગુન્હેગાર કોણ છે એ જગતનો નાથ શ્રી કિરતાર સારી રીતે જાણે છે

---

ઠક્કર બધર્સનું નામ ટોપીના પાયોનીયર વેપારી તરીકે પ્રસિદ્ધ છે

નરેન્દ્રનાથ—તને તારો જીવ વ્હાલો નથી ?

મહેન્દ્ર— સ્વધર્મ* કરતા જીવ વ્હાલો ગણનાર ક્ષત્રિય પુત્રોને લાખો વાર ધિક્કાર છે

નરેન્દ્રનાથ—આ તારો દૂરાગ્રહ છે

મહેન્દ્ર—આ દૂરાગ્રહ નહિ પણ ખરો સત્યાગ્રહ છે અસત્ય બોલી જીવનદાન માગવુ તે કરતાં મરણને શરણ થવુ મને વિશેષ ઉત્તમ જણાય છે

મહારાજા નરેન્દ્રનાથ સમજતા હતા કે તેમની બેન વીરમતિ તથા તેમનો ભાણેજ મહેન્દ્ર બન્ને નિર્દોષ હતા આ બધા પ્રપચી કાવાદાવા ગુલાબરાય તથા રાજસિહના જ હતા

એ સમયે રાજસિહ મહારાજા સમક્ષ આવી ઉભો રહ્યો અને નમ્રતાથી કહેવા લાગ્યો —"બાપુ, ખૂનીની શિક્ષા અમલમા મુકવાનો વખત થઇ ગયો છે આજ્ઞા હોય તો શિક્ષા અમલમાં મુકુ "

મહારાજાએ ક્રોધાવેશમા રાજસિહને કહ્યુ —" રાજસિહ ! આ ખૂની નિર્દોષ જણાય છે, તારો એ બાબતમા શો મત છે ? "

ગુલાબરાય—મહારાજ ! કુમાર સત્ય કહે છે ખૂનીને જલ્દી શિક્ષા કરી ન્યાયદેવતાનુ માન જાળવવુ જોઇએ

નરેન્દ્રનાથ—કુમાર ! આજે મારૂ મસ્તક ફરે છે મને ચેન પડતુ* નથી આજના મામલાએ મારા મન ઉપર ગભીર અસર કરી છે મારૂ હૃદય સાક્ષી પુરે છે કે મહેન્દ્ર તદ્દન નિર્દોષ છે

'નિર્દોષ' શબ્દ સાંભળતાં રાજસિહ તથા ગુલાબરાયનાં મુખ ઉપર ઉદાસીની છાયા છવાઇ ગઇ રાજસિહ વિશેષ કાંઇ કહેવા જતો હતો એટલામાં આકુળવ્યાકુળ બની ગયેલી ચદ્રમલા રાજસિહ પાસે આવી. તેનો ભાવ જોઇ રાજસિહ તથા ગુલાબરાયનાં મ્હોં વિવર્ણ* બની ગયાં.

---

વજનમાં હલકી હોવાથી અમીર ઉમરાવો હોશે વાપરે છે

ચંદ્રપ્રભા કોઇનો ભય રાખ્યા સિવાય અસીમ સાહસિકતાથી રાજસિંહને પૂછવા લાગી –"રાજસિંહ ! બધી તૈયારી કરી રાખી છે ને ?"

રાજસિંહ—શાની તૈયારી ? ચંદ્રપ્રભા ! આ તું શું બોલે છે ? તું એક ક્ષણ પણ અત્રે નહિ રોકાતાં ચાલી જા, નહિ તો મહારાજા તારા ઉપર રોષે ભરાશે

ચંદ્રપ્રભા—હવે આ સંસારમાં મને કોઇનો પણ ભય રહ્યો નથી આજે આ ક્ષણે જ તારી સાથેનો મારો સઘળો હિસાબ ચુકવવા હું આવી છું

રાજસિંહ—(વિસ્મિત બની) એટલે ?

ચંદ્રપ્રભા— તે મારા જીવનને કલંકિત કર્યું છે તે યાદ છે કે ?

રાજસિંહ—ચંદ્રપ્રભા ! આ સમયે એ વાત છોડી દે જો, સામે મહેન્દ્ર માટે ભયંકર ચિતા સળગાવવામાં આવી છે તારે આ સમયે મૌન ધારણ કરવું જોઇએ તેને બદલે વિના કારણ શા માટે પૂછપરછ કરે છે ? જા, હમણાં અહીંથી દૂર થા

રાજસિંહના આ વચન સાંભળવામાં આવતાં ચંદ્રપ્રભાનો ક્રોધ તેમજ ઉન્માદ અત્યંત વૃદ્ધિગત થઇ ગયાં તેણે છંછેડાયની સાપણીની માફક ફુંફાડા મારતાં કહ્યું –' બ્હાયલા ! તું એક ક્ષત્રિયકુળોત્પન્ન રાજકુમાર હોવા છતાં આજે મારા જેવી એક અબળાથી કેમ ડરી જાય છે ? નિષ્ઠુર ! તારા છળપ્રપંચોની બાજીનો ભેદ હવે કોઇ પણ રીતે ગુપ્ત રહી શકનાર નથી સાક્ષાત ફિરસ્તા પણ આજે તને સહાયકાર થનાર નથી નરાધમ ! વિચાર કરી જો કે તેં કેટલા નિર્દોષ સત્યાગ્રહી, સ્વધર્મશીલ સચ્ચરિત્રવાન મનુષ્યોને વિના અપરાધે દુઃખી કર્યા છે ? આ મહેન્દ્રકુમાર જેવા દેવચરિત્રના કુમાર ઉપર તેં ખૂનનો બનાવટી આરોપ મૂક્યો છે ? એ સ્વધર્મનિષ્ઠ કુમારના પ્રાણદંડ માટે આ ભયંકર ચિતા સળગાવવામાં આવી છે કે ? રાજસિંહ ! યાદ રાખજે કે, મહેન્દ્રકુમારનો જીવ લેવાના પહેલા જ તારા

---

આ ટોપી પણ વજનમાં હલકી છે

આ અધમ પાપી માનવજીવનનો અંત આવનાર છે હવે એક બાજૂએ તું શયતાનનો સરદાર છે તો બીજી બાજૂએ ઉન્માદિની બની ગયેલી આ ચંદ્રપ્રભાની શોણિતપિપાસુ ભયંકર કટાર છે ”

એ સ્થળે એકત્રિત થયેલા સઘળા મનુષ્યોનું લક્ષ્ય ચંદ્રપ્રભા અને પિશાચ રાજસિંહ તરફ આકર્ષાયું હતું અણીને વખતે પોતાની બાજીને ઉલટી જતી જોઈ પુષ્કળ ક્રોધે ભરાઇ રાજસિંહે ચંદ્રપ્રભાને ઉદ્દેશી, નેત્રોમાંથી જાણે કે અગ્નિકણો વર્ષાવતા કહ્યું –“ વ્યભિચારિણી, પતિના આશ્રયનો ત્યાગ કરી પરપુરુષ સાથે પલાયન કરી જનાર કુલટા ! કયી હિમ્મતથી તું આજે મને ભય બતાવવા આવી છે ? મારે માથે ખોટાં કલંકો મૂકતા પહેલાં તું તારા જ પાપી જીવનનો પૂરતો વિચાર કરી જો હજી પણ હું તને સાવધાન કરું છું કે જો તું તારું કલ્યાણ ઇચ્છતી હોય તો આ ક્ષણે જ અત્રેથી ચાલી જા, નહિ તો મ્હારા ક્રોધની આગમાં તારું ક્ષણભંગુર જીવન બળીને ખાકસાર થઇ જશે–તારી આ હસ્તીનો દુનિયામાંથી ચિરકાળને માટે અંત આવી જશે ”

ચંદ્રપ્રભા નિર્ભયતાથી બોલી ઉઠી —‘ દુષ્ટાત્મા ! આજે તારૂં ભેજું ખસી ગયું હોય એમજ મ્હને લાગે છે પિશાચ ! તેજ પ્રલોભન દર્શાવી, છળપ્રપંચની બાજી બિછાવી મ્હને અધર્મને રસ્તે ચઢાવી હતી હજી પણ હું એ બનાવને ભૂલી ગઈ નથી—વૈર લેવાની મારા અંતરની મહત્વાકાંક્ષા શાન્ત થઇ નથી મને આ પ્રપંચી પૃથ્વીમાં કોઇ પણ પ્રકારનો ન્યાય જોઇતો નથી આજે હું તને સાથે લઇને જ આ પ્રપંચી દુનિયાનો ત્યાગ કરી ઇન્સાફ મેળવવા શ્રી કિરતારના દરબારમાં જનાર છું મારા જખ્મી થયેલા જીગરના ઘા તારૂં લોહી રેડાયા સિવાય રૂઝાનાર નથી—તું જીવતો હોત તો પરલોકમાં પણ મને આરામ મળનાર નથી ”

આમ કહી ક્ષણકાળની અંદર જ ચંદ્રપ્રભા રાજસિંહના અંગ ઉપર તૂટી પડી રાજસિંહ તેના હુમલાને રોકવા જેટલી સાવધાનતામાં નહોતો.

ચંદ્રપ્રભાએ હાથમાંની કટારથી રાજસિંહના હૃદયને ચીરી નાખ્યું પાપી એક કારમી ચીસ પાડી ધરાશાયી થઇ મૃત્યુની ભયંકર વેદનાથી તરફડવા લાગ્યો.

એકાએક બનેલા આ ખૂની બનાવથી સઘળાં માણસો દિગ્મૂઢ બની ગયાં મહારાજા નરેન્દ્રનાથ પુત્રને મૃત્યુના મુખમાં પડેલો જોઇ હૃદયવિદારક કલ્પાંત કરવા લાગ્યા. કેટલાક અનુચરો રાજસિંહના મૃતપ્રાય દેહ પાસે એકત્રિત થઇ જઇ તેની સારવારમાં રોકાયા તથા બીજા કેટલાક અનુચરોએ ચંદ્રપ્રભાને પકડી તેના હાથમાં બેડી પહેરાવી દીધી

હાથમાં બેડી પડવા છતાં ચંદ્રપ્રભાના ભાવમાં સહજ પણ પરિવર્તન થયું નહિ તેણે રાજસિંહ તરફ જોઇને ક્રોધકર્કશ કંઠે કહ્યું —" કુલાંગાર રાજસિંહ! આ અંતકાળ વખતે પણ જો તું તારા પાપનો સ્વીકાર કરીશ તો દયાળુ ઈશ્વર તરફથી તને થોડી ક્ષમા મળશે હવે કયા લોભને માટે તું તારા પાપ છુપાવી રાખે છે ?"

અસહ્ય મૃત્યુવેદના અનુભવતાં અનુભવતાં રાજસિંહે પાણીની માગણી કરી અનુચરોમાંના એકે તત્કાળ પાણી લઇ આવી તેના મુખમાં બે ચાર ટીપાં જેટલું રેડ્યું પછી સંકેતથી રાજસિંહે મહારાજા, મહેન્દ્રકુમાર ન્યાયાધીશ વગેરેને પોતાની પાસે ઉપસ્થિત થવા સૂચવ્યું તેઓ સહુ નજીક આવ્યા એટલે મહા કષ્ટે ત્રુટક ત્રુટક સ્વરે રાજસિંહે કહ્યું, "પિતાજી! મારા પાપોની સજા મને મળી ચુકી છે મહેન્દ્રકુમાર તદ્દન નિર્દોષ હોઇ, મારી સૂચનાથી જ ગુલાબરાયે પેલા વૃદ્ધ વ્યાપારીનું ખૂન કર્યું હતું અમે કોઇ પણ રીતે મહેન્દ્રનો જીવ લઇ દોલતસિંહની પુત્રી મુક્તા સાથે મારું લગ્ન થાય એમ ઇચ્છતા હોવાથી એ કારસ્થાન રચ્યું હતું વળી મારું ખૂન કરવાના ગુન્હા માટે આપ ચંદ્રપ્રભા ઉપર બિલકુલ જુલ્મ ગુજારશો નહિ. તેના જીવનની પાયમાલી કરનાર હું જ હતો તેણે પોતાનું વૈર લીધું છે. અફસોસ! મારા જેવા પાપીને નરકમાં પણ સ્થાન મળનાર નથી"

---

'સત્યતા' એજ ઠક્કર બધર્સનો મુદ્રાલેખ છે.

આટલું બોલ્યા પછી રાજસિંહ પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો. એક શાયરે યથાર્થ લખ્યું છે કે,

> બશર ક્યા ક્યા ગુજબ કરતે હયૅ થોરી જિન્દગાની પર,
> હવાકા કિલ્લા બનવાતે હયૅ, બહલે હિર્સ પાની પર.
> મગર અંજામ દેખા તો મુહવ્વિસ લા-ઉબાલી થે,
> સિકંદર જબ ગયા દુનિયાસે, દોનો હાથ ખાલી થે.

પછી નરેન્દ્રનાથની આજ્ઞાથી ચંદ્રપ્રભાને બંધનમુક્ત કરવામાં આવી. મૃત્યુ પામેલા રાજસિંહના શબદેહના અગ્નિસંસ્કારની વ્યવસ્થા કરવામાં આવી. પછી ચંદ્રપ્રભાએ નરેન્દ્રનાથ તરફ જોઇ નમ્રતાથી કહ્યું –“હું આ જીવનથી હવે કંટાળી ગઇ છું. પ્રથમ મારો વિચાર આત્મઘાતથી જીવનનો અંત લાવવાનો હતો, પરંતુ આત્મઘાત એ મહા પાપ હોવાથી વિચારપૂર્વક મે આ પાપપૂર્ણ સંસારનો ત્યાગ કરી વનવાસમાં સાધુજીવન વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો છે. સંસારનો ત્યાગ કરતાં પહેલાં મારા સ્ત્રીજીવનની અધોગતિ કેવાં કારણોથી ક્યા સંયોગોમાં થઈ હતી તેનું વર્ણન હું જાહેર દરબારમાં કરવા ઇચ્છું છું. એ હકીકત જાણી ઘણી સ્ત્રીઓ ઉપદેશ મેળવી શકે એવી સંભાવના હોવાથી જાહેર દરબારમાં ચક પાછળ સ્ત્રીઓ બેસી શકે એવી ગોઠવણ કરવાની પણ ખાસ જરૂર છે.”

મહારાજ નરેન્દ્રનાથે કહ્યું –“ભલે તારી ઇચ્છા પ્રમાણે આવતી કાલે જ જાહેર દરબાર ભરવામાં આવશે તથા અધુરી રહેલી તપાસનું કામ એ દરબારમાં પૂર્ણ કરવામાં આવશે.”

પછી મહારાજાએ મહેન્દ્ર તેમજ રાણી ઉપર છુપો પહેરો રાખવાનો બંદોબસ્ત કર્યો અને ગુલાબરાય તથા શાન્તાને કેદ કરવાની આજ્ઞા આપી તેમણે એ સ્થળનો ત્યાગ કર્યો.

---

## પ્રકરણ ૧૮ મુ

### વિશુદ્ધ ન્યાય

તથા

### કરણી તેવી પાર ઉતરણી

दद्यात्साधुर्यदि निजपदे दुर्जनाय प्रवेश
तन्नाशाय प्रभवति ततो वाञ्छमानः स्वय सः ।
तस्माद्देयो विपुलमतिभिर्नावकाशोऽधमाना
जारोऽपि स्याद्गृहपतिरिति श्रूयते वाक्यतोऽत्र ॥

સદાચારી પુરુષ કદાપિ દુરાચારી પુરુષને પોતાના નિવાસસ્થાનમાં રહેવાની અનુમતિ આપે છે તો એ દુરાચારી થોડા દિવસમાં જ સદાચારીનો નાશ કરવા સમર્થ થાય છે, એટલા માટે સદાચારી પુરુષે અધમ પુરુષને સ્થાન આપવુ નહિ જાર પુરુષ કવચિત્ ઘરધણી થઇ બેસે છે એ લોકોક્તિ કાંઇ ખોટી નથી

કવિ શામળે પણ યથાર્થ લખ્યુ છે કે —

પરહર પ્રીત પરનારી, પરહર નાર કુળ લોભી,
પરહર અટકણ અશ્વ, પરહર મિત્ર જન લોભી,
પરહર પૂત કપૂત, પરહરો પુરુષ કુસંગી,
પરહર વાસ કુવાસ, પરહરો દાસ કુઢંગી,
પરહર જે કારજ પુણ્ય વિણુ, પરહર ચાડી ચિત્તથી,
શામળ કહે પરહર પાપમતિ, પરહર પરનિંદા નિત્યથી



ઑર્ડર આપી ખાસ બનાવી આપવામાં આવે છે.

બીજે દિવસે નક્કી કરેલા સમયે પાછો દરબાર ભરાયો એ દરબારમાં ચકની પાછળ પુષ્કળ સ્ત્રીઓ ચદ્રપ્રભાની જીવનકથા સાંભળવા માટે આવીને બેઠી હતી રાણી સાથે છુપી રીતે વ્યભિચાર કરનાર સેનાધિપતિ, દુષ્ટ ગુલાબરાય તથા શાન્તાને ગુન્હેગાર તરીકે દરબારમા હાજર કરવામા આવ્યાં હતા ન્યાયાસન ઉપર આજે મહારાણા નરેન્દ્રનાથ પોતે બેસનાર હોવાથી હરેક ગુન્હેગારને શી સજા થાય છે એ જાણવા સહુ જિજ્ઞાસુ બની ગયાં હતાં અર્ધ ઘટિકા વીતિ ગયા પછી મહારાણા નરેન્દ્રનાથ દરબારમા ઉપસ્થિત થયા એટલે સહુએ આસન ઉપરથી ઉઠી તેમને નમન કર્યું પછી સહુએ પોતપોતાનુ આસન લીધુ

મહારાણાની સૂચનાનુસાર ચદ્રપ્રભા દરબારના મધ્ય ભાગમાં આવી ઉભી રહી તથા આજ્ઞા મળતાં જ તેણે પોતાની જીવનકથા કહેવા માંડી –

" હુ વિલાસપુરના મહારાજા ચદ્રસિહજીની કન્યા થાઉ છુ મારી માતા મને ત્રણ વર્ષની ઉમ્મરની મૂકી પરલોકવાસિની થઈ હતી મારા પિતાને એકદરે પાચ રાણીઓ હતી મારી માતા તરફ તેમનો વિશેષ અનુરાગ નહિ હોવાથી એ બીચારીના મૃત્યુથી તેમને કાઇ વિશેષ દુ ખ થયુ નહિ તેઓ રાત દિવસ વ્યસન અને વિલાસમા મસ્ત રહેતા હોઇ રાજનો કારભાર અધિકારીઓ ચલાવતા હતા રાણીવાસમાં રહેતી ચપા નામની એક દાસીને મને ઉછેરવાનુ કામ સોંપવામા આવ્યુ હતુ મારી સાવકી માતાઓને પણ સારો વસ્તાર હોવાથી તેઓ મ્હારા તરફ વિશેષ પ્રેમભાવ દર્શાવતી નહોતી

" બાલ્યાવસ્થામા મને રાણીવાસની ખટપટોનુ સહજ પણ જ્ઞાન નહોતુ હું ચપાના સહવાસમા નિર્દોષ જીવન વીતાડી રમત ગમતમાં મારા દિવસો પસાર કરતી હતી એવી સ્થિતિમાં બીજા સાત આઠ વર્ષ પસાર થઇ ગયાં તથા હુ તેર વર્ષની થઇ શૈશવાવસ્થાના મારા સૌદર્યમાં આ તેર વર્ષની ઉમ્મરે એકાએક અજબ પ્રકારનુ પરિવર્ત્તન થયુ જે કોઇ મારા તરફ જોતુ તે પોતાની નજર પાછી ખેંચી લેવા ઇચ્છતુ નહિ. આયનાની

અંદર હું મારી તેજસ્વી અંગકાન્તિ જોઈ મુગ્ધ બની જતી હતી પિતાનો મારા તરફ વિશેષ પ્રેમ હોવા છતા હું એક રાજકન્યા હોવાથી મને જોઈતી હરેક વસ્તુ અનાયાસે મળતી હતી

"ચંપા વિધવા હોવા છતા સ્ત્રીજનોચિત રસિકતાનો તેનામાં અભાવ નહોતો હું જ્યારે તેર વર્ષની થઈ ત્યારે તેની ઉમ્મર ચાળીસેક વર્ષની હતી, છતાં તે એક વિધવાને ન છાજે એવો ઠાઠમાઠ કરતી હતી રાણીવાસમા પરપુરુષને આવવાની મના હોવા છતા મ્હને ફરવા લઈ જવાના નિમિત્તથી તે ઇચ્છિત સ્થળોએ સંપૂર્ણ સ્વતંત્રતાથી આવજા કરી શકતી હતી જ્યા સુધી હું અબોધ હતી ત્યાં સુધી તો ચંપાનુ વર્તન જાણી શકી નહોતી, પરંતુ ધીમે ધીમે તેના જીવનના ગુપ્ત છિદ્રોને હું જાણી શકી પાછળથી મારા જાણવામા એમ આવ્યુ કે, ચંપાને જ્યારે તેની પંદર સોળ વર્ષની ઉમ્મરે રાણીવાસમા મારી માતાની સેવિકા તરીકે રાખવામા આવી ત્યારે તેની સાથે મારા વ્યસની પિતાનો ગુપ્ત સંબંધ ચાલૂ થયો હતો એ સંબંધ ચાર પાંચ વર્ષ સુધી ચાલ્યા પછી તેમણે ચંપાનો ત્યાગ કરેલો હોવા છતાં તેઓ તેને રાણીવાસમાથી રજા આપી શકયા નહોતા

"મહારાજશ્રી, આ સઘળી ગુપ્ત હકીકત આજે હું એટલા જ હેતુથી જણાવુ છુ કે, વિષયી બાપ પોતાની પુત્રીને એક અધર્મી સ્ત્રીના સહવાસમા ઉછેરી તેના જીવનની અને ચારિત્ર્યની પ્રારંભથી જ કેવી રીતે પાયમાલી કરે છે એ સહુ કોઈ સમજી શકે આ પ્રસંગે હુ એવા પિતાની પુત્રી તરીકે ઓળખાતા પણ શર્માઉ છુ, છતા મે દુનિયા સાથેના મારા સઘળા માયાવી સંબંધોનો ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય કરેલો હોવાથી જે ખરી હકીકત છે તે હુ નિવેદન કરુ છુ

"ચંપા વિલાસ વૈભવમાં ઉછરેલી હૃષ્ટપુષ્ટ શરીરવાળી ખૂબસૂરત સ્ત્રી હોવાથી કામી પુરુષોનુ લક્ષ્ય સ્વભાવિક રીતે જ તેના તરફ આકર્ષાતુ

હતુ વિલાસપુરના નગરશેઠ કસ્તુરચંદ સાથે તેને આડો સબંધ હતો એ વાત પણ પાછળથી હુ જાણી શકી હતી તે કેટલીક વખતે સધ્યાકાળ પછી ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરી, સુગધિત તેલથી કેશકલાપને બાંધી મને સાથે લઇ નગરશેઠના બગીચામા જતી હતી તથા મને બગીચામા ફરવાનુ જણાવી તે અમુક સમય સુધી બગીચાની અદર આવેલા પ્રાસાદમા ચાલી જતી તે જ્યારે પ્રાસાદમાંથી પાછી મારી પાસે આવતી ત્યારે તેનો ચોટલો નરમ થઇ ગયેલો જણાતો હતો, તેના ગાલ ઉપર દતચિહ્ન જોવામા આવતાં હતાં, પસીનાથી તેનુ સર્વાંગ જાણે કે, ભીંજાઇ ગયુ હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો તથા તેણે ઘેરથી નીકળતાં પૂર્વે પહેરેલી નવીન સાડી ચુથાઇ ગઇ હોય એવી દેખાતી હતી

" એક દિવસે સધ્યાકાળે તે મને બગીચામા મૂકી નગરશેઠના પ્રાસાદમા ગઇ હતી હું એક પુષ્પવૃક્ષ નીચે આરસ પત્થરના આસન ઉપર બેસી સધ્યા સમયનો મનમોહક કુદરતી દેખાવ જોવામા લીન બની ગઇ હતી એવામાં સોળ સત્તર વર્ષની ઉમ્મરનો અત્યત સ્વરૂપવાન્ દેખાતો એક બાળક પાછળથી આવી મારી નજીક ઉભો રહ્યો તેણે 'રાજકુમારિ! કેમ છો?' કહી મને બોલાવી વિચારોની લીનતા દૂર થઇ મે એ બાળક તરફ જોયુ તત્કાળ હું તેને ઓળખી ગઇ એ બાળક નગરશેઠનો એકનો એક પુત્ર હોઇ તેનું નામ મદનમોહન હતુ ન્હાનપણમાં ઘણી વખતે અમે બન્ને સાથે રમ્યાં હતાં, કેમ કે, ચપાની સાથે ન્હાનપણથી જ મારુ નગરશેઠને ત્યાં આવવુ જવુ થતુ હતું

" મદનમોહનના પ્રશ્નના ઉત્તરમાં હુ કાંઇ બોલી નહિ તે બેશરમ બની મારી પાસે બેઠો તથા તે દિવસથી હુ તેના પ્રેમમા પડી આવી રીતે મારા પાપી જીવનના પ્રથમ પગથીઆ ઉપર તે દિવસે મે પગ મૂક્યો

' જો બાલ્યાવસ્થાથી મને ધર્મનીતિનુ શિક્ષણ મળ્યુ હોત, ચપા જેવી અધર્મી વિષયી સ્ત્રીને બદલે કોઇ સદાચારી સ્વધર્મપરાયણા સ્ત્રી પાસે

મને રાખવામાં આવી હોત તો મ્હારા જીવનની પાયમાલી થાત નહિ, પરંતુ વિધાતાના વિધાનને કોણ ફેરવી શકે ? લલાટની લીપીને કોણ ઉકેલી શકે ?

"પ્રથમ કહી ચુકી છું કે, હું ઘણી રૂપાળી હતી સર્વત્ર મારા સૌંદર્યની પુષ્કળ પ્રશંસા થતી હતી મારી એ સુંદરતાની માહિતી મળતાં ઘણાં રજવાડી કુટુંબોમાંથી મારે માટે માગાં આવવા માંડ્યાં અને હું જ્યારે ૧૬૨ વર્ષની હતી ત્યારે ધરમપુર નામક રાજ્યના હરિસિંહ નામના મહારાજાના કુમાર લક્ષ્મણસિંહ સાથે મારો સંબંધ નક્કી કરવામાં આવ્યો તથા યથા પ્રસંગે મારું લગ્ન કરી નાખી મને સાસરે મોકલી દઈ વિશેષ નિશ્ચિંત થયા

મને અનીતિને માર્ગે ચઢાવનાર ચંપા હોવા છતાં એ પ્રસંગે મારો એના તરફ ઘણો જ પ્રેમ હતો ચંપાનો ત્યાગ કરી હું સાસરે જવાને નારાજ હોવાથી પિતાએ તેને જરજવાહિરથી સંતુષ્ટ કરી મારી સાથે મોકલી હતી વળી ચંપા જેવી વિવિધ પુરુષોને પોતાની માયાજાળમાં ફસાવવાની ઇચ્છા ધરાવનાર સ્ત્રી વિલાસપુરના નગરશેઠને ચુસી લઈ બીજો કોઈ નવીન શિકાર સપડાવવા માટે મારી સાથે મારે સાસરે આવી હતી, પરંતુ તેની એ ગુપ્ત વાસના એ વખતે હું જાણતી નહોતી

"મ્હારા શ્વસુર પક્ષમાં ચંપા થોડા કાળ સુધી તો શાન્ત રહી પછી જાલિમ સિંહ નામના સેનાધિપતિ સાથે મળી જઈ તેણે મહારાણા હરિસિંહનું કાસળ કાઢી નાખવાની છુપી જાળ બિછાવવા માંડી જાલિમસિંહનો સ્વભાવ ઘણો દુષ્ટ હોઈ ઉપરથી તે નીમકહલાલ દેખાતો હોવા છતા પોતાના અંતરથી કટ્ટો સ્વરાજદ્રોહી હતો એક વખતે મહારાજ શિકારે ગયા હતા દુષ્ટ જાલિમસિંહે અગાઉથી મારાઓ મોકલી તેમના પ્રાણનો વિનાશ કરવાનો પ્રપંચ યોજી રાખ્યો હતો અંતે તેની એ પ્રપંચજાળ પાર ઉતરી તથા મહારાજા હરિસિંહનું અરણ્યમાં જ અકાળે મૃત્યુ નિપજ્યું એ

વખતે જાલિમસિંહે પોતાના પાપકર્મને એવી સફાઈથી છુપાવી રાખ્યું કોઈને તેના ઉપર લેશ માત્ર પણ સદેહ આવ્યો નહિ

"મહારાજાનુ ખૂન કરવામા આવ્યુ એ પ્રસગે મારા પતિની ઉમ્ કેવળ પદર વર્ષની હોઈ રાજ્યના કાવાદાવા અને છળપ્રપચોથી તે ઘણા અજ્ઞાત હતા તેમની તથા બીજા ભાયાતો અને સરદારોની સમતિ રાજકાર્યભાર ચલાવવાનુ કામ જાલિમસિંહે પોતાના હાથમાં લીધુ

"લોભનો અત હોતો નથી એ સર્વ માન્ય સિદ્ધાંત અનુસાર જાલિ સિંહ મારા પતિનો પણ વિનાશ કરી હમ્મેશને માટે નિર્વિઘ્ને રાજસિં સન ઉપર સત્તા બેસાડવાનો ઇરાદો રાખતો હતો એ કાર્યમાં ચપા જો મદદ કરે તો ભવિષ્યમાં તેણે તેની સાથે લગ્ન કરવાની આશા દર્શાવી હ પછી ચપા અને જાલિમસિંહ મારા પતિનુ કાસળ કાઢવાનો સુયે શોધવા લાગ્યા, પરતુ દૈવયોગે એક વફાદાર નોકર એ ભેદ જાણી ગયો ત ચપા અને જાલિમસિંહનુ પાપ પ્રકાશમા આવી ગયુ જાહેર દરબાર જાલિમસિંહને ગુન્હેગાર તરીકે હાજર કરવામા આવ્યો પછી તેના ઉ જ્યારે પુષ્કળ જુલ્મ ગુજારવામાં આવ્યો ત્યારે તેણે પોતાનો પ્રથમનો ગુન પણ કબૂલ કર્યો તેનો તથા ચપાનો આડો સબધ પ્રકાશમાં આ ન્યાયને અતે જાલિમસિંહને પ્રાણદણ્ડની તથા ચપાને એક અબ સમજી દયા દર્શાવી દેશનિકાલની સજા કરવામાં આવી રાજ્યનો કારોબ પછીથી મારા પતિજ ચલાવવા લાગ્યા

"ચપા મારી સાથે આવેલી હોવાથી તથા તેનુ દુશ્ચરિત્ર ખુ થયેલુ હોવાથી સ્વાભાવિક રીતે મારા પતિના મનમાં મારે માટે વિરાગ ઉપજવાનો સભવ હતો, પરતુ તેમનુ હૃદય ઉદાર તથા સ્વભાવ સ હોવાથી તેમના અતરમાં મારા ચારિત્ર્ય માટે બિલકુલ સદેહ ઉપજ્યો ના અરે રે! જો એ વખતથીજ મે મારી ચિત્તવૃત્તિઓને સયમમા રાખી હ

---

ઠક્કર લધસંનુ નામ ટોપીના પાયોનીયર વેપારી તરીકે પ્રસિદ્ધ છે

તો આજે એક મહારાણી તરીકે હું વિપુલ ઐશ્વર્યની અધિકારિણી હોત, પરંતુ સ્વભાવનું ઔષધ હોતુ નથી

"મહારાજ નરેન્દ્રનાથ ! આપના કુમાર રાજસિંહનો મારા પતિ સાથે ગાઢ સંબંધ હતો મારા પતિ ઘણા સરળ સ્વભાવના ભોળા પુરુષ હોવાથી તેઓ રાજસિંહના છળકપટો તેમજ ધુર્ત્ત વ્યવહારથી તદ્દન અજાણ્યા હતા તે તેમની સાથે યા તો તેમની ગેરહાજરીમા સંકોચ સિવાય રાણીવાસમાં અર્થાત્ મારા નિવાસસ્થાનમાં આવી શકતો હતો તે મને 'ભાભીસાહેબ'-ના વિનોદાત્મક સંબોધનથી સંબોધી કેટલીક વખતે મારી ઠઠ્ઠા મશ્કરી કરતો હતો ઘણી વખત રાત્રે ભોજનાદિથી નિવૃત્ત થયા પછી મારા પતિ, તે અને હુ સાથે બેસી ચોપાટ રમતા હતા મારા પતિ જોઇ કે જાણી ન શકે એટલી સાવધાનતાથી કોઇ કોઇ પ્રસંગે રાજસિંહ મારા તરફ તેનાં ચંચળ કામવિહ્વળ નયનોના કટાક્ષો ફેંકતો હતો હું તેની આંતરિક વૃત્તિ કળી ગયેલી હોવા છતા મે તેને મારા દેહનુ દાન દીધુ નહોતુ, પરંતુ જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ અનેક પ્રકારના પ્રલોભનો દર્શાવી તેણે મને વશ કરી પછી એ દુષ્ટની સલાહથી સારાસાર કે ધર્માધર્મનો વિચાર કર્યા સિવાય છુપી રીતે મારા પતિના આશ્રયનો ત્યાગ કરી તેની સાથે હુ પલાયન કરી ગઇ હું દેખતી આંખોએ જીવતા દોજખમાં પડી તેણે મને લોકાલયથી દૂર એકાંતમાં એક મકાનની અંદર લઈ જઇને રાખી તથા દ્રાક્ષાસવનુ નામ દઇ તેણે મને મદ્યપાનનુ વ્યસન લગાડયુ મારી પાસે ગુલાબરાયની સલાહથી રાજસિંહે શાન્તાને રાખી તથા તેણે પણ મને ચળાવવાના અનેકવિધ પ્રયત્નો કરેલા હોઇ અંતે હું રાજસિંહના વિલાસનુ પાત્ર થઈ પડી.

"આવી સ્થિતિમા કેટલાક વર્ષ વીતિ ગયાં ત્યાર પછી રાજસિંહે મહેન્દ્રકુમારને પકડી લાવી જે મકાનમાં મારો નિવાસ હતો એ મકાન પાસેના

---

ગુપ્ત કારાગૃહમાં કેદ કર્યા મહેન્દ્રકુમારનું દેવદુર્લભ સૌંદર્ય જોઇ મારા મનમાં વાસનાનો પ્રચંડ જ્વાળામુખી પુનઃ પૂર જોશથી સળગી ઉઠયો. યુક્તિ પ્રયુક્તિ તથા છળ પ્રપંચથી મે તેમને મોહાધીન કરવાના અનેક ઉપાય અજમાવ્યા, પરંતુ તેઓ પોતાના ધર્મ ઉપર અચળ રહ્યા. મુક્તાદેવી ઉપર તેમનો દૈવી પ્રેમ હોવાથી તેમણે મારા કાલાવાલા અને યાચના તરફ સહજ પણ લક્ષ આપ્યું નહિ. હું જ્યારે તેમનો પ્રેમ મેળવવામાં હરેક પ્રકારે નિરાશ થઇ ત્યારે મુક્તાદેવી ઉપર પુરૂષ વેશમાં શાન્તાને પ્રેમ કરતી બતાવી તેમના અંતરમાં મે હૃદયવિદારક સંદેહનું બીજ રોપ્યું, પરંતુ તેથી મારી પ્રેમજ્વાળા શાન્ત ન જ થઇ. અંતે મહેન્દ્રકુમાર તથા મુક્તાનો એક બીજા પ્રત્યેનો સ્વર્ગિય વિશુદ્ધ સ્નેહ જોઇ સૌંદર્યની પ્રબળતાનો મારો ગર્વ ગળી ગયો. મારા પાપજીવનનું સ્મરણ થઇ આવતાં પાછો મારો અંતરાત્મા મને ડંખવા લાગ્યો. મારા ઘૃણિત જીવન ઉપર મને ઘણો તિરસ્કાર ઉપજ્યો તથા રાજસિંહે મને કુળત્યાગિની કરેલી હોવાથી તેના ઉપર વેર લેવા માટે હું અધીર બની ગઇ. મહારાજશ્રી, મહેન્દ્રકુમાર જેવા નિરપરાધી સચ્ચરિત્ર સ્વધર્મપરાયણ વીર ક્ષત્રિય કુમાર ઉપર રાજસિંહે જે જુલ્મ ગુજાર્યો છે, દેવીસ્વરૂપ મુક્તાબ્હેન ઉપર તેણે જે સંકટોની વૃષ્ટિ વર્ષાવી છે તે સર્વથા અક્ષમ્ય છે. એવા કુલાંગાર પુત્રના મૃત્યુ માટે આપે લેશ પણ અફસોસ કરવો જોઇતો નથી. આમ છતાં તેનું ખૂન કરવા બદલ ન્યાયદૃષ્ટિથી જો મને ગુન્હેગાર ગણવામાં આવતી હોય તો આપ જે સજા કરો તે સહન કરવા હું તૈયાર છું. મારા તરફ બિલકુલ દયા નહિ દર્શાવવાની તથા આપને યોગ્ય લાગે તે કઠોરમાં કઠોર સજા ફર્માવવાની હું આપને વિનતિ કરૂં છું."

આટલું બોલી ચંદ્રપ્રભા ચુપ રહી. સહુ કોઇ મહારાજશ્રી શો ન્યાય કરે છે એ જાણવા માટે ઘણાં અધીર બની ગયાં. અંતે મહારાજાએ

શાન્તિનો ભંગ કરી ગંભીર ઉચ્ચ કંઠે કહ્યું "ચંદ્રપ્રભા! કોઈ પણ પ્રકારના સંકોચ સિવાય તે તારી જે સત્ય કથા કહી છે તથા છેવટે તારા અંતરમાં જીવનને સન્માર્ગે વાળવાની જે પ્રેરણા ઉત્પન્ન થઈ છે એ માટે તને ધન્યવાદ ઘટે છે રાજસિંહનું ખૂન કરવા માટે હું તને અપરાધિની નહિ ઠરાવતાં નિર્દોષ ઠરાવું છું તેમજ હું એ હતભાગી પાપાત્માનો પિતા થતો હોવા છતાં ન્યાયને અંગે મારે એમ કહેવું પડે છે કે, જો તે હમણાં કદાચ જીવતો હોત તો પણ મારે તેને પ્રાણવધની શિક્ષા કરવી પડત ઈશ્વરે તને નિમિત્ત બનાવી મારૂ કઠોર કર્ત્તવ્ય સંપન્ન કર્યું છે એ એક રીતે સારૂં જ કર્યું છે વળી જો તું સચ્ચરિત્રમાં તારૂ અવશિષ્ટ આયુષ્ય પસાર કરવાને ઇચ્છતી હોય તો રાજ્ય તરફથી ત્યાગ ભરણપોષણનો સઘળો બંદોબસ્ત કરી આપવાને હું તયાર છું વળી છુપી તપાસને અંતે હું એમ જાણી શક્યો છું કે શાન્તાના હૃદયમાં પણ પોતાના ભૂત કાળના સકળ પાપ માટે ઘણો પશ્ચાત્તાપ ઉપજ્યો છે તેને પણ એક અબળા જાણી તથા તે સુધરી શકે એ હેતુ લક્ષ્યમાં રાખી તેના સઘળા અપરાધોની હું ક્ષમા આપુ છુ હવે સુવાસરાય જ રાજસિંહનો દુષ્ટ સલાહકાર હતો તથા રાજસિંહે તેની મદદથી જ હરેક ગુન્હો કર્યો હતો એ ધ્યાનમાં લઈ હું તેને શિરચ્છેદની સજા કરૂ છું આવતી કાલે સ્હવારે જ તેને કરવામાં આવેલી આ શિક્ષા અમલમાં મૂકાશે"

આટલુ બોલ્યા પછી મહારાજ નરેન્દ્રનાથ ચુપ રહ્યા સહુ તેમણે આપેલા ન્યાયની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા થોડા સમય પછી તેમણે પુનઃ શાન્તિનો ભંગ કરી યોગિની અર્થાત્ વીરમતિને ઉદ્દેશીને પૂછ્યું.—'બ્હેન! તમે રાણી તથા સેનાધિપતિ ઉપર જે આરોપ મૂક્યો છે તેની સાબિતી તરીકે કોઈ પ્રમાણ રજૂ કરી શકશો?'

તરત જ રાણીએ સેનાધિપતિને લખેલો પેલો પ્રેમપત્ર વીરમતિએ મહારાજાના હાથમાં મૂક્યો મહારાજા ખરી વાત જાણી શક્યા બીજી તરફથી

---

વજનમાં હલકી હોવાથી અમીર ઉમરાવો હોંશે વાપરે છે

સેનાધિપતિ ભયની ભાવનાથી કંપવા લાગ્યો. મહારાજાએ ક્રોધને વશ થઇ તેના તરફ જોઇ ધિક્કારથી કહ્યું —" નીમકહરામ કૂતરા ! તને પણ તારા ભયંકર પાપ બદલ શિરચ્છેદની સજા કરવામાં આવે છે."

બરાબર આ વખતે દરબારમાં એવી અફવા ઉડી કે, રાણીએ ઝેર ખાઇ આત્મઘાત કર્યો છે. તપાસ કરતાં મહારાજાને એ વાત ખરી માલૂમ પડી. તેમણે એ માટે અફસોસ નહિ દર્શાવતાં છુટકારાનો એક શ્વાસ મૂક્યો.

પછી મહારાજાએ વીરમતિ, મહેન્દ્રકુમાર અને મુક્તાને સન્માન તથા પ્રેમથી ઉચિત આસને બેસાડ્યાં. મહારાજે મુક્તા તરફ જોઇ અત્યંત સ્નેહથી કહ્યું —" ભારતની નિષ્કલંક ભવ્યતમ પ્રતિમા ! તારા જીવનને ધન્ય છે. તેં તારા ક્ષત્રિય કુળને તથા માતપિતાના નામને તેજસ્વી તેમજ કિર્તિમાન્ બનાવ્યું છે. ઉપરાઉપરી અનેક સંકટો આવી પડવા છતાં, પિતા તરફથી જુલ્મ ગુજરવા છતાં તેં દ્રઢતાથી એક વીર નારી તરીકે તારા અમૂલ્ય સતીત્વ ધનનું રક્ષણ કરેલું હોવાથી તને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો થોડો જ છે. તારા જેવી ભામિનીઓ જ આ ભસ્માવશેષ ભારતનું ઉજ્વળ ગૌરવ છે. હરેક આર્યનારી માટે તારૂં વિશુદ્ધ ચારિત્ર્ય અનુકરણીય તેમજ આદર્શરૂપ છે. સુભદ્રે ! ઈશ્વરકૃપાથી હવે તારૂં જીવન સુખી થશે. હું આજે જ તારા પિતાને તારૂં લગ્ન શુભ મુહૂર્તે બહાદુર કુમાર મહેન્દ્ર સાથે કરી આપવા લખી જણાવું છું. મહેન્દ્રના લગ્નની ક્રિયા હૂં સ્વહસ્તે જ કરીશ તથા લગ્ન થયા પછી તમે આદર્શ દંપતિને હું મારૂં રાજસિંહાસન સમર્પણ કરી વાનપ્રસ્થાશ્રમ સ્વીકારીશ. આ થોડા દિવસોમાં જે જે બનાવો બની ગયા છે તેની મ્હારા મન ઉપર ઘણી ઊંડી અસર થઇ છે. એક રાજા તરીકે હું મ્હારી કારકીર્દીને જોઇએ એવી સફળ તથા ઉજ્વળ બનાવી શક્યો નથી. તેથી મ્હને ઘણો ખેદ થાય છે. રાજ્યના ન્યાયાધીશે મહેન્દ્રની જે તપાસ ચલાવી હતી તે ઉપરથી તેમની અયોગ્યતા પૂરવાર થયેલી હોવાથી તેમને

પદભ્રષ્ટ કરવામા આવે છે તથા એ જોખમદારીભરેલો અધિકાર મંત્રી વિશુધ-સિંહને સ્વાધીન કરવામા આવે છે ન્યાયાધીશ કુળવાન સારા સ્વભાવવાળો સર્વ ધર્મમા તત્પર રહેનારો તથા પ્રવીણ હોવો જોઇએ એમ હવે હુ સમજી ચુકયો છુ 'ખોટુ થાય તે સારા માટે' એવી જે લોકોક્તિ છે તે કાંઈ ખોટી નથી જે ખોટા બનાવો બન્યા છે તથા તેના જે પરિણામ આવ્યાં છે એ સર્વનો વિચાર કરતાં ભવિષ્યમાં આ રાજ્યની ઉન્નતિ થવાની હોય એમજ મ્હને લાગે છે હવે ચંદ્રપ્રભાનો શો વિચાર છે તે જાણવામા આવ્યા પછી દરબાર બરખાસ્ત કરી શકાય "

ચંદ્રપ્રભાએ ઉભી થઇ મહારાજને નમન કરી કહ્યુ —"આપની મારા તરફની કૃપા માટે અંતઃકરણપૂર્વક હું આપનો ઉપકાર માનુ છુ, પરંતુ હવે લોકાલયમાં નહિ રહેતા વનમા અગર કોઈ તીર્થક્ષેત્રમાં રહી બાકીનું આયુષ્ય ધર્મનુ ચિંત્વન તથા ઇશ્વરનુ સ્મરણ કરવામાં ગુજારવાનો મ્હારો નિશ્ચય થયેલો છે, તેથી આપની ઉદારતાનો લાભ હુ લઇ શકતી નથી "

આમ કહી ચંદ્રપ્રભા આસન ઉપર બેઠી એટલે શાન્તાએ કહ્યુ —"જો ચંદ્રપ્રભા બ્હેનને કાંઇ હરકત ન હોય તો એક સેવિકા તરીકે તેમના સહવાસમા રહી હું પણ મારાં ભૂતકાળના પાપોને સત્સમાગમથી તથા ધર્મોપદેશથી ધોઇ નાખવા માગુ છુ જો મ્હારી આટલી ઇચ્છા તેઓ પૂર્ણ કરશે તો હુ તેમની જીવનપર્યંત ઋણિ રહીશ "

ચંદ્રપ્રભાએ સંમતિ દર્શાવી પછી મહારાજની આજ્ઞા થતાં ગુલાબરાય તથા સેનાધિપતિને સખ્ત બંદોબસ્ત સહિત કારાગૃહમા લઇ જવામા આવ્યા તથા દરબાર વિસર્જન થયો



## પ્રકરણ ૧૯ મુ

## સખીઓનો શૃંગારવિનોદ

साखिसाहजिक प्रेम दूरादपि विराजते ।
चकोरीनयनद्वन्द्वमानन्दयति चन्द्रमाः ॥

હે સખિ ! જે સ્વાભાવિક પ્રેમ છે તે દૂરથી પણ જણાઈ આવે છે, ચંદ્ર જો કે દૂર રહો છે તો પણ ચકોર પક્ષીની સ્ત્રીનાં બે નેત્રને આનંદ પમાડે છે

I am all yours—I kneel, I burn,
Feel every naked rushing nerve
And tendril of my being yearn,
For you, for you I starve.

H Trench

હું તારો છુ—મારૂ જે કાંઇ છે તે સઘળુ તારૂ છે હુ ઘુંટણીએ પડુ છુ, બળી જાઉં છુ, મારા દેહની બ્હારની દરેક વેગવતી શિરા, મારી જીવનલતિકા તને આલિંગન કરવા ઉત્સુક છે હું તારે માટે જ સુકાઇ જાઉં છુ

અરે દિલ થઇ રહે તૈયાર સજનભર પ્યાર આવે છે,
સુગંધી હાર ગજરાની ભભકતી મ્હેક આવે છે,
સુરાહી એક કર બીજે પિયાલો પૂર મદિરાથી,
બગલમાં પ્રેમની પોથી કંઇ નખરાં બતાવે છે!

વસન્તઋતુનું મનોહર આગમન થયુ હતું. કોણ જાણે કે કયા દેશમાથી કયા પુલકમય, અમૃતમય દિવ્ય ધામથી, કયા મોહમંત્રથી દીક્ષિત થઇને, કયા સુખસ્વપ્નમાથી જાગૃત થઇને આનન્દમય, પુનઃ એ ભુવન

---

દીવાલ માગો તે સાઇજની બધે છે

મોહનરૂપથી ભુવન ભૂલાવીને ભૂતળવાસીઓ સમક્ષ ઉપસ્થિત થયા હતા પ્રકૃતિના વક્ષમા, વાયુદેવતાના સુશીતળ સ્પર્શમાં, વનસ્પતિના મોહનવેશમાં, પુષ્પોના મધુર હાસ્યમાં, રાત્રિના સુરભિ નિશ્વાસમા, પોતાનો આવિર્ભાવ પૃથ્વી ઉપર પ્રદર્શિત કરીને પુન વસન્તે દર્શન દીધુ હતુ

લગભગ પદરેક દિવસથી રાજા નરેન્દ્રનાથે કરેલી વ્યવસ્થા પ્રમાણે મુક્તા તેના પિતાના આશ્રયમા આવીને રહી હતી રાજસિહ તથા ગુલાબ-રાયનાં ભયકર પાપકાર્યો તથા તેનુ પરિણામ જાણવામાં આવ્યા પછી દોલતસિહના મનમાં ઘણો અનુતાપ થયો હતો જે પુત્રીને પહેલા તે ઠપકો આપતો હતો તે જ પુત્રી ઉપર હવે સમય તથા પ્રસગના પ્રભાવથી તેનો પ્રેમ ઘણો વધી ગયો હતો મહેન્દ્ર મહારાણા નરેન્દ્રનાથનો ભાણેજ થતો હોઇ મુક્તા સાથે તેનુ લગ્ન થયા પછી નરેન્દ્રનાથ તેને રાજસિહાસન અર્પણ કરનાર છે એવુ જાણવામા આવ્યા પછી દોલતસિહના હર્ષનો પાર રહ્યો નહોતો લગ્નને ફક્ત દશ દિવસ બાકી રહેલા હોવાથી સર્વ પ્રકારની તૈયારીઓની ધામધુમ ચાલી રહી હતી

હજી સધ્યાકાળ થવાને થોડો વિલબ હતો મુક્તા તેની બે ચાર સખીઓ સાથે બગીચાની અદર વિમર્ષ ચિત્તે ફરતી હતી તેના અતરમાં તે પ્રિયતમ મહેન્દ્રનુ સ્મરણ કર્યા કરતી હતી સઘળાં દુખો દૂર થઇ ગયેલાં હોવાથી તથા સુખના દિવસો નજીક આવેલા હોવાથી તે અત કરણથી ઇશ્વરનો ઉપકાર માનતી હતી તેની દેહલતાએ પણ ભાવી સ્વર્ગિય સુખની આશાથી અભિનવ સૌંદર્ય ધારણ કર્યું હતુ પ્રિયતમના વિયોગના વખતમાં જે પુષ્પો તેને અપ્રિય લાગતા હતાં તેજ પુષ્પો હવે તેને અતિશય પ્રિય લાગતા હતા આજે તેણે રગબેરગી પુષ્પાભરણોથી પોતાના અગને શોભાવ્યુ હતુ યોવનના મધુરા આગમન તથા વિકાસથી તેની દેહલતા અપરૂપ સૌંદર્યથી ખીલી નીકળી હતી કવિએ ખરુ જ લખ્યુ છે કે,

વસન્તે હર્ષ પામી કોકિલા ઉદ્યાનમાં ગાતી,
ચકોરી પૂર્ણ ઇન્દુના હૃદયને જોઈ મલકાતી,
નદી વર્ષાઋતુમાં જળ થકી અત્યંત છલકાતી,
કમલિની સૂર્યદર્શનથી પ્રફુલ્લિત તે પળે થાતી,
થતાં નવ યૌવના નારી, મદનના ભાવ ધારે છે,
મદનનાં ચિહ્ન પ્રકટી અંગની શોભા વધારે છે,
સરળ કાયા કુમારીની, નવાં ચિહ્નો બતાવે છે,
છતાં લજ્જાવતી લલના, મદન ભાવો છુપાવે છે,
નહિ આરામ દિવસે કે ન રાતે ચેન આવે છે,
વિરહની વેદના ભુંડી પ્રહર આઠે સતાવે છે,
ચપળ જે ચાલ ને આંખો થતી તે મંદતાવાળી,
છતાં પણ બેસતી યુવતી મદનના રોગને પાળી

ધીમે ધીમે સખીઓ મુકતાની સાથે વાર્તા વિનોદ કરવા લાગી જાણે કે રસસાગરના તરંગો ઉછળવા લાગ્યા હવે મુકતાનું મ્હો મલકાવા લાગ્યું તેણે કહ્યું —

"યૌવન બાગ પરાગ મધુરો, અલિ ગુંજન મનરંજન કરતો,
મોહમહીં તે મુગ્ધ બનીને, સખીરી શાને પાછળ ફરતો ?"

રસિકા નામની એક વિનોદી સખીએ હાવ ભાવ સહિત કહ્યું —

"અલી ગભરાયે, તું અકળાયે, વિરહી થઇ શીદને રીબાયે ?
રતિપતિની આ સ્વારી અવી, કામદેવનું જોર જણાયે"

મુકતાએ પૂર્વવત્ ભાવથી ઉમેર્યું —

"કામદેવ કામણ કરનારો, પરવશ રંક હૃદય હરનારો,
વિવિધ રંગ અંગે ભરનારો, સખીરી એ કેવો ધુતારો !"

લલિતા નામની એક વાચાળ સખી બોલી ઉઠી –

"રમણ રસિલો, છેલ છબિલો, જીવન ઘેલો વ્હાલો છે;
રતિપતિ વિષ્ણુ અવતાર સૃષ્ટિમાં વ્હેની સહુનો ઠાલો છે"

મુક્તાએ લજ્જિત બની જઈ કહ્યું—

"ના-ના વ્હેની ! ભુલે શેની ? ઝેરતણો એ પ્યાલો છે,
ધુતારો છે કપટી છે પણ લોકો કહે છે વ્હાલો છે !"

રસિકાએ વિનોદમા જ મુક્તાના ગાલ ઉપર ધીમેથી એક ચુટી ખણી કહ્યુ —

"ધુતારો નહિ હાર રૂપાળો હૈયાનો રઢીયાળો છે,
સમજે છે સહુ મનમાં શાણી, છતાંય શાનો ચાળો છે? !"

મુક્તાએ જાણે કંટાળો ઉપજ્યો હોય એવો ભાવ દર્શાવતાં કહ્યું –"જાઓ જાઓ તમે મને વિના કારણ શા માટે કંટાળો આપો છો ?"

લલિતાએ કહ્યુ:–"મનમાં તો વ્હાલાને મળવા માટે અધીરાં બની ગયા છો છતાં કંટાળો ઉપજવાનુ કેમ બોલો છો ? ગભરાશો નહિ, બ્હેન ! હવે થોડા દિવસમા જ તમારા તન મન તથા જીવનના માલિક મહેન્દ્રકુમાર સાથે તમારુ મિલન થઇ જશે."

મુક્તાએ કહ્યુ –"તમને પ્રિયતમ, પિયુ અને પ્રેમ સિવાય બીજુ કાંઈ સુઝતુ જ નથી કે શુ ? જો આવી રીતે મને સતાવશો તો હું અહીંથી ચાલી જઇશ."

રસિકા બોલી ઉઠી –"અમારી વાત તો ઇશ્વર જાણે છે, પરંતુ તમને જ પ્રિયતમ પાછળ સમસ્ત વિશ્વમા અંધકાર છવાઈ ગયેલો નજરે પડયો હતો અને તેથી જ તમે પિયુને મળવા માટે શત્રુની સાથે ચાલ્યાં ગયાં હતા ! તમે પણ કાંઈ ઓછા સાહસિક નથી હો !"

---

લલિતાએ કહ્યું –"અરે ! એમના સાહસનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે મહેન્દ્રકુમારના વિયોગે તેઓ પ્રેમયોગિની બની ગયાં હતાં નૈષધનાથ માટે જેવી રીતે ભીષણ અરણ્યમાં દેવી દમયંતી દિવાની બની 'ઓ નળ ! ઓ નળ !' ના પોકાર કરતી હતી તેવી જ રીતે મુક્તા બ્હેન પણ 'મહેન્દ્રકુમાર'ના નામને પોકારતાં વન જંગલમાં આથડયાં હતાં. સત્યુગની સતીઓથી મુક્તા બ્હેન પતિભક્તિમાં કોઈ પણ રીતે ઉતરે એવાં નથી "

મુક્તાએ કહ્યુ –"બ્હેન ! પતિને પ્રભુસ્વરૂપ માની મન વચન અને કર્મથી તેમની ભક્તિ પૂજા કરવી એ પ્રત્યેક સન્નારીનો ધર્મ છે જો કે, મહેન્દ્રકુમાર સાથે લૌકિકદૃષ્ટિથી મારૂ લગ્ન થયેલુ નહોતું, તો પણ મન, વચનથી હું તેમને જ વરી ચુકી હતી તથા તેમના સુખદુ:ખમાં ભાગ લેવો એજ મારો ઉદ્દેશ હતો. યથાર્થ પ્રેમ બદલાની ઇચ્છા રાખતો જ નથી; એ આત્મસમર્પણ કરીનેજ કૃતાર્થ થાય છે "

લલિતાએ કહ્યું –" બ્હેન ! જુઓ આકાશમાં ચંદ્રનો ઉદય થવા લાગ્યો છે ચાલો આપણે સહુ આજે એક ગરબો ગાઇએ "

રસિકાએ કહ્યુ –" ખરૂ છે મુક્તા બ્હેન ગાય ને આપણે ઝીલીએ "

સખીઓની ઇચ્છાનુસાર મુક્તાએ ગરબો ગાવા માંડયો –

"હે...ચંદ્ર ધીમા રે પ્રકાશો ગગનમંડળે રે,
હે....અમીરસ સીંચી સ્નેહ નજરથી લગાર
વ્હાલી કુમુદને વિકસાવવા રે
શીતળ વિમળ કિરણના કરસ્પર્શથી રે
દૂર છતા પણ દિવ્ય સ્વરૂપનાં દર્શથી રે
ખીલાવો કુમુદ જરી રે, રસિલીમાં રસભરી રે
વ્હાલ વધારવા રે . હે૦

( સાખી )

જળમાં વસતિ કુમુદિની, ચન્દ્રમા વસે આકાશ,
જે *જેના હૃદયે વસે, તે રહે છે તેની પાસ
રખે ચન્દ્ર ડુબાવ્યો સજળ વાદળે રે,
પ્રેમી કુમુદને ડુબાવી વિરહાશ્રુ જળે રે,
પડી પદ્મિની સ્નેહ સરોવરે રે,
પ્રેમમંત્રથી આરાધે ચન્દ્ર અંતરે રે

( સાખી )

મુગ્ધા પ્રીતિવશ કુમુદિની, તમ દર્શનમાં આશ,
રખે ત્યજી કરતા પ્રભુ, દૂર દ્વિપાંતર વાસ
જોજે પ્રલયકાળનાં તોફાનમાં
    કરતો ઉંડા ધરણીતળમાં વાસ રે
કરવી પ્રફુલ્લ ત્યજી કુમુદને
શીતળ અમૃત બિંદુઓ વરસાવીને,
    કોમળ કળિપર આણી અંતર વ્હાલ રે,
કરજે પ્રફુલ્લ પ્રિય કુમુદને

ગરબો ગવાઇ રહ્યા પછી વખત ઘણો વીતિ ગયેલો હોવાથી મુક્તા અને તેની સખીઓ પોતપોતાના નિવાસસ્થાન તરફ ચાલી ગઇ

* સરસ્વતીચંદ્ર નાટક

---

કીંમતમાં કીફાયત છે.

## પ્રકરણ ૨૭ મુ

### મહેન્દ્રને રાજ્યપ્રાપ્તિ તથા નરેન્દ્રનાથનો સંસારત્યાગ.

लक्ष्मीस्ते हृदि भारती च वदने मौलौ सदा
केशव श्चण्डी ते भुजदण्डयोर्गुणानिधे गेहे कुबेरिस्थितिः ।
चित्त नाथ तवास्तु धर्मसदने दानप्रसङ्गः करे
सर्वास्ते विपद प्रयान्तु विपिने त्व दीर्घजीवी भव ॥

હે ગુણોના ભંડારૂપ રાજન્! લક્ષ્મી નિરંતર તમારા હૃદયમાં વસો, સરસ્વતી તમારા મુખમા વસો, વિષ્ણુ તમારા મસ્તક ઉપર વસો, ચંડી તમારા બાહુદંડોમા વસો, કુબેર તમારા ગૃહમાં વસો, તમારૂ ચિત્ત ધર્મમા વસો, દાનનો પ્રસંગ તમારા હસ્તમા વસો, તમારી સઘળી વિપત્તિઓ વનમાં જતી રહો તથા તમે ચિરંજીવી રહો

શુભ દિવસે અને શુભ મુહૂર્તે મહેન્દ્રકુમાર સાથે મુક્તાનાં લગ્ન ઘણી ધામધમથી થઇ ગયાં સત્રળા અનાથોને તથા ભૂખ્યાંને અન્ન વસ્ત્ર તેમજ લક્ષ્મીના દાનથી સંતુષ્ટ કરવામા આવ્યા લગ્ન ક્રિયા કરાવનાર કુળપુરોહિતને અમૂલ્ય પારિતોષિક મળ્યા તથા સર્વત્ર આનંદના તરંગો ઉછળી રહ્યા સાકર સાથે દૂધ ભળે તેવી જ રીતે મહેન્દ્ર અને મુક્તાનુ મિલન થવાથી આ બાલવૃદ્ધને અપાર આનંદ થયો

આજે મહારાજ નરેન્દ્રનાથ મહેન્દ્રકુમારના રાજ્યાભિષેકની ક્રિયા કરી સાંસારિક ઉપાધિઓમાથી મુક્ત થઇ સંસારત્યાગી થવાના હતા સવારના સાત વાગ્યાથી રાજમહાલયની અંદર રાજ્યાભિષેકની ક્રિયાની તૈયારી ચાલુ થઇ ગઈ હતી આસપાસના ન્હાના મ્હોટાં રાજ્યોના રાજેન્દ્રો, સરદારો, ભાયાતો વગેરેને પણ નિમંત્રણ કરવામા આવેલાં હોઇ તેઓમાના ઘણા ખરા હાજર થઇ ગયા હતા

રાજ્યાભિષેકની ક્રિયા શાસ્ત્રોક્ત પદ્ધતિથી કરાવવાના ઉદ્દેશથી હિંદુઓના પુણ્યધામ વારાણસીથી શાસ્ત્રજ્ઞાનસંપન્ન, વેદજ્ઞ* વિદ્વાનોને ખાસ તેડાવવામા આવ્યા હતા એ વિદ્વાનોમાં સ્વામી સચ્ચિદાનંદ વિદ્યાર્ણવ અગ્રણી હોઇ ઉમ્મરે તેઓ વૃદ્ધ તેમજ જ્ઞાનના સમુદ્રરૂપ હતા તેમની સાથે તેમની કેટલીક શિષ્યમંડળી પણ આવેલી હતી સચ્ચિદાનંદ સ્વામીએ જીવનના આરંભકાળથી જ બ્રહ્મચર્યનું પાલન કરેલુ હોવાથી તેમની શારીરિક અને માનસિક ઉન્નતિ થયેલી હતી તેમની વયોવૃદ્ધિ હોવા છતા તેમનુ તેજસ્વી મુખમંડળ અપૂર્વ કાન્તિનો આભાસ કરાવતુ હતુ તેમનાં બન્ને બુદ્ધિવ્યંજક વિશાળ નેત્રો તેમની સર્વજ્ઞતાનો સહેલાઇથી પરિચય કરાવતાં હતા

યથા સમયે નરેન્દ્રનાથ તથા દૌલતસિંહ સાથે મહેન્દ્રકુમારે મંડપમા પ્રવેશ કર્યો. સહુએ તેમને યથોચિત માન આપ્યુ રાજ્યાભિષેકની ક્રિયા ચાલૂ થઇ પુર મહિલાઓ પર્દા પાછળ બેસી મંગળ શુભાશીષ ગીતો ગાવા લાગી. શરણાઇઓનો શોર તથા નહબતોનો ધ્વનિ આસપાસના આનંદ પરિપૂર્ણ વાતાવરણમા ગુંજન કરવા લાગ્યો

શાસ્ત્રોક્ત પદ્ધતિથી રાજ્યાભિષેકની ક્રિયા સંપન્ન થઈ ગયા પછી સચ્ચિદાનંદ સ્વામી મહેન્દ્રકુમારને નિમ્નલિખિત રાજધર્મનો ઉપદેશ આપવા લાગ્યા તેમની અસામાન્ય વિદ્વતા શ્રોતાજનોને મુગ્ધ કરી નાખવા લાગી તેઓ ગંભીર કંઠે કહેવા લાગ્યા —

“ખોરાક લીધા સિવાય દેહધારીનો દેહ જેવી રીતે ટકી શકતો નથી તેવીજ રીતે સર્વ લોકના વ્યવહારની સ્થિતિ નીતિ વિના બની શકતી નથી રાજાએ સદા સર્વદા નીતિશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ, નીતિજ્ઞાનથી જ રાજાદિ સર્વ શત્રુને જીતી શકે છે તથા લોકને રંજન કરી શકે છે

“નિરંતર પ્રજાનુ પાલન કરવુ તથા દુષ્ટને દંડ દેવો એ રાજાનો પરમ ધર્મ છે એ પરમ ધર્મને આચારમા મૂકવા માટે નીતિની અનિવાર્ય

---

દેશાવરમાં પણ આ ટોપીઓનો ઉઠાવ સારો છે

આમત્ય છે જેવી રીતે કુટુંબના વડિલનુ મુખ્ય કાર્ય કુટુંબનુ ભરણપોષણ કરવાનુ છે તેવી રીતે રાજાનુ મુખ્ય કાર્ય પોતાની પ્રજાનુ પાલન કરવાનુ છે કુટુબ સિવાય જેમ વડિલ નથી તેમ પ્રજા વિના રાજા નથી તેવી જ રીતે વડિલ સિવાય કુટુંબ નથી અને રાજા સિવાય પ્રજા નથી

" જો આ લોકમા પ્રજાને સારી રીતે નિયમમા રાખનાર રાજા ન હોય તો પ્રજાની સ્થિતિ સમુદ્રમાંની સુકાની વગરની નૌકા જેવી થાય છે અર્થાત્ પ્રજાનો નાશ થાય છે રક્ષણ કરનાર રાજા નથી હોતો તો પ્રજા પોતાના કર્ત્તવ્યથી વિમુખ રહે છે તથા પ્રજા વિનાનો રાજા પણ શોભતો નથી. રાજાએ બદમાશોથી, ચોર લૂટારાઓના ત્રાસથી, કારભારીની ગેરવ્યવસ્થાથી, શત્રુના જુલમથી પ્રજાનું એક પિતાની માફક રક્ષણ કરવુ જોઇએ

" વળી સલાહ સપ જાળવવા માટે રાજાએ પોતાની પ્રજાએ ચુટી કાઢેલા મુખીઓ તથા પોતાના પ્રધાનો સાથે મસલત કરી બહુ મતે દેશકાળને અનુસરી આવશ્યકીય કાયદાઓ બાંધવા એ કાયદાઓનું પાલન પોતે કરવુ તથા પ્રજા પાસે પણ કરાવવુ કજીઆ ટટાઓનો નિષ્પક્ષપાત બુદ્ધિથી ચુકાદો કરવા પ્રત્યેક નગર કિંવા યોગ્ય ગામોમા ન્યાયમંદિરોની પ્રતિષ્ઠા કરવી તથા તેમાં પંચ કિંવા ન્યાયાધીશ દ્વારા કોઇનો પણ પક્ષ કર્યા સિવાય ન્યાયને અનુસરી ચુકાદો આપવો ધર્મશાસ્ત્રમા પ્રીતિ રાખનાર રાજાએ જાતિ, દેશ, વ્યાપારી તથા કુળની જે રીતિઓ હોય તે તપાસી ન્યાય કરવા માટે કાયદા બાંધવા. ન્યાયાધીશે ન્યાયાસન ઉપર બેસી વસ્ત્રથી શરીર ઢાંકી સાવધાન થઈ જગદાધાર શ્રી કિરતારને પ્રણામ કર્યા પછી ન્યાય કરવા માંડવો ન્યાય કરનારે પક્ષપાતથી પ્રેરાઇ વાદી અને પ્રતિવાદી વચ્ચેનો કજીઓ વધારવો નહિ તથા કોઇની પણ ફરિયાદ સાભળવામાં વિલંબ કરવો નહિ તેણે કાયદામા રહી સત્ય શુ છે, કલહ કેવા પ્રકારનો છે, પોતે કયા આસન ઉપર બેઠો છે, સાક્ષીઓ કેવા છે, દેશકાળ તેમજ વ્યવહારની રીતભાત કેવી છે એ સઘળુ

---

અમીર ઉમરાવને વાપરવા લાયક છે

સૂક્ષ્મ બુદ્ધિથી તપાસવુ આવી રીતે ન્યાયાધીશ સાક્ષી વગેરે પ્રમાણોના આધારથી ઉત્પન્ન થયેલા કલહોનો નાશ કરવા બધાયલો છે

"આમ છતાં જે રાજા પ્રજાને વ્યાજબી ન્યાય આપતો નથી તેના કારભારીઓ તથા પ્રજા વિરુદ્ધ થાય છે તથા એવો રાજા થોડા કાળમા જ શત્રુઓને વશ થાય છે ઉલટુ જે રાજા કામક્રોધાદિ ઉપર વિજય મેળવી પ્રજાને વ્યાજબી ઇન્સાફ આપે છે તેને પ્રજા સરિતાઓ જેમ સમુદ્રને અનુસરે તેમ અનુસરે છે બુદ્ધિશાળી રાજા, ન્યાયાધીશ કિંવા સભાસદમાંના કોઇએ એકલાએ કદાપિ એકાંતમા વાદી પ્રતિવાદીનુ કામ તપાસવુ જોઇએ નહિ તેમ તેમની વાત પણ સાભળવી જોઇએ નહિ વળી રજા કિંવા ન્યાયાધીશે સર્વ જાતિમા જે માણસો વ્યવહારજ્ઞ, બુદ્ધિમાન્, સદાચરણી, નિષ્પક્ષપાતી, ધર્મજ્ઞ, સત્યવાદી આળસરહિત, જીતેન્દ્રિય તથા પ્રિયભાષીય હોય તેમનેજ સભાસદો કરવા જોઇએ એ બધા સભાસદો સાથે ધારજથી મસલત કરી ઉત્પન્ન થયેલા કલહાનો નિકાલ કરવો જોઇએ

"શ્રી મહાભારતાતગત સભાપર્વના પચમ અધ્યાયમા નારદ મુનિએ યુધિષ્ઠિર રાજાને પૂછયુ છે કે,

તુ ત્હારી સર્વ પ્રજાનુ અગ્નિ, સિંહ, વ્યાઘ્ર તથા સર્પાદિ ક્રૂર પ્રાણીઓ અને રોગ તેમજ રાક્ષસના ભયથી રક્ષણ કરે છે કે ?"

"જેવી રીતે પ્રયત્નથી રક્ષણ કરેલા સૂક્ષ્મ બીજનો અકુર કાળ ક્રમે ફળ આપે છે તેવી રીતે સારી રક્ષણ કરવામા આવેલી પ્રજાનુ પણ સમજવાનુ છે પ્રજા ઉપર દયા રાખનાર રાજા વૃદ્ધિ પામે છે તથા પ્રજાના ક્ષયથી નાશ પામે છે રાજારૂપ ગોવાળે પ્રજારૂપી ગાયનુ પાલન તથા પોષણ કરી ધન રૂપ દૂધ સારી રીતે રાજ્યવ્યવસ્થા ચલાવી શકાય તે પ્રમાણમાં ધીમે ધીમે ગ્રહણ કરવુ ને ન્યાય માર્ગે ચાલવુ જોઇએ

---

"રાજાએ નિરંતર પોતાની પ્રજામાં વિદ્યાકળાની વૃદ્ધિ થાય એવા ઉપાયો યોજી વિદ્વાનો તથા ઉત્તમ કળાકારોનો સત્કાર કરવો જોઇએ.

"રાજાએ શહેર જોઇ તેના કદને અનુસરી રાજમાર્ગો બનાવડાવી ઉત્તમ રાજમાર્ગને ત્રીસ હાથ પહોળો કરાવવો બબ્બે ગામને અંતરે કિંવા હરેક ગામે વટેમાર્ગુઓને ઉતરવા માટે પાન્થશાળાઓ કરાવી ચોકીદારો હમ્મેશા તેને સ્વચ્છ રાખે એવો બંદોબસ્ત કરવો રાજાએ ગામને લાયક કાંટા વગેરેનાં વૃક્ષો ગામ પાસે ને વનને લાયક કાંટાવાળાં વૃક્ષો વનમાં રોપાવવાં તે ઉપરાંત પ્રાણીઓ અને ખેતીના બચાવ માટે દેશમા ઘણુ જળ રહી શકે તેવા કૂવા, તળાવ, નહેરો વગેરે કરાવવાં

"રાજાએ પોતાની પ્રજામા જેનુ કોઈ રક્ષણ કરનાર ન હોય એવા બાળકો તથા અપંગ સ્ત્રી પુરુષોનુ તેમજ જે યોદ્ધાઓ યુધ્ધમા માર્યા જાય તેમનાં બાળબચ્ચાનુ ભરણપોષણ કરવુ

"કોઇ પણ કાર્ય એકલાથી થઇ શકતુ નથી તો પછી રાજ કારભાર ચલાવવા જેવુ મહાન્ કાર્ય એકલા રાજાથી ન થઇ શકે એ સ્પષ્ટ છે, માટે રાજાએ બરાબર પરીક્ષા કરી પ્રથમથી જ રાજવહિવટ જાણનાર શાસ્ત્રમાં કુશળ, શૂરવીર, યુદ્ધવિદ્યામા નિપુણ તથા કુલીન સાત અગર આઠ પ્રધાન કરવા તેમની સાથે રાજાએ હમ્મેશા સંધિ, વિગ્રહ, સૈન્ય, ઉપજ, દેશ રક્ષણ તથા નિપજમાંથી ઘટતા ખર્ચ સંબંધી વિચાર કરવો

"જો કે રાજા સર્વ વિદ્યામાં કુશળ તથા સદાચારી હોય તો પણ મંત્રીઓ વિના તેણે એકલાએ કદાપિ કોઈ પણ કાર્યનો વિચાર કરવો નહિ. કારણ કે, પ્રત્યેક પુરુષમાં સત્યવાદીના વચન, અનુભવ શાસ્ત્ર તથા અનુમાનથી બુદ્ધિનો વૈભવ ભિન્ન ભિન્ન રૂપે દેખાય છે વળી રાજાએ નિરંતર કાર્યભારીઓની પરીક્ષા કરતા રહી તેમનામાં જે વિશ્વાસ કરવા લાયક હોય

તેનો વિશ્વાસ કરવો, પણ કેવળ જાતિ તથા કુળ ઉપર જ નજર રાખી કોઇના ઉપર વિશ્વાસ કરવો નહિ મનુષ્યના કર્મ, શીલ તથા ગુણ જ પૂજવા લાયક છે, જાતિ તથા કુળ નહિ જાતિ તથા કુળથી કાંઇ શ્રેષ્ઠતા આવી જતી નથી

"એક જ માણસને ઘણા વખત સુધી અમુક અધિકાર ઉપર નિયુક્ત રાખવાથી તેને મોહ ઉપજવાનો સંભવ રહે છે આમ હોવાથી ચોક્કસ વખત પછી યોગ્યતા પ્રમાણે કર્માચારીઓના પદનુ પરિવર્ત્તન કરવુ

"કેવળ રાજાના હિતમા તત્પર રહેનાર પ્રધાન પ્રજાને અપ્રિય થાય છે અને કેવળ પ્રજાના હિતમા નિમગ્ન રહેનાર મંત્રીનો રાજા ત્યાગ કરે છે આવો સમાન વિરોધ હોવા છતાં રાજા અને પ્રજા ઉભયનુ હિત કરે એને જ બુદ્ધિમાન્ પ્રધાન સમજવામાં આવે છે *

"રાજા જ્યારે એકલા પ્રધાનનું જ રમકડુ બની જાય છે ત્યારે પ્રધાનને મોહથી મદ થાય છે તથા એ મદથી તેને રાજાનુ દાસત્વ ગમતુ નથી, તેના મનમાં સ્વતંત્ર થવાની ઇચ્છા ઉપજે છે એ ઇચ્છાને વશ થઇ તે રાજાના પ્રાણનો પણ વિનાશ કરવામાં પાછો હઠતો નથી જે મૂઢ બુદ્ધિવાળા રાજા પ્રધાનના હાથમા રાજ્યનો સઘળો કારભાર સોંપી કેવળ રાજમહાલયમાં રંગરાગ ઉડાવે છે તેઓ બિલાડીના સમૂહને દૂધ સોંપી સુઇ રહે છે એમજ સમજવુ

"રાજાએ પ્રત્યેક નગરમા સકળ કાર્યોની તપાસ રાખવા માટે કુળ તથા ગુણમા શ્રેષ્ઠ હોય, નગર જનનુ રક્ષણ કરવા સશક્ત હોય એવો એક નગરરક્ષક રાખવો જે પાપ બુદ્ધિવાળા અધિકારીઓ પ્રજા ઉપર વિના કારણ

* પાર્લામેન્ટ તરફથી હિંદુસ્તાનના પ્રધાન તરીકે નિયુક્ત થઇ આવતા ગૃહસ્થો તથા પાર્લામેન્ટ આ સૂત્રને લક્ષ્યમા રાખે તો દેશમા રાજ્યવ્યવસ્થા તરફ જે અપ્રિયતાનો ભાવ ફેલાઈ રહ્યો છે એ સંભવી શકે ખરો કે ?

મદાંધ બની સત્તાની તુમાખીમાં જુલ્મ ગુજારે, નિર્દોષ બાળકોને ભયંકર તાપમાં ખુલ્લા શરીરે ઉઘાડે પગે પંદર પંદર અને વીસ વીસ ગાઉ સુધી ચલાવે, સતી સ્વરૂપિણી નિર્દોષ સ્ત્રીઓની લાજ લૂટે એ અધિકારીઓને રાજાએ પ્રાણવધની શિક્ષા કરી તેમની સઘળી માલમિલકત જપ્ત કરી નાખવી જોઇએ અધિકારીઓને રાજી રાખવા કરતા પ્રજાજનોને રાજી રાખી તેમના અંતઃકરણની શુભાશીષો મેળવવા તરફ જ રાજાએ સંપૂર્ણ લક્ષ્ય આપવું જોઇએ પ્રજાજનોની જે અધિકારીઓ ઉપર પ્રીતિ ન હોય તે અધિકારીઓને રાજાએ કમી કરવા જોઇએ

"રાજ્યની વ્યવસ્થા સારી રાખવાનો મુખ્ય આધાર રાજા ઉપર રહેલો છે રાજા સ્વયં જો ન્યાયપુરઃસર વર્તતો હોય તો જ તેના કારભારીઓ અને પ્રજા તેનો ભય રાખી ન્યાયથી વર્તે છે પરંતુ રાજા જો અન્યાયી હોય છે, ઘડી કાઢવામાં આવેલા કાયદાઓનો સ્વેચ્છાનુસાર ઉપયોગ કરનારો હોય છે તથા પ્રજાને આપેલા વચનો પાળવામાં તદ્દન અસત્યવાદી હોય છે તો તેનું રાજતંત્ર નિર્બળ બને છે, કારભારીઓ પોતપોતાની સત્તાનો ગમે એવો દુરૂપયોગ કરે છે તથા જુલ્મથી ત્રાસી જઇ પ્રજાજનો છેવટે બંડખોર બની જાય છે અગર તો શાન્તિમય અહિંસાથી અસહકાર પોકારે છે રાજા સદાચરણી હોય છે તો પ્રજા સદાચરણી અને રાજા પાપી હોય છે તો પ્રજા પાપ કરનારી હોય છે અર્થાત્ રાજાના જેવી જ પ્રજા થાય છે

"રાજાએ રાત્રિદિવસ ઇન્દ્રિયોને જીતવાનો પ્રયત્ન કરવો જોઇએ જીતેન્દ્રિય રાજા પ્રજાને વશ કરી શકે છે મૃગયા, દ્યુત, દિવસની નિદ્રા, પરનિંદા, ઘણી સ્ત્રીઓ કરવી, મદ્યપાન, નૃત્ય ગાયન, વાજીંત્ર તથા વૃથા ભમવું એ સુખની ઇચ્છાથી ઉત્પન્ન થતા દશ અને ચાડી, સાહસ કપટથી મારવું, અદેખાઇ, ખોટા આરોપ મૂકવા, પરધન હરણ કરવું, યાચકને પાછો વાળવો, ગાળો દેવી, મારવા દોડવું એ ક્રોધથી ઉત્પન્ન

---

થતા આઠ મળી એકંદરે અઢાર દુ:ખદાયક વ્યસનોને રાજાએ પ્રયત્ન-પૂર્વક ત્યાગવાં"

આવી રીતે સ્વામી સચ્ચિદાનંદે રાજનીતિ કિંવા રાજધર્મનો અમૂલ્ય ઉપદેશ આપ્યો ત્યાર પછી તેમણે નરેન્દ્રનાથના મુખ તરફ જોઇ તેમના મનોભાવને સમજી જઇ કહ્યું "વત્સ! હવે તારી શી ઇચ્છા છે?"

નરેન્દ્રનાથે સ્વામીજીને નમન કરી ભક્તિથી ગદ્દગદ બની ગયેલા કંઠે કહ્યું, "ગુરૂદેવ! આપનો સમાગમ થયા પછી મ્હારો વિચાર બદલાઇ ગયો છે પ્રથમ મ્હેં વાનપ્રસ્થ સ્વીકારવાનો વિચાર રાખ્યો હતો, પરંતુ હું સમજી શકયો છું કે, અંતકાળે જીવનની સદ્દ-ગતિ થાય એવી ઇચ્છા રાખનારે પ્રથમ સદ્દગુરૂ કરી તેમની પાસેથી ધર્મનું તથા મોક્ષનું જ્ઞાન મેળવવું જોઇએ પ્રભુ! આપને મારી એટલી જ પ્રાર્થના છે કે, આપ કૃપા કરી મ્હને દીક્ષા આપો હવે હું આપના જ આશ્રયમાં રહી શાસ્ત્રાભ્યાસ કરી આપના મુખે અમૂલ્ય ઉપદેશામૃત સાંભળી આ માનવદેહનું યથાશક્તિ કલ્યાણ કરીશ"

નરેન્દ્રનાથની ઇચ્છા પ્રમાણે સ્વામીજીએ ગુરુમંત્ર આપી યથા સમયે તેમને દીક્ષિત કર્યા અસ્તુ



# વાંચવા લાયક નવીન અપ–ટુ–ડેટ

# નવલકથાઓ.

અમારી દુકાને સર્વ જાતના ઈતીહાસીક ડીટેકટીવ સામાજીક તથા ચમત્કારપૂર્ણ નવીન નવલ કથાઓ સ્ત્રી ઉપયોગી વેદાંત, ધાર્મીક, વૈદક તથા જ્યોતીષના પુસ્તકો ઘણાજ કીફાયત ભાવેથી મળશે લાયબ્રેરીઓના ઓર્ડર ઉપર પુરતુ ધ્યાન આપવામા આવશે એક વખત ઓર્ડર આપી ખાત્રી કરો

| પુસ્તકનાં નામ | રૂપીયા |
|---|---|
| સોનેરી ટોળી ભાગ ૧–૨ | ૪ાા |
| ચાલીસ ચહેરાનો માણુસ | ૪ |
| વીચીત્ર જગત ભાગ ૧ ૨ | ૬ |
| સ્નેહ લગ્નની સુંદરી ભાગ ૧–૨ | ૩ાા |
| ચમત્કારીક ખૂન | ૨ાા |
| આગ્રાનો ખજાનો | ૨ાા |
| શેર લૉક હોમ્સના સાહસ કર્મો | ૨ાા |
| કુટુંબીનુ કારસ્થાન ભાગ ૧–૨ | ૫ |
| ભયંકર ભેદ ભાગ ૧–૨ | ૨ાા |
| વેર વસુલ ભાગ ૧–૨ (સચીત્ર) | ૬ |
| દુર્ભાગી દારા ખંડ –૨–૩ | ૩ાા |
| પ્રેમની ખુમારી ભાગ ૧–૨ (સચીત્ર) | ૬ |
| ૫ ચાસરનો જયશીખરી ભાગ ૧–૨ (સચીત્ર) .. | ૫ાા |
| અદભુત લુંટારો ભાગ ૧–૨ (સચીત્ર) | ૩ાા |
| સૌંદર્ય જવાળા ભાગ ૧–૨ | ૩ાા |
| સફેદ ઠગ ભાગ ૧–૨ | ૪ાા |
| નવાબ સીરાજ ઉદ્દવલા | ૩ાા |
| રાજા રામકૃષ્ણુ | ૩ા |
| મીર કાસીમ | ૨ |
| વઝીર નદીની ગુલબેગમ | ૨ાા |
| મૃગલોચની ભાગ ૧ થી ૧૦ | ૨૧ |
| નીલમ માણેક ભાગ ૧ થી ૮ | ૧૨ |

| પુસ્તકનાં નામ | રૂપીયા |
|---|---|
| બહાદુર કલો ને અનાથ તારા ભાગ ૧–૨ | ૪ |
| કેશવ કૃતી | ૨ |
| જીલુ ગોરાણી | ૪ |
| ખેમાન સંગ્રહ | ૫ |
| મહોબત કે મુસીબત | ૫ |
| કુન્તર સાગર | ૪ાા |
| તારા સુંદરી | ૩ |
| ગેબી ખૂન | ૨ાા |
| ભેદી ખજાનો | ૨ાા |
| મુગ્ધા મીનાક્ષી | ૩ા |
| અંધકાર પર પ્રકાશ | ૨ાા |
| અબલાની આત્મા કથાઓ | ૨ાા |
| ભકતાણી કે ભામટી | ૧ાાા |
| ભાગ્યદેવીની ભયંકરતા | ૧ાાા |
| ભાગ્ય ચક્રનો મહા મંત્ર | ૨ાા |
| કામરૂ દેશની કુટીલ કામીની | ૧ાાા |
| લતા લલીતા ભાગ ૧ થી ૫ | ૮ાા |
| દગાબાજ દુનીઆ | ૨ાા |
| ભયંકર ભેદ ભાગ ૧–૨ | ૬ |
| કલંકીત કાઉન્ટેસ | ૩ |
| દસ લાખનો દલ્લો | ૩ |
| મહાકાળીનું ખડગ | ૨ાા |

## લખો —મોહનલાલ પીતાંબર બુકસેલર.

**ઠેકાણું:—કાલબાદેવી રોડ, બદામના ઝાડની સામે, મુંબાઇ નં૦ ૨**

| પુસ્તકનાં નામ | રૂપીઆ |
|---|---|
| સતી મંડળ ભાગ ૧-૨ | ૭ |
| ગૃહસ્થાશ્રમ | ૨ાા |
| નવ દમ્પતીને શીખામણ | ૨ા |
| શ્રી હિત શીક્ષક | ૪ |
| તુલસીદાસ રામાયણ મુલ તથા ગુજરાતી | ૭ |
| ,, ,, ગુજરાતી | ૬ |
| ,, , હિંદી ગોટકો | ૬ |
| , ,, ૧૬ પેજી | ૨ |
| ,, ,, મુલ | ૩ાા |
| ,, ,, હિંદી ટીકાવાળી ગોટકા સાઇઝ | ૪ |
| ,, ,, મોટી ટીકાવાળી | ૭ |
| કલાપીનો કેકારવ | ૪ |
| ભોજ અને કાલીદાસ | ૪ |
| ભવિષ્યવેત્તા | ૫ |
| જ્યોતિષ રહસ્ય | ૫ |
| આર્યાભીષેક | ૪ાા |
| ધરવૈદુ | ૬ |
| અષ્ટાંગ હૃદય વાગભટ્ટ | ૭ |
| પ્રેકટીસ ઓફ મેડીઅન | ૧૦ |
| મેટીરીઆ મેડીકા | ૮ાા |
| ગીરધરકૃત રામાયણ | ૫ |
| વાલ્મીકી ,, | ૬ |
| રમા સુંદરી | ૨ાા |
| હિંદના હીરા | ૧ા |
| પાટલી પુત્રની પડતી | ૪ાા |

| પુસ્તકના નામ | રૂપીઆ. |
|---|---|
| ૧૮૫૭ ના બળવાનો ઇતિહાસ ભાગ ૧-૨ | ૮ |
| અનંગ મોહીની | ૩ાા |
| પ્રાણેશ્વરીનું પ્રેમ મંદીર | ૩ |
| અઠંગ ઉઠાવગીર ભાગ ૧-૨ | ૪ |
| ગુલ બદન | ૩ |
| બસરી બાલા | ૩ |
| સૌંદર્ય વીજય ભાગ ૧-૫ | ૧૨ાા |
| ભુવન મોહીની | ૨ા |
| રાણી વ્રજ સુંદરી | ૨ાા |
| ઝાંસી ચરીત્ર | ૪ |
| ગુલીસ્તાનનુ ગુલ | ૫ |
| કરૂણા કુમારી | ૩ાા |
| રતીશાસ્ત્ર કોકશાસ્ત્ર | ૩ાા |
| આજકાલનુ હિંદુસ્તાન ડાૅ૦ નાવી કૃત ભાગ ૧-૪ | ૧૨ |
| અમર ચરીત્ર ભાગ ૧-૪ | ૧૬ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ | ૩ |
| ક્રેતા જમાનો ભાગ ૧-૫ | ૧૧ |
| કાળ રાત્રીનુ ખુની ખંજર ભાગ ૧-૨ | ૬ |
| તરૂણ તપસ્વીની ભાગ ૧-૨ | ૭ |
| વીશ્વ મોહીની ભાગ ૧-૪ | ૮ |
| સતિ ધર્મ પતિ સેવા ભાગ ૧-૨ | ૫ાા |
| પતિ વ્રતા સતીઓ | ૩ાા |
| નારાયણી | ૨ |

## લખો—મોહનલાલ પીતાંબર બુકસેલર

કાલબાદેવી રોડ, બદામના ઝાડની સામે વાલજી લાલજીનો માળો મુંબઇ નં. ૨.

નમુના માટે પ્રાઇસ લીસ્ટ મફત મંગાવો

# તાડવાડીમાં ભમતો ભુત!




આ કંઈ ખરેખરો ભુત નથી, પણ વીસમી સદીનો મહાન ટોપીઓનો હુન્નરી ઉસ્તાદ ચીરાબજારવાળો બી એમ માંજરેકરનો નવીન પેગમ છે

અમારે ત્યાં દરેક જાતની ટોપીઓના લેધર ચઢા સોનેરી, રૂપેરી, તથા ઇમીટેશન વરખ છાપવાનુ સસ્તુ કામ થાય છે તે સિવાય દરેક જાતની ટોપીઓના અસ્તર, બેંગલોર, હંગેરીયન તુર્કી, પારસી ફેંટા, ઇંગ્લીશ હેટ તથા રીપેરીંગ કામ માટે અમારૂ કામ અલબત તમોને સંતોષ આપશે ઝવેરી કૅપ, તથા પાઘડીની ટોપીઓ ઓરડર આપ્યેથી તાત્કાલીક જોઈતા જથામા પુરી પાડશુ

## શુ સમજ્યા?

ટોપીને લગતી કોઈપણ ચીજ મેળવવા હવે બીજે દોડધામ કરશો નહિ હો!

## બ્લૉક કયાં બનાવશો?

દરેક જાતના પીતળના તથા શીશીના બ્લૉક, તથા કાપડની ટોપીઓની ઉપયોગી ટીકીટ અમો ગ્રાહકની મરજી મુજબ બનાવી આપશુ, બહાર ગામના ઓરડરપર પુરતુ ધ્યાન આપવામા આવશે

લખો——બી. એમ માંજરેકર

ચીરા બજાર મુંબઈ નં ૨